॥ ॐ श्रीहरिः ॥

સર્વદા પૂજા સમયે પાઠ કરવા યોગ્ય

શ્રીમદ્ભાગવતાન્તર્ગત-સ્તુતિસંગ્રહ-સહિત

# "એકાદશગીત"

## ગુજરાતી ભાષાન્તરસહિત

સાથે હરિદાસકૃત પદ પણ આપવામાં
આવ્યાં છે.

ભાષાંતરકર્તા તથા પ્રકાશક:
શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત-દેવપાલક.
અધ્યાપક [illegible] સંસ્કૃત પાઠશાળા,
ગુલાલવાડી—મુંબઈ ૪.

સંવત ૧૯૮૪ પ્રત ૧૦૦૦ સને ૧૯૨૭



મૂલ્ય ૧-૪-૦

॥ यतो धर्मस्ततो जयः ॥

## દરેક હલવાઓમાં સર્વોત્તમ !

**ટુંક સમયમાં આખા હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ પામેલા હલવાઓમાં સર્વોત્તમ, લાંબા મુદત સુધી ન બગડતો અમારો રજીસ્ટર્ડ કેસરી**

# સૂરજ છાપ  રોયલ હલવો

( રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક. )

આપને વાપરવા ભલામણ છે. આ હલવો શુદ્ધ સૂરજ છાપ કેસરનો, મસાલાથી ભરપૂર, પોરબંદરી ઘીનો બનાવવામાં આવે છે. શુભ પ્રસંગે સગાંસ્નેહી અને મિત્રોને ભેટ આપવા આ હલવો દરેક ઠેકાણે વપરાય છે. આ હલવાના નાની મોટી સાઇઝના ડેકોરેટેડ બૉક્સો ખરીદવાનું ફક્ત એકજ સ્થાન—

## સુરતના પ્રખ્યાત મીઠાઈવાલા અને બરફીવાલા

# ઠા૦ નરસિંહદાસ ગુલાબદાસ.

શાખાઃ—ભુલેશ્વરના તળાવ સામે, મુંબઇ નં. ૨ } બ્રાંચઃ—સી. પી. ટેન્ક કોરોનેશન બિલ્ડિંગ—મુંબઈ નં. ૪

આ ઉપરાંત અમારે ત્યાં દરેક જાતની ચોકખા ઘીની મીઠાઇઓ, દરેક અવનવા એસેન્સોના મસાલાથી ભરપૂર તરેહવાર હલવાઓ, માવાનાં—બરફી, પેંડા, સુરતી અડદીયું, મેથીપાક તથા ગામઠી તેલનું દરેક જાતનું ફરસાણ હમેશાં તૈયાર મળે છે. **લગ્ન પ્રસંગે તથા ગાર્ડન સમયે ડેકોરેશન સુંદર બનાવી આપીએ છીએ.**

ગ્રાહકના મનનો સંતોષ—એ અમારો મુદ્રાલેખ છે. માટે એક વખત અમારી દુકાનોની મુલાકાત લેવાથી તમને ખાત્રી થશે. બહારગામના ઓર્ડરો પર પૂરતું ધ્યાન આપવામાં આવે છે. રોયલ હલવો વી. પી. થી મોકલીશું. ॥ ज्ञेषु किं बहुना ॥

## श्रीशेषशायी भगवान्.



शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥

इन्डियन आर्ट प्रेस, मुंबई, २.

॥ ॐ श्रीहरिः ॥

સર્વદા પૂજા સમયે પાઠ કરવા યોગ્ય

શ્રીમદ્ભાગવતાન્તર્ગત-સ્તુતિસંગ્રહ-સહિત

# "એકાદશગીત"

## ગુજરાતી ભાષાન્તરસહિત

સાથે હરિદાસકૃત ધોળ પણ આપવામાં આવ્યાં છે.




ભાષાંતરકર્તા તથા પ્રકાશકઃ

શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત, દેલવાડાકર.

અધ્યાપક દેવીદાસ લલ્લુભાઇ સંસ્કૃત પાઠશાળા,

ગુલાલવાડી—મુંબાઈ ૪.





સંવત્ ૧૯૮૪ પ્રત ૧૦૦૦ સને ૧૯૨૭






મૂલ્ય ૧-૪-૦



આ પુસ્તક શ્રી હરિહર પ્રિન્ટીંગ વર્કસ, અમદાવાદમાં
શા. ડાહ્યાભાઈ દોલતરામે છાપ્યું;

— અને —

શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકરે
મુંબાઇમાં; દેવીદાસ લલ્લુભાઇ સંસ્કૃત પાઠશાળામાં
પ્રગટ કર્યું છે.





પુરોહિત મેઘજી હરજીવન જ્યોતિષી.

રહીશ દેલવાડા. (કાઠીઆવાડ.)

જન્મઃ—સંવત. ૧૯૦૭

મરણઃ— સંવત ૧૯૭૪
આશો શુદ ૧૫ બુધવાર

ઇન્ડિઅન આર્ટ પ્રેસ, મુંબઈ, ૨.

# અર્પણપત્રિકા.

પરમપૂજ્ય શિરશ્છત્ર તિર્થસ્વરૂપ કૈલાસવાસી પિતાજી
**જ્યોતિર્વિદ્ શ્રી મેઘજી હરજીવન પુરોહિત,**

આપે મારી બાલ્યવયથીજ મને સનાતનધર્મના ઉત્તમ
સન્માર્ગમાં રાખી, ધાર્મિક અને નૈતિક શિક્ષા દ્વારા મારા
જીવનને ઉચ્ચતર કક્ષાએ પહોંચાડી મારૂં કલ્યાણ
કરવા માટે અપરિમિત પરિશ્રમ કર્યો છે, તેનો
બદલો હું આપનો ક્ષુલ્લક પુત્ર શું આપી શકું?
તોપણ આપે કરેલા તે અનુપમ ઉપકારોનું
વિસ્મરણ ન થવા માટે યત્કિંચિત્ સેવારૂપે,
ભાષાન્તરસહિત બહાર પાડેલો આ
લઘુગ્રંથ "શ્રીભાગવતાન્તર્ગતસ્તુતિ-
સંગ્રહસહિત એકાદશ ગીત"
આપનાજ ચરણકમળમાં
અર્પણ કરી મારા
જીવનનું સાફલ્ય
માનું છું;
તે આપ જ્યાં હો ત્યાં સ્વીકારી મને કૃતાર્થ કરશો
એવી આશા રાખતો હું છું આપનો

આજ્ઞાંકિત બાલક,
**રેવાશંકર.**

ભાષાન્તર કરાવવા તથા પુસ્તકો છપાવવા માટેનું

## ઉત્તમ ખાતું.

# हिरण्यगर्भ–कार्यालय.

માલીક:–શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.

ઠે. કાંદાવાડી, કલ્યાણ મોતીની ચાલ નં. ૧,
ત્રીજે માળે, ગિરગામ–મુંબઇ નં. ૪.

આ કાર્યાલયમાં સંસ્કૃત, મરાઠી અને હિંદી ભાષામાંથી ગુજરાતી ભાષાન્તર કરવાનું કામ ઉત્તમ પ્રકારનું કરી આપવામાં આવે છે તેમજ પુસ્તકો છપાવવાનું કામ પણ સંશોધન કરી, બાઇન્ડીંગ વગેરે કરાવી નિયમિત રીતે સોંઘું અને સુંદર કરી આપવામાં આવે છે, એટલે ઘેર બેઠાં પુસ્તકો કોન્ટ્રાકટથી બરાબર સમયે તૈયાર આપવામાં આવે છે.

જ્યોતિષને લગતું પણ જન્મપત્રિકા, વર્ષફળ, ટપકા વગેરે સર્વ કામ ઉત્તમ રીતે કરવામાં આવે છે. આ માટે એક વખત અનુભવ લઇ ખાત્રી કરવી.

આ સર્વ બાબત માટે ઉપરને શિરનામે લખો અથવા મળો.

શ્રી ગોપિકાગીત:–સંસ્કૃતશ્લોકસહિત સમશ્લોકી
ગુજરાતી ભાષાન્તર–લલિત છંદમાંજ.

મૂલ્ય ૦–૫–૦ પોસ્ટેજ જુદું.

# "पूज्यवंदनम्"

तीर्थक्षेत्रस्तु–"देवदारुकवन"स्थे "देलवाडाभिधे",
ग्रामे "श्रीकनकेश्वरी"शिव"महाकालेश्वरो"पासकात् ।
विप्रात् काश्यपजात् पुरोहितवरान्"मूल्या"ख्यमातुस्तथो
नेवालाद्धरजीवनात्समजनि "श्रीमेघजि"ज्ज्योतिषी ॥ १ ॥
तत्पुत्रः पितरं च तं जलधरश्यामं प्रभुं मानसे,
ध्यात्वा तां कनकेश्वरीं भगवतीं स्वां गोत्रदेवीं ततः ।
"कूंकां" मातरमप्यपारकरुणामूर्तिं "गणेशा"त्मजां,
नत्वा "श्रीधनजि"ञ्च "त्रिभुवनं" व्यासं च विद्यागुरुम् ॥२॥
श्रीमद्भागवतीयगीतदशकं सैकं स्तुतेः संग्रहं,
कृत्वा गुर्जरभाषया प्रकटिता लोकोपकाराय च ।
"रेवाशङ्कर" उत्सृजे जनमुदे भूयात्सतां प्रीतये,
क्षन्तव्यं स्खलनं भवेद्यदि ममात्राज्ञानतः सज्जनैः ॥ ३ ॥

## "देलवाडा"ग्रामस्थदेवब्राह्मणादीनां तथाच तत्समीपवर्तिदेवालय–नदी–कुण्ड–तीर्थादीनां परिचयः"

[1]श्रीसंगमेश–भयभंजन–हाटकेशाः,
[2]स्वर्णेश्वरी–बटुकभैरव–सोमनाथाः ।
नारायणेन सह यत्र वसन्ति देवाः
[3]श्रीः क्षेत्रपाल-तरुणेश्वर–नारसिंहाः ॥ १ ॥
"नारद"–"सूर्य"–"श्यामा"द्याः कुण्डा यत्र नदी [4]मृषितोया ।
"गुप्तं प्रयागतीर्थं" "सामुद्री" चाथ "[5]मूलचण्डेशः" ॥ २ ॥
कंडोलियोदीच्यसुनागरोनेवाला हि विप्रा निवसन्ति यत्र ।
सौराष्ट्रदेशे विलसत्प्रभासे पूर्देलवाडेति विराजतेऽत्र ॥ ३ ॥

---

१ सुखनाथ महादेव. २ कनकेश्वरी. ३ लक्ष्मीनारायण.
४ मच्छुंदरी नदी. ५ नाना महादेव.

# कुलदेवी श्रीकनकेश्वरी.



ऊनेवालेतिसंज्ञानां विप्राणां कुलदेवते ।
देहिनः सर्वकामांश्च हे मातः कनकेश्वरि ॥

संस्थानः—जूनागढनी मध्य गीरमां.

ઇન્ડિયન આર્ટ પ્રેસ, મુંબઇ. ૨.

## "नव जानाति ब्राह्मणः"

## "तत्र पुरोहितावटङ्किनामूनेवालविप्राणामिदं नवकम्"

ऊनेवालपुरोहिताख्यसहिता नाम्नोपनाम्ना द्विजा

नाम्नोऽन्ते किल टङ्कधर्मदधतस्तेषां नवेमानि वै ।

वंशगा श्रीकनकेश्वरी निवसतामूनापुरं देवता,

गोत्रं काश्यपसंभवं गणपतिः [1]श्रीभालचन्द्रो [2]यजुः ॥

वेदो ढुंढ्यभिधश्च भैरव इतीष्टो [3]ज्येष्ठकालेश्वरः,

ज्ञेयं त्रिप्रवरं च काश्यपमवत्सारं तथा नैध्रुवम् ।

धुर्कूटः खलु [4]वप्रपाल इति वै शाखा च माध्यंदिनी,

ज्ञेयं चेत्थमिदं स्वकीयनवकं सर्वैर्द्विजैः सर्वथा ॥

| | |
|---|---|
| ૧ કુલદેવી—શ્રીકનકેશ્વરી<br>૨ ગણપતિ—ભાલચંદ્ર<br>૩ ઇષ્ટદેવ—મહાકાલેશ્વર<br>૪ ભૈરવ—ઢુંઢી<br>૫ ક્ષેત્રપાલ—ધૂલીકૂટ | આ પાંચ દેવતાઓ દરેક ઊનેવાળોના એક સરખા છે. |
| ૬ વેદ—શુક્લ યજુર્વેદ<br>૭ શાખા—માધ્યંદિની<br>૮ ગોત્ર—કાશ્યપ<br>૯ પ્રવર—ત્રણ કાશ્યપ ૧ અવત્સાર ૨ નૈધ્રુવ ૩ | આ ચાર ફક્ત પુરોહિત અવટંક વાળાઓનેજ લાગુ પડે છે. |

ઉપર મુજબનાં દેવી વિગેરે એકંદર **નવ** જેમ પુરોહિત અવટંકવાળાઓનાં છે, તેવી રીતે દરેક બ્રાહ્મણોએ જાણવાં જોઇએ અને ત્યારેજ તે બ્રાહ્મણ કહેવાય.

૧ અપભ્રંશ—ભાભલગણેશ. ૨ શુકલયજુર્વેદ. ૩ મહાકાલેશ્વર. ૪ ક્ષેત્રપાલ.

**નોટ:**—કર્તાનાં ગામ અને વંશના પરિચયને અંગે ઉપર આપેલો કુળદેવી વિગેરેનો ગણ અપ્રાસંગિક લેખાશે નહિ.

# " ભાષાન્તરકર્તાનું સવિનય નિવેદન. "



શ્રીસચ્ચિદાનંદ–સ્વરૂપ પરમાત્માની કૃપાથી આપ વાંચકોની સમક્ષમાં આ લઘુગ્રંથ રજુ કરતાં મને ઘણો આનંદ થાય છે. આ સંસારમાં મોક્ષપ્રાપ્તિનાં કર્મ, ભક્તિ અને જ્ઞાન વિગેરે અનેક સાધનો છે. આર્યધર્મમાં અનેક મતો હોવા છતાં તે બધાઓનું લક્ષ્યબિન્દુ પરમપદપ્રાપ્તિરૂપ એકજ છે, રસ્તા માત્ર જુદા છે, જે બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરવું તે મોક્ષ કહેવાય છે. માટે તેના સાધનરૂપ અને પરમાત્માના ગુણગાનરૂપ કોઇ એકાદ પુસ્તક બહાર પાડવાની મ્હારી તીવ્ર ઇચ્છા ઘણા વખતથી હતી. અને એવા પ્રભુના અખુટ ગુણજ્ઞાનના ભંડારરૂપ ગ્રંથોમાં ઉત્તમ ગ્રંથ શ્રીમદ્‌ભાગવત છે એમ મને જણાયાથી તેમાંનો " એકાદશગીતવિભાગ " અને કેટલોએક " સ્તુતિસંગ્રહ " કે જે યાવત્ ગુજરાતી સ્ત્રીપુરૂષોને ઉપયોગી થઇ પડે તેમ હોવાથી તેને શુદ્ધ ગુજરાતી ભાષાન્તર સાથે પ્રસિદ્ધ કરવા મારા ઘણા વૈષ્ણવ બંધુઓનો આગ્રહ હતો તે મેં આજે બહાર પાડ્યો છે. તેમાં મને એમ પણ કહેવામાં આવ્યું હતું કે, શ્લોકો પણ જો ગુજરાતી લીપીમાં રખાય તો બાલબોધ અક્ષર ન વાંચી શકતાં સ્ત્રીપુરૂષો પણ તેનો લાભ લઇ શકે અને તેથીજ આ પુસ્તકમાં શ્લોકો ગુજરાતી ટાઇપમાં મૂકયા છે. યદ્યપિ હું પોતે આ બાબતથી વિરૂદ્ધ છું, કારણ કે શ્લોકોની મનોહરતા જેટલી સંસ્કૃત લીપીમાં દેખાય છે તેટલી ગુજરાતીમાં રહી શકતી નથી, પરંતુ જનતાના કેટલાક વિભાગને વશ થઈ તેમ કર્યું છે.

આપણા ગુજરાત–કચ્છ–કાઠીયાવાડમાં સંસ્કૃત ગીતો ગાવાનો ઘણો મહિમા છે, અને ઘણાંખરાં સ્ત્રીપુરૂષો વેણુગીત–ગોપીગીત–યુગલગીત

અને ભ્રમરગીત મોઢે પણ કરે છે. તેથીજ એ રાગીતો આમાં આપવામાં આવ્યાં છે.

આ સાથે પુસ્તકના અંતમાં હરિદાસકૃત ગુજરાતી ભાષામાં છપાયેલાં, શ્રીમદ્‌ભાગવતના સ્કંધ અને અધ્યાયના વિભાગસર સારરૂપ, ગુજરાતી પ્રજામાં પ્રિય થઇ પડેલાં "ધોળો" પણ ઉમેરવામાં આવ્યાં છે. આશા છે કે તે લોકોપયોગી થશેજ.

આ પુસ્તકના પાઠથી ત્રિવિધ પાપોનો નાશ થાય છે, અને સાત્ત્વિક વૃત્તિ ઉત્પન્ન થઇ પ્રભુપ્રાપ્તિ થઇ શકે છે.

આ પુસ્તક બાબત કેટલાંકોની મારી પાસે માગણી થતાં એને છપાવવા માટે બે વર્ષ ઉપર મને ઇચ્છા થઇ હતી તેથી મ્હેં એ તા. ૯–૫–૧૯૨૬ ને દિવસે મારા એક મિષ્ટભાષી મિત્રને છાપવા પણ આપ્યું હતું, પરંતુ ખેદ સાથે મારે લખવું પડે છે કે તે મિત્રે મને સંતોષ નજ આપ્યો, પણ વધુમાં એડવાન્સ આપેલા રૂપિઆ પણ કોર્ટથી ડીગ્રી થયા છતાં હજુ સુધી તેઓ આપી શક્યા નથી. હવે પછી પણ આપે ત્યારે ખરૂં.

ભાષાન્તર કરવાનો આ મ્હારો પ્રથમજ પ્રયાસ છે. તેમજ મનુષ્ય-માત્ર ભૂલને પાત્ર હોય છે. કારણકે 'सर्वज्ञ एको हरिः' પ્રભુ સિવાય કોઇપણ સર્વજ્ઞ નથી અને તેથી દૃષ્ટિદોષ કે મુદ્રણદોષ વિગેરેથી આ પુસ્તકમાં જો કંઇ ભુલ રહી ગઇ હોય તો તે,—

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधति साधवः ॥

એ ન્યાયે ક્ષન્તવ્ય ગણી સુજ્ઞ વાંચકો મને લખી જણાવશે તો બીજી આવૃત્તિ વખતે તે સુધારી લેવા હું યત્ન કરીશ. કારણકે સજ્જન

પુરૂષો સુપડાની પેઠે ગુણોજ ગ્રહણ કરે છે જ્યારે દુર્જનો ચાળણીની પેઠે માત્ર દોષોનેજ ગ્રહણ કરનાર હોય છે.

છેવટે જે પ્રભુએ આ પુસ્તક લખવા મને પ્રેર્યો છે તેનો તો હું ઉપકારી છુંજ; પરંતુ મારા પરમ સ્નેહીઓ રા. **પં. ધનંજય મુરારિ પાંધી** તથા આ પુસ્તકની પ્રસ્તાવનાના લેખક **રા. શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા** તેમજ **રા. જોશી કાનજી કાળીદાસ** કે જેઓ સમશ્લોકી ભગવદ્ગીતાકાર છે તે સર્વેનો પણ આ પુસ્તકના સંશોધન વિગેરેમાં મને તેઓએ જે અનુપમ મદદ કરી છે તે બદલ હું ઘણો આભારી છું, તથા આ પુસ્તક સત્વર છાપી આપવા માટે હરિહર પ્રિન્ટિંગ પ્રેસના અધિપતિનો તથા આ પુસ્તકમાં મૂકવામાં આવેલાં ત્રિરંગી ચિત્રો ૮ અને એક રંગી ચિત્રો ૪ મળી કુલ ૧૨ ચિત્રોના બ્લોકોની સગવડ કરી આપવા માટે મારા પરમ મિત્ર "ઇંડિયન આર્ટ પ્રિંન્ટિંગ પ્રેસ"–જુગતરામ કું૦ ના માલિક **શાસ્ત્રી અમૃતલાલ ત્રીકમજી આચાર્ય**–જામનગરનિવાસીનો પણ આભાર માન્યા વિના હું રહી શકતો નથી.

| | |
|---|---|
| સં. ૧૯૮૪ ના<br>માર્ગશીર્ષ શુક્લ ૧૧<br>ને સોમવાર. | ભાષાંતરકર્તા,<br>**શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત.** |



११ . ९४०७५

# પ્રસ્તાવના.

यस्य लीलां न जानन्ति लीलामात्रविनोदिनः ।
ज्ञानिनां परमानन्दं तं वन्दे कृष्णमीश्वरम् ॥

પરમાત્માનું સ્વરૂપ કહો કે પરમાત્માનો અંશ કહો, પરંતુ તે કાલનો અબાધિત પ્રવાહ પ્રતિદિન વહ્યો જાય છે. યુગોના યુગો વહી ગયા અને વહી જશે, અને એવા પ્રવાહમાં અનેક પ્રાણીઓ તણાયાં અને તણાશે; ખરેખર એનો જો વિચાર કરવામાં આવે તો એ પરમાત્માની લીલાજ છે, પરંતુ તે અલૌકિક લીલાનો પાર પરમાત્મા સિવાય કોણ પામી શકે તેમ છે?

એજ પ્રભુએ સ્થાવરજંગમાત્મક આ સૃષ્ટિ રચી, તેમાં અનેક પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં, અને તે સ્વસ્વકર્માનુસાર વિવિધ યોનિઓમાં ઉત્પન્ન થયાં, પરંતુ તેમાં મનુષ્યની કોટિ પૃથ્વીપરનાં પ્રાણીઓમાં ઉત્તમ ગણાવા લાગી. પરમાત્માએ મનુષ્યના કલ્યાણ માટે ઉન્નતિ અને અવનતિના કારણરૂપ ધર્માધર્માદિનાં દ્વન્દ્વ રચ્યાં અને તેમાં કલ્યાણકારક માર્ગ બતાવવા પોતાના અંશરૂપ મહાનુભાવ પુરૂષો દ્વારા શાસ્ત્રો રચાવી તેની વ્યવસ્થા કરી, અને મનુષ્ય ધર્મના ઉત્તમ માર્ગે કેવી રીતે જઈ શકે તે સમજાવ્યું, પરંતુ ભગવાને પોતે જ કહ્યું છે કે, "दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया—દૈવી એવી આ મારી ત્રિગુણાત્મિકા માયા કોઈથી જીતી શકાય તેવી નથી" તેમ માયાના આવરણથી ઢંકાએલા અજ્ઞાની જીવાત્માઓમાં યુગાનુસાર ધર્મનો હ્રાસ અને આસુરી સંપત્તિનાં તત્ત્વોનો સમાવેશ વિશેષ પ્રમાણમાં થવા લાગ્યો અને તેથી તે ધર્મના સંરક્ષણાર્થે સમયે સમયે દરેક યુગના અંતમાં પરમાત્માને અવતાર ધારણ કરવા પડ્યા.

ભગવાન્ શ્રીકૃષ્ણે પોતે જ એને માટે મહાભારતના પ્રચંડ યુદ્ધ સમયે પોતાના પ્રિયસખા અર્જુનને આ પ્રમાણે કહ્યું છે કેઃ—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

હે ભરતવંશી અર્જુન ! જ્યારે જ્યારે ધર્મનો હ્રાસ અને અધર્મની ઉત્પત્તિ થાય છે ત્યારે હું પોતે મારા આત્માને સરજું છું. અને તે પણ સાધુ પુરૂષોનાં રક્ષણ માટે, દુષ્ટોના વિનાશને માટે અને ધર્મની સારી રીતે સ્થિરતા કરવાને માટે દરેક યુગના અંતમાં હું ઉત્પન્ન થાઉં છું એટલે અવતાર ધારણ કરૂં છું."

આ પ્રમાણે જ્યારે દ્વાપરયુગના એટલે જ્યાં બે વિભાગ ધર્મના અને બે વિભાગ અધર્મના હોય છે તેવા સમયના અંતમાં પણ જ્યારે અધર્મની પ્રવૃત્તિ વિશેષ થતાં કલિયુગના આગમનના સૂચનનો વાયુ વાવા લાગ્યો અને શિશુપાળ, કંસાદિ આસુરી જીવોનું પ્રાબલ્ય વધવા માંડયું તેમ જગતમાં તેમનો ત્રાસ વર્તવા લાગ્યો અને તેવી જ આસુરી સંપત્તિના જીવોથી પૃથ્વીપર ભાર વધી પડ્યો ત્યારે પૃથ્વીનો ભાર ઉતારી, તેવા દુષ્ટોનો સંહાર કરી જગતને એવા અધર્મીઓના ત્રાસથી મુક્ત કરવા માટે બ્રહ્મદેવની સ્તુતિથી ભગવાન્ વિષ્ણુએ અવતાર ધારણ કરવાની ઇચ્છા કરી, અને અવતાર ધારણ કર્યા પછી પણ પોતાને જગતનો અનુપમ આનંદ લેવાની ખાતર દેવ તથા દેવોની સ્ત્રીઓને પણ જગતમાં અવતાર લેવાની સૂચના કરી પછી પોતે પણ દ્વાપરના અંતમાં અને કલિયુગના આરંભકાલમાં મથુરામાં વસુદેવને ત્યાં દેવકીના ઉદરથી શ્રીકૃષ્ણસ્વરૂપે અવતાર ધારણ કર્યો.

આ પ્રમાણે ખરેખર દયાળુ વિષ્ણુ ભગવાને લોકકલ્યાણાર્થે અનેક વખત અવતાર ધારણ કર્યા છે અને કરે છે. એ પરમાત્માના અવતાર ચોવીસ છે અને તેમાં પણ મુખ્ય દશાવતાર માનવામાં આવેલા છે. એમાં ભગવાનના એ અવતારો 'અંશાંશ', 'અંશ', 'કલા', 'આવેશ', 'પૂર્ણ' અને 'પરિપૂર્ણ' એમ છ પ્રકારના માનવામાં આવે છે. તેમાં ભગવાન્ વિષ્ણુના આ શ્રીકૃષ્ણના અવતારને કેટલા અંશાવતાર તથા કેટલાક પરિપૂર્ણાવતાર માને છે. ગમે તેમ હો અથવા વ્યક્તિગત માન્યતાની ભિન્નતાને અંગે જે, જે માને તે ખરૂં, પરંતુ એ તો નિર્વિવાદ છે કે ભગવાન્ શ્રીકૃષ્ણ એ વિષ્ણુનો અવતાર અને તે લોકકલ્યાણાર્થે થયો છે.

સંસારમાં જન્મ્યા એટલે જીવન તો વ્યતીત કરવાનું જ, પરંતુ તેમાં એ જીવનની ઉત્તમતા અને અધમતાની ભિન્નતાનો આધાર તો મનુષ્યની પોતાની વૃત્તિપરજ રહે છે. સદાચાર, ધર્મ, નીતિ, ભક્તિ, જ્ઞાન વગેરે સદ્‌ગુણોની પ્રતિદિન પ્રાપ્તિ કરવી અને તે દ્વારા ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં પ્રવૃત્ત થવું એવી ઇચ્છા દ્વારા પ્રયત્ન કરવો એ ઉત્તમ માર્ગની સરણિ, અને દુઃસંગ દ્વારા અનુચિત કર્મ કરી પરમાત્માને ન ઓળખી સ્વેચ્છા પ્રમાણે ચાલવું એ અધોગતિએ પહોંચવાની સરણિ, અને તેથી જેઓ ઉત્તમ માર્ગ તરફ જવાની ઇચ્છાવાળા હતા અથવા છે તેવા તો પ્રભુના પરમ ભક્તો વિવિધ પ્રકારનાં ભક્તિજ્ઞાનાદિવડે પરમાત્માને પ્રાપ્ત થવાનો યત્ન કરી તેમના પરમ પદને પામ્યા છે અને પામવા યત્ન કરે છે એમ આપણે સાંભળ્યું છે અને તેથી આજે પણ આપણે તેવા ભગવદ્‌ભક્તોના ગુણાનુવાદ ગાઇએ છીએ.

જ્યારે આવા સચ્ચરિત ભકતોની પણ આપણે પ્રશંસા કરીએ તો પછી તેઓ જેમના સ્વરૂપને પામ્યા છે, એવા અને જગતમાં અવતાર લઇ ધર્માધર્મની વ્યવસ્થાનું અપૂર્વ ચિત્ર રજુ કરનારા જ્ઞાનના અધિષ્ઠાતા દેવ

ભગવાન્ શ્રીકૃષ્ણના અનુપમ ચરિત્રોનું ગાન આ સંસારમાં કેમ ન કરીએ? અને વળી એ પ્રમાણે ધર્મનું સ્થાપન કરી લોકકલ્યાણ કરનાર પરમાત્મા-એ રચેલી આ સૃષ્ટિમાં વિવિધ પ્રાણીઓમાં પણ મનુષ્યજન્મ જેવો દુર્લભ જન્મ આવવા છતાં કઈ ભાગ્યહીન વ્યક્તિ તે પરમાત્માનું ચિંતવન ભૂલી જઈ પોતાના આ મનુષ્યજીવનને એક પશુવત્ વહન કરે? કેમકે જે પ્રભુએ અર્જુનને ગીતા જેવો અનુપમ ઉપદેશ આપી અર્જુનનું જ નહિ, પરંતુ તેને કર્મ, ભક્તિ અને જ્ઞાનના વિશુદ્ધ જ્ઞાનામૃતનું પાન કરાવી તે દ્વારા આખા જગતને સ્વસ્વરૂપની પ્રાપ્તિનો માર્ગ બતલાવી સર્વનું કલ્યાણ કર્યું છે, અને જેની "**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वन्दनं दास्यं सख्यं चात्मनिवेदनम् ॥** એ નવ પ્રકારની વિવિધ ભક્તિ દ્વારા ક્રમે કરી પરીક્ષિત્, વ્યાસ, પ્રહ્લાદ, લક્ષ્મી, પૃથુ, અક્રૂર, હનુમાન્, અર્જુન અને બલિરાજા, અને વળી પ્રેમલક્ષણા ભક્તિમાં એકતાર થએલી ગોપિકાઓ એમ એ સર્વ પરમ ભક્તો પરમ ગતિને પામ્યા છે તેમના ચરિત્ર–માહાત્મ્યનું શ્રવણ કરી તેમને પ્રાપ્ત થવા માટે તો દરેક વ્યકિત યત્ન કરે એમાં સંશય નથી; કારણ ભગવાનના જ અંશ-સ્વરૂપ એવા વેદવ્યાસજીએ પણ જ્યારે અનેક પુરાણ રચ્યાં છતાં તેમના મનમાં પ્રસન્નતા ન આવી અને તેનું કારણ જ્યારે તેઓએ દેવર્ષિ નારદને પૂછ્યું ત્યારે તેમણે પણ વેદવ્યાસજીને કહ્યું કે, "તમે અનેક પુરાણાદિ રચ્યાં, પરંતુ જ્યાં સુધી ભગવદ્ગુણાનુવાદનું પુરાણ રચ્યું નથી ત્યાં સુધી તમને સંતોષ થશે નહિ માટે તમે તેવું પુરાણ રચો." આથી ભગવાન્ વેદવ્યાસજીએ જ્યારે ભગવાનના ગુણાનુકીર્તનરૂપ 'શ્રીમદ્ભાગવત' નામનું પુરાણ રચ્યું ત્યારે જ તેમનું મન પ્રસન્ન થયું.

આ પ્રસ્તુત ગીતો પણ જેમાંથી લેવામાં આવેલાં છે તે પણ શ્રીમદ્ભાગવત જ છે અને તે શ્રીમદ્ભાગવત તે એક સાધારણ નહિ, પરંતુ

જેમાં અનેક વિષયોનું જ્ઞાન આપવામાં આવેલું છે તથા જેમાં ભગવાન્ શ્રીકૃષ્ણનાં ચરિત્રોનું અલૌકિક વર્ણન આપવામાં આવ્યું છે, તેવો અનુપમ ગ્રંથ છે, અને તેથીજ તે પ્રભુ પ્રત્યે અનુપમ ભક્તિભાવ ધરાવતી ગોપિકાઓ વિગેરેનાં ગીતો તેમ લોકનું આધ્યાત્મિક કલ્યાણ કરી શકે તેવાં ગીતો લઇ તેના સંગ્રહરૂપે પ્રસ્તુત પુસ્તક ભાષાંતરકર્તા તરફથી બહાર પાડવામાં આવ્યું છે.

આટલું કથન અત્ર કહી હવે કંઈક પ્રસ્તુત પુસ્તકના ટુંક પરિચય તરફ વળીએ. આ લઘુ ગ્રંથનું નામ "**શ્રીમદ્ભાગવતનાં એકાદશ ગીત તથા સ્તુતિસંગ્રહ**" છે. એટલે શ્રીમદ્ભાગવતમાં આવેલાં પ્રેમ-ભક્તિનાં મનોરંજન ગીતો તથા બીજાં કેટલાંક અધ્યાત્મજ્ઞાનનાં ગીતો એટલે કે એકંદર "વેણુગીત", "ગોપીગીત", 'યુગલગીત", "ભ્રમરગીત", "શ્રુતિગીત", "મહિષીગીત", "અવધૂતગીત", "પિંગલાગીત", "કદર્યગીત", "ઐલગીત" અને "રુદ્રગીત" એમ એકાદશ ગીત તથા સ્તુતિસંગ્રહમાં "નારાયણકવચ" "ભીષ્મસ્તુતિ" "વૃત્રાસુરસ્તુતિ" "રુક્મિણી પત્ર" "સામાન્ય સ્તુતિસંગ્રહ" તથા "ભાગવતનાં ધોળ" એ પ્રમાણે આ પુસ્તકમાં આપવામાં આવેલું છે અને તેમાં પ્રથમ 'વેણુગીત' આપવામાં આવ્યું છે.

૧. "**વેણુગીત**"માં ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાની કિશોર અવસ્થામાં મુરલીના મધુર નાદથી ગોપિકાઓના મનને કેવી રીતે હરણ કર્યું હતું અને તેથી ગોપિકાઓએ તે મુરલીના નાદથી મુગ્ધ થઇ, પોતાના સ્નેહીઓનું કંઈપણ શ્રવણ ન કરતાં, ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રત્યે અનન્ય ભાવ જણાવતી પ્રેમપૂર્ણ હૃદયે દોડી આવી પોતાનો પ્રેમભાવ કેવી રીતે બતાવ્યો હતો તેનું કથન કરવામાં આવ્યું છે.

૨. "ગોપીગીત"માં શરદ્ઋતુની પૂર્ણચન્દ્રથી પ્રકાશિત રાત્રિમાં ભગવાન્ શ્રીકૃષ્ણને રાસક્રીડાની ઇચ્છા થવાથી તેમ પોતાના પ્રત્યે અપૂર્વ પ્રેમ દર્શાવતી ગોપિકાઓનો પોતાના પ્રત્યે કેવો પ્રેમ છે તે જોવાના હેતુથી, યમુનાના કિનારાપર રાસક્રીડાની અભિલાષાથી ભેગી થએલી ગોપિકાઓ ઉપર પોતાનો પ્રેમ હોવાથી અભિમાનયુક્ત થએલી તે ગોપિકાઓનું અભિમાન નાશ કરવા માટે ભગવાન્ પોતે અંતર્ધ્યાન થઇ ગયા અને તેથી તે ગોપિકાઓને તે રાત્રિમાં ભગવાનનો વિરહ અસહ્ય થતાં તેઓ પોતાના હૃદયમાં ઉછળી રહેલા તેમના પ્રેમને વિવિધ વાક્યોદ્વારા કરૂણરસથી બહાર કાઢતી તેમ તેમનાં દિનચર્યા વગેરે વિવિધ સ્મરણોના પ્રલાપ કરતી અને તેમના દર્શનની અભિલાષા જણાવતી, રાસક્રીડાનો અપૂર્વ આનંદ અનુભવવા માટેની પ્રાર્થના કરતી પોતાની આત્મનિવેદન ભક્તિદ્વારા તન્મયતાથી પ્રભુમાં જે પ્રેમભાવ પ્રકટાવે છે તે આપવામાં આવ્યું છે.

૩. "યુગલગીત" ભગવાન્ જ્યારે ગાયો ચારવા વનમાં જતા તે સમયે તેમના પ્રેમમાં બદ્ધ થએલી ગોપિકાઓને, તેમનો દિવસનો વિરહ પણ કેવો અસહ્ય થતો અને તેથી તેઓ ભગવાનનાં વિવિધ સ્મરણો કરતી પોતે કવી રીતે દિવસ નિર્ગમન કરતી હતી તેનું અપૂર્વ વર્ણન આપવામાં આવ્યું છે.

૪. "ભ્રમરગીત"માં ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાની પ્રિય ગોપિકાઓ પોતાના વિયોગથી દુઃખિની થતી હશે એમ સમજી પોતાના પ્રિય ઉદ્ધવજીને સંદેશ કહેવા વ્રજમાં મોકલ્યા અને તે સમયે ઉદ્ધવજીને આવેલા જાણી, તે કપટયુક્ત કૃષ્ણ તરફથીજ આવ્યા હશે એમ સમજી, પોતાને કાપટ્યથી ત્યાગ કરનાર કૃષ્ણનું કપટીપણું બતાવવા માટે એક ભ્રમરની અન્યોક્તિનાં મિષે ઉદ્ધવજીને ઉદ્દેશી ગોપિકાઓ પોતાનો શ્રીકૃષ્ણ

તરફ કેવો અતુલિત પ્રેમ છે તે જણાવતી તેમના દર્શનની અભિલાષાથી જે મનોહર કથન કરે છે તે આપવામાં આવ્યું છે.

૫. "**શ્રુતિગીત**"માં શ્રુતિઓએ પરમાત્માના નિર્ગુણ સ્વરૂપનું વર્ણન કરતાં આધ્યાત્મિક તત્ત્વનું જે રહસ્ય એટલે કે આત્મા, શરીર, જીવ શી વસ્તુ છે તથા જગતની ઉત્પત્તિ વગેરે કેવી રીતે થાય છે. પરમાત્માની પ્રાપ્તિનાં કયાં સાધન છે અને તે દ્વારા પરમાત્માના સ્વરૂપને કેવી રીતે પ્રાપ્ત થવાય છે, માયા શી વસ્તુ છે તથા તેને જીતી પરમ-પદને કેવી રીતે પમાય છે, વગેરે વર્ણન આપી પરમાત્માની સ્તુતિ કરેલી છે. આમાં શ્રુતિઓએ કરેલા બ્રહ્મના નિર્ગુણ સ્વરૂપનું વર્ણન કરતાં ભગવાન્ વેદવ્યાસે માયાને ન માની માયાની જાળમાં સપડાયલા અજ્ઞાની જીવોને 'માયાથી જ આત્મા જીવસ્વરૂપને પામે છે, વસ્તુતઃ આત્મા બ્રહ્મસ્વરૂપ નિર્વિકાર છે એ સારી રીતે સમજાવેલું છે. સાથે "**ब्रह्म सत्यं जगन्मिथ्या**–બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા છે". એ સત્ય સિદ્ધાન્તનું જ્ઞાન પણ સારી રીતે સમજાવેલું છે, પરંતુ તે જો માયામય જીવો ભોગવિલાસનાં ઐહિક વિનાશિ સુખોને સત્ય સમજી તેના હેતુથી જગતને સત્ય સમજવાનો દુરાગ્રહ ન રાખતા હોય અને કોઇ પંડિત ગુરૂથી સત્ય શું છે તે સમજેલા હોય અથવા સત્ય સમજવા ઇચ્છતા હોય તો.

આ શ્રુતિગીતમાં વર્ણવેલું આધ્યાત્મિક જ્ઞાન અપૂર્વ છે. અને તેમને સારી રીતે ગુરૂદ્વારા સમજવામાં આવે તો બ્રહ્મ, આત્મા, જીવ, શરીર વગેરે શું છે, તેનું તાત્પર્ય મોહમય પ્રાણીઓને સમજાયા સિવાય રહે નહિ.

૬. "**મહિષીગીત**" માં ભગવાન્ શ્રીકૃષ્ણની પત્નીઓ થવાથી પોતાને કૃતકૃત્ય માનતી ભગવાનની રાણીઓ અનેક વસ્તુઓના સંબોધન દ્વારા ભગવાન્ તરફ પોતાની કેવી અનન્ય ભક્તિ છે, તથા તેમના

ચરણારવિન્દની મહત્તાને પોતે કેટલા પ્રમાણમાં અતુલિત માને છે તે જણાવે છે. અને તેથી સંસારમાં પામર પ્રાણીઓએ પરમાત્મા તરફ કેવો અનુરાગ રાખવો જોઇએ તેનું હાર્દિક તાત્પર્ય ઉત્તમ રીતે સમજાવેલું છે.

૭. "**અવધૂતગીત**". આ ગીત યદુરાજા અને એક અવધૂત બ્રાહ્મણના સંવાદરૂપે આપવામાં આવ્યું છે; એમાં અવધૂતસ્વરૂપ ધારણ કરનાર બ્રાહ્મણે, ધર્મનું સ્વરૂપ સમજી, આત્મજ્ઞાનના વિષયનો ઉત્તમ ઉપદેશ યદુરાજાને આપેલો છે. અને 'ગુરૂ વિના જ્ઞાન નથી' એ ન્યાયે પોતે કેટલા ગુરૂ કર્યા અને તે દ્વારા પોતે ક્યાં ક્યાં તત્ત્વો સ્વીકારી શું શું જ્ઞાન પ્રાપ્ત કર્યું તથા પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા માટે યોગીઓએ કેવી રીતે રહેવું તથા સંસારની પ્રત્યક્ષ રહેલી સ્ત્રી–પુત્રાદિ ઉપાધિઓથી મનુષ્ય માયામાં ફસીને કેવી અધોગતિને પામે છે, તે સારી રીતે બતાવેલું છે.

૮. "**પિંગલાગીત**" આ ગીત અવધૂતગીતનું અન્તર્ગત ગીત છે. એમાં એક પિંગલા નામની વારાંગનાએ આશાના પાશમાં બદ્ધ થઈ પોતાના જીવનને કેવી રીતે અધઃપાતના માર્ગમાં નાંખેલું છે, તથા તે આશામાં નિરાશા મળવાથી તે પિંગલાને જે શોક થઇ તે દ્વારા તેનાં ચર્મચક્ષુ ખુલી તેને જે જ્ઞાન થાય છે તે બતાવ્યું છે. અને તેમાં આશાના પાશમાં બદ્ધ થએલા જીવો પોતાની કેવી અધોગતિ કરે છે અને તેથી આશાનો ત્યાગ કરી પરમાત્માના ચરણકમલનું ચિંતવન કરવું એજ મનુષ્યજીવનની સાર્થકતા છે એટલે આશારહિત થઇ, સંતોષ રાખી, સંસારમાં પ્રભુનું પરમ પદ પામવા માટે આત્મનિષ્ઠ થઇનેજ મનુષ્યે પોતાનું જીવન વ્યતીત કરવું એ પરમ લક્ષ્ય છે એમ સમજાવવામાં આવ્યું છે.

"પિંગલાગીત" પુરૂં થયા પછી પણ 'અવધૂતગીત' ચાલુ જ છે, એટલે તેમાં પણ તેણે પોતાના અન્ય ગુરૂઓ દ્વારા પોતાને થએલા જ્ઞાનની અને તે દ્વારા વૈરાગ્યની પ્રાપ્તિનું કથન કરતાં આત્મજ્ઞાનનું વર્ણન કરેલું છે.

૯. "**કદર્યગીત**"માં ભગવાન્ ને ઉદ્ધવના સંવાદરૂપે એક કદરી ભિક્ષુકે આત્મા સુખદુઃખાદિ દ્વન્દ્વોથી નિર્લિપ્ત છે અને એને એ સુખદુઃખાદિનો જે સંબંધ જોવામાં આવે છે, તે પ્રપંચાત્મક માયાના કારણથી થાય છે, અને તેથી આત્મજ્ઞાન દ્વારા પરબ્રહ્મપ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળા પુરુષે એ દ્વન્દ્વોને સહન કરી અનેક પ્રકારનાં દુઃખો પડવા છતાં નિર્ભય રહી, સ્વધર્મમાંથી જરા પણ ચ્યુત થયા સિવાય શાસ્ત્રવિધિ પ્રમાણે સંન્યાસ દ્વારા બ્રહ્મના તત્ત્વનું ચિંતવન કરવું એજ સંસારમાં પરમપુરુષાર્થ છે, અને તે દ્વારા પુરુષ પરમ સદ્ગતિને પામે છે, અને બ્રહ્મમય થાય છે, એ સંબંધનું કથન કરેલું છે.

૧૦. "**ઐલગીત**"માં પુરુરવા નામનો રાજા સ્વર્ગની ઉર્વશી નામની અપ્સરામાં અત્યંત આસક્ત થઇ તન્મય બની ગયો હતો, પરંતુ પાછળથી પૂર્વના તપોબળને અંગે એને જ્ઞાન થતાં પોતે વિષયમાં કેટલો બધો મોહાંધ બની ગયો છે તે સંબંધમાં પોતાની તે કામાંધતાને ધિક્કારી, સંસારના પાશ મનુષ્યોને કેવા બંધનકારક અને મોહકરાક છે તેનું વર્ણન કરતાં તે સંસારનો ત્યાગ કરી કામક્રોધાદિ ષડ્વર્ગને જીતી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાથી જ મનુષ્યનું કલ્યાણ થાય છે એ સમજાવે છે. અને તેમાં સ્નેહીઓ એજ સંસારની ખરી શૃંખલા છે એમ જણાવતાં 'માંસાદિના વિકારમય આ દેહ ઉપરનું મમત્વ મિથ્યા છે' એમ જ્ઞાનીએ સમજવું જોઇએ અને ત્યારે જ તે આત્મકલ્યાણ કરી શકે છે, એ સંબંધનું પણ ઉત્તમ રહસ્ય બતાવવામાં આવ્યું છે.

૧૧. "**રુદ્રગીત**" માં પ્રાચીનબર્હિષ નામના રાજાના પુત્ર દશ પ્રચેતાઓને ભગવાન્ રુદ્રે તપશ્ચરણ કરવા માટે વિષ્ણુ ભગવાન્‌નું સ્તવન કેવી રીતે કરવું અને તેમાં તેમના અંગપ્રત્યંગાદિનું હૃદયમાં કેવી રીતે ધ્યાનાદિથી સ્થિરીકરણ કરવું તે બતાવ્યું છે. સાથે ભગવાન્ વિષ્ણુનું માહાત્મ્ય, તથા તેમનું યોગીઓ વડે કરવામાં આવતું ચિંતવન વિગેરે પણ બતાવ્યું છે. વળી ભક્તોની પણ મહત્તા "**क्षणार्धेनापि तुलये न स्वर्गं ना पुनर्भवम् । भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥** હું ભગવાનના ભક્તના અર્ધા ક્ષણના સમાગમની સમાન સ્વર્ગને અથવા મોક્ષને પણ માનતો નથી, તો મનુષ્યોના અન્ય વૈભવને તો કેમજ ગણું !" કહી બતાવી છે. એ પ્રમાણે ભગવાનની પ્રસન્નતાને માટે ભગવાન્ રુદ્રે આ ગીત ગાએલું હોવાથી તે 'રુદ્રગીત' ના નામે પ્રસિદ્ધ છે. અને તેથી પ્રચેતાઓ પણ તે પ્રમાણે ભગવાનનું ધ્યાન કરવાથી પરમ સિદ્ધિને પામ્યા હતા.

આ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ તરફના પ્રેમરસને વહન કરતાં તેમ તેમના અધ્યાત્મસ્વરૂપને જણાવતાં એમ સર્વ મળી શ્રીમદ્ભાગવતનાં એ પ્રસિદ્ધ અગીઆર ગીતો આ પુસ્તકમાં આપવામાં આવેલાં છે અને ત્યારપછી બીજો "સ્તુતિસંગ્રહ" વિભાગ આપવામાં આવેલો છે કે જેમાં પ્રથમ "નારાયણકવચ" આપવામાં આવ્યું છે.

૧ "**નારાયણકવચ**" માં વિશ્વરૂપે ઇન્દ્રને આ નારાયણકવચ આપવાથી તેણે જેમ પોતાના શત્રુઓનો સંહાર કર્યો હતો તેજ પ્રમાણે મનુષ્ય પણ જો આનો પાઠ કરે તો તે પોતાના શત્રુઓનો અથવા તો પોતાના શરીરમાં રહેલા કામક્રોધાદિ શત્રુઓનો વિનાશ કરી શકે છે, કારણકે જેમ એક યોદ્ધો પોતાના શરીરપર કવચ ધારણ કરવાથી યુદ્ધ કરવા છતાં પણ નિર્ભય રહે છે અને તેનાં અંગોનું રક્ષણ થાય છે,

તેજ પ્રમાણે આ પણ નારાયણ ભગવાનની સ્તુતિરૂપ કવચ છે કે જેમાં મનુષ્યને પોતાના પ્રત્યેક અંગનું રક્ષણ કરવાની ભગવાનની પ્રાર્થના કરવામાં આવેલી છે, અને તેથી તે એ નારાયણકવચને ધારણ કરી પોતાનાં અંગપ્રત્યંગોને શત્રુઓથી અથવા કામક્રોધાદિ શત્રુઓથી રક્ષણ કરી પોતાનું કલ્યાણ કરી શકે છે. વળી એમાં ભગવાનનાં વિવિધ સ્વરૂપોની પણ પ્રાર્થના છે અને તે પ્રત્યેકને પોતાના અંગપ્રત્યંગના અધિષ્ઠાતા દેવ માની તે દ્વારા પોતાની રક્ષાની પ્રાર્થના કરવામાં આવી છે. આ સ્તોત્રનો નિત્યપાઠ માટે વધારે ઉપયોગ જોવામાં આવે છે.

૨ "**ભીષ્મસ્તુતિ**"માં મહાભારતના ભયંકર યુદ્ધમાં બાણોથી વિદ્ધ થએલા અને બ્રહ્મચર્યથી જગત્‌માં ભીષ્મ પ્રતિજ્ઞા દ્વારા ભીષ્મસંજ્ઞાને પ્રાપ્ત થએલા ભીષ્મપિતામહ જ્યારે મરણોન્મુખ થઇને બાણશય્યાપર સુતેલા છે અને તે સમયે જ્યારે ધર્મ સમજવા માટે શ્રીકૃષ્ણસહિત યુધિષ્ઠિર રાજા આવેલા છે ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણના દર્શનથી જેમના હૃદયમાં પરમ આનંદ પ્રાપ્ત થએલો છે એવા ભીષ્મપિતામહે ભગવાનની કરેલી ગદ્‌ગદ્ સ્તુતિ છે કે, જે ખરેખર કોઇ પાષાણહૃદયી મનુષ્યના હૃદયને પણ પીગળાવી દે તેવી છે. એમાં ભગવાનની મૂર્તિનું વર્ણન હોવા સાથે પણ ભગવાન્ પોતાના ભક્તના પ્રેમની ખાતર પોતાની પ્રતિજ્ઞા પણ તોડી શકે છે એટલો ભક્તપર એમનો અનુગ્રહ છે તે જણાવવામાં આવ્યું છે; તેમજ પરમાત્મા સર્વવ્યાપક છે એમ જણાવતાં અન્તમાં 'મરણસમયમાં પોતાની પરમગતિરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણ હો' એમ પણ પ્રેમપૂર્ણભાવે સ્તુતિ કરી પ્રત્યેક જીવાત્માએ તેવીજ ભાવના અન્તસમયમાં સ્વકલ્યાણ માટે રાખવી જોઇએ એવું ધ્વનિત કરેલું છે.

૩ "**વૃત્રાસુરસ્તુતિ**"માં ઇન્દ્ર સાથે વૃત્રાસુરને યુદ્ધ થયું તે સમયે તેણે ભગવાનની સ્તુતિ કરી છે અને તેમાં ભગવત્પ્રાપ્તિની પાસે

સંસારની સર્વ વસ્તુઓ નિર્જીવ છે એમ ધારી પરમાત્મપદ પ્રાપ્ત થવા માટેની પ્રાર્થના કરવામાં આવી છે.

૪ **"રૂકિમણીએ શ્રીકૃષ્ણપર લખેલો પત્ર"** એમાં ભીમકરાજની પુત્રી અને શ્રીકૃષ્ણ પર પરમ પ્રેમ રાખનાર રૂકિમણીએ ભગવાનની સાથે લગ્ન કરવા માટે તેમના ઉપર સંદેશો મોકલ્યો છે અને તેમાં ભગવાનના અનુપમ સૌંદર્યનું, તેમને વરવાની પોતાની પ્રબલ આતુરતાનું અને પોતાની પ્રાપ્તિ માટેના ભગવાનને બતાવેલા ઉપાયનું વર્ણન આપવા સાથે ભગવાનના ચરણકમળની પ્રાપ્તિના અપૂર્વ માહાત્મ્યને પણ હૃદયંગમ રીતે વર્ણવેલું છે. વળી સ્ત્રીની મનોભાવનાની જે એકનિષ્ઠતા પોતાના હૃદયસ્થ સ્વામી તરફ હોય છે તેનું પણ ભાવનામય ચિત્ર એમાં દોરેલું છે.

સ્તુતિસંગ્રહમાં પણ આ પ્રમાણે આ ચાર પ્રકરણો શ્રીમદ્ભાગવતમાંથી આપી ત્યારપછી છેવટે ભિન્ન ભિન્ન ગ્રંથોમાંના કેટલાક આદર્શભૂત પ્રસિદ્ધ ભગવત્સ્તુતિના શ્લોકો આપવામાં આવેલા છે, જે ખાસ કોઇપણ વ્યક્તિને મુખાગ્ર કરવા જેવા તથા ભગવાન્ પ્રત્યે અપૂર્વ પ્રીતિ ઉત્પન્ન કરી, મનને પ્રસન્ન કરી આનંદ આપનારા છે. ત્યારપછી ભગવાન્ શંકરાચાર્યકૃત ષટ્પદી આપવામાં આવેલી છે કે જેમાં વિષ્ણુની અપૂર્વ સ્તુતિ ભગવાન્ શંકરાચાર્યે કરી મનુષ્યના હૃદયને ગદ્ગદ બનાવી દે તેવા ભાવો જણાવી ભગવાનના અનુપમ સ્વરૂપનું વર્ણન કરેલું છે કે, જે વાંચવાથી મનુષ્યનું હૃદય પ્રભુ તરફ પ્રેમપૂર્ણભાવે ઢળ્યા સિવાય રહી શકે તેમ નથી. વળી ઐકાન્તિકભક્તિથી પ્રભુના સત્યસ્વરૂપનું ધ્યાન કરનાર ભક્તનાં નેત્રોમાંથી આ સ્તોત્ર પ્રેમાશ્રુવહન કરાવે તેવું છે. ભગવાન્ શંકરાચાર્યે આ પ્રમાણે ભગવાન્ વિષ્ણુનાં અને અન્ય દેવોનાં પણ એવાં અનેક સ્તોત્રો બનાવેલાં છે કે, જેમની ભાવનામય તુલનામાં

ભાગ્યે જ ત્યારપછીનાં થએલાં સ્તોત્રો સમાનતાને પામી શકે તેવાં છે. અન્તમાં "શ્રીમદ્‌ભાગવતનાં ઘોળ ભાગ ૩ જો" આપવામાં આવેલો છે કે, જેમાં શ્રી હરિદાસકૃત ભાગવતનાં દ્વાદશસ્કંધનાં ઘોળનો સંગ્રહ આપવામાં આવેલો છે કે જે વાંચવાથી પ્રાકૃત મનુષ્યને ગાવા સાથે ભાગવતનો સાર સમજવો ઠીક પડી શકે તેમ છે.

આમ આ લઘુ પુસ્તકમાં ભગવાન્ શ્રીકૃષ્ણ તરફ અનુપમ ભક્તિભાવ ધરાવતા સજ્જનોને હિતાવહ થઈ પડે તે પ્રમાણે પ્રસિદ્ધ ગીતો તથા સ્તુતિસંગ્રહ અને ધોળ આપવામાં આવેલાં છે કે, જે વાંચવાથી સંસારના વાતાવરણમાં પ્રવૃત્ત થએલાં હાલનાં મનુષ્યોનાં પ્રવૃત્તિમય ચિત્ત કંઇક અંશે પણ પરમાત્મા તરફ વળી થોડી ઘણી પણ શાંતિનો અનુભવ લઇ શકે.

આ પ્રમાણે ભાષાંતરકર્તાનો લોકહિત માટેનો આ પ્રયત્ન સ્તુત્ય છે. તેમાં પણ વિશેષતા એ છે કે કેટલાંક સ્ત્રીપુરૂષો કે જેઓ સંસ્કૃત શબ્દો ઉકેલવાને માટે સમર્થ હોતાં નથી તેઓને પણ મૂળ શ્લોકો ઉકલી શકે તેટલા માટે ગુજરાતી લીપીમાંજ તે આપવામાં આવેલા છે. ભાષાંતર પણ એકંદર માત્ર મૂળ જ નહિ પણ કંઇક સમજ પડે તે પ્રમાણે વિસ્તૃતરૂપે આપવામાં આવેલું છે, સાથે દરેક સ્થાનમાં જયાં જોઇએ ત્યાં અવતરણિકાઓ પણ જણાવવામાં આવેલી છે. જો કે કેટલેક સ્થળે ભાષાંતર વિસ્તૃત આપવા છતાં, કઠિન જેવું જણાશે અને તેથી સામાન્ય જનસમાજને તે સમજવું તે તે સ્થળે મુશ્કેલ પણ થઇ પડશે, પરંતુ તેમાં આધ્યાત્મિક વિષય સામાન્ય રીતે જ ગંભીર હોવાથી તેમ બનવું સંભવિત છે.

ભાષાંતરમાં તથા સંશોધનમાં ક્વચિત્ દૃષ્ટિદોષથી રહેલી ભૂલોને માટે ભાષાંતરકારે પોતેજ પોતાના નિવેદનમાં શિષ્ટતા જાળવેલી હોવાથી તે બાબતમાં મારે કંઇપણ લખી પુનરુક્ત કરવા જેવું નથી.

જો કે આ એક લઘુ ગ્રંથ હોવાથી તેની વિશેષ પ્રસ્તાવનાની જરૂર જેવું હોતું નથી અને તેમાં પણ હમેશાં પ્રસ્તાવના એ બહુધા ગ્રંથકાર અથવા ભાષાંતરકારની પોતાની જ હોય તો તે વધારે યોગ્ય ગણાય; તો પણ ભાષાંતરકર્તાની ઇચ્છાને માન આપી હું ભગવાન્ શ્રીકૃષ્ણના માહાત્મ્યની સૂચક ટુંક પ્રસ્તાવના લખવાનો અનાદર કરી શકયો નથી. આશા છે કે જનસમાજ ભાષાંતરકર્તાના સ્તુત્ય પ્રયત્નને વધાવી લઇ વાંચનથી ગ્રંથનો સદુપયોગ કરી તેને સફળ કરવા ચૂકશે નહિ.

છેવટમાં એટલુંજ જણાવીશ કે, ભગવાન્ વેદવ્યાસની પ્રભાવશીલ અને આનંદપૂર્ણ મધુરતમ વાણીની રચના અને શુકદેવજી જેવા મહાનુભાવના મુખથી પરીક્ષિત્ જેવા રાજરત્નને સંભળાવવામાં આવેલા એ વાણીના રસાસ્વાદમાં શી ન્યૂનતા હોય ? અને એ હેતુથી જ એ રસામૃતનો સ્વાદ અત્યાર સુધીના ભક્તો લેતા આવ્યા છે ને લે છે; અને તેથીજ કહી શકાય કે આ પુસ્તકરૂપ ગીતો અને સ્તુતિઓ એ તેજ અમૃતના ઘુંટડા હોવાથી **निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ॥ पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥** એ શ્લોકાધાર પ્રમાણે આત્મકલ્યાણ ઇચ્છનાર સજ્જનો ભક્તિભાવે એ અમૃતના ઘુંટડાઓનું પાન કરી પ્રભુપ્રેમનો પરમ આનંદ અનુભવો ! ઇતિશમ્.

ભગવત્કૃપાભિલાષી
**તુલજાશંકર ધીરજરામ શાસ્ત્રી.**



# અનુક્રમણિકા.

# " ચિત્રાનુક્રમણિકા ".



કેટલાંક ચિત્રોમાંના શ્લોકોમાં પ્રુફો બતાવ્યા સિવાય છાપી નાખવાથી ક્વચિત્ રહેલી ભૂલો જુમતરામ કંપનીના વ્યવસ્થાપકને આભારી છે તો વાંચકો તે બદલ દરગુજર કરશે એમ આશા છે.

—ભાષાંતરકર્તા.





# ॥ अथ मंगलम् ॥

## પરમ
## સત્યસ્વરૂપ પરમાત્માનું ધ્યાન.

### ॥ सत्यं परं धीमहि ॥

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

(શ્રીમદ્ભાગવતનો આદિશ્લોક.)

જે પરમેશ્વરથી આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે; ઘડામાં માટી અને અલંકારોમાં સુવર્ણની પેઠે જે પરમેશ્વર કાર્યરૂપ જગત્‌ના વિષે કારણ રૂપે વ્યાપી રહેલા છે; વળી જે પરમેશ્વર એ મિથ્યા જગત્‌થી જુદા પણ છે; જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયંપ્રકાશ છે તથા જેનો અર્થ જાણવામાં મહાબુદ્ધિમાન્ મનુષ્યો પણ મોહ પામે છે એવા વેદને જે પરમેશ્વરે આદિકવિ શ્રીબ્રહ્માના મનમાં અન્તર્યામીરૂપે પ્રકાશ કર્યો છે; જેમ સૂર્યનાં કિરણો વિષે ભ્રાંતિથી દેખાતું ઝાંઝવાનું પાણી સાચું નથી, તોપણ સૂર્યનાં કિરણોની સત્તાથી તે સાચું હોય તેમ ભાસે છે, અને જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચ છે' એવી બુદ્ધિ થાય છે તે સાચી નથી, તોપણ તે પાણીની સત્તાથી સાચી હોય તેમ ભાસે છે, તથા જેમ કાચના વિષે ભ્રાંતિથી 'આ પાણી છે' એવી બુદ્ધિ થાય છે તેયે સાચી નથી, તોપણ તે કાચની સત્તાથી સાચી હોય તેમ ભાસે છે, તેમ જે અધિષ્ઠાન પરમેશ્વરના વિષે તમોગુણના કાર્યરૂપ પંચભૂતની સૃષ્ટિ અને સત્ત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત અને અસત્યરૂપ હોવા છતાં, જે પરમાત્માની સત્તાથી તે સાચી હોય તેમ ભાસે છે; જે પરમેશ્વરે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશથી માયારૂપ કપટને ટાળી નાખ્યું છે; અને જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં તથા જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં કદિ નાશ નથી, **એવા સત્યસ્વરૂપ તથા સર્વથી પર ( શ્રેષ્ઠ ) પરમાત્માનું અમે નિરંતર ધ્યાન કરીએ છીએ.**

**કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને ।**
**પ્રણતક્લેશનાશાય ગોવિંદાય નમો નમઃ ॥**

## श्रीव्रजभूषण.



बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं बिभ्रद्वासः कनकक-
पिशं वैजयन्तीं च मालाम्। रंध्रान्वेणोरधरसुधया पूरयन्गोप-
वृन्दैर्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥




# अथ एकादशगीतप्रारम्भः ।

"શ્રીમદ્ ભાગવત" માં આપેલાં વિશિષ્ટ એકાદશ ગીતોનો પ્રારંભઃ

## શ્રીમદ્ ભાગવતનાં એકાદશ ગીત.

## अथ "श्रीवेणुगीतम्"

### "શ્રીવેણુ-ગીત" (ગીત ૧ લું)

**"શ્રીમદ્‌ભાગવત" દશમસ્કંધ, અધ્યાય ૨૧, શ્લોક ૧ થી ૧૦.**

**અવતરણિકા (પૂર્વસંબન્ધ):**—નંદ અને વાસ્તવિકમાં વસુદેવને ત્યાં અવતરેલા માયામનુષ્ય ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે સાત વર્ષની વયે, ઇન્દ્રનો ગર્વ હરણ કરવાને ગોવર્ધન-ધારણ ઇત્યાદિ ક્રીડા કરી, ત્યાર પછીની કિશોર અવસ્થાનો સમય, આ ગીત માટે પ્રસ્તુત છે; એ કિશોર

અવસ્થામાં, પોતાની સુંદર મનમોહક મુરલીના નાદથી, ગોપિકાઓને રાત્રિને વખતે પોતાની પાસે બોલાવી, તેમની સાથે, વિશિષ્ટ, અખંડ, અનંતાનુભવગમ્ય આત્મસંગતિ–આત્મક્રીડા કરી, એ વાત ભગવાન્ શ્રી શુકદેવ, રાજા પરીક્ષિત્ પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યા:—

## શ્રી શુક ઉવાચ—

**ભગવાનપિ તા રાત્રીઃ શરદોત્ફુલ્લમલ્લિકાઃ ।**
**વીક્ષ્ય રન્તું મનશ્ચક્રે યોગમાયામુપાશ્રિતઃ ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—શ્રી શુકદેવજી બોલ્યા:–હે રાજન્! શરદ–ઋતુમાં વિકસિત મલ્લિકા (મોગરા) આદિ પુષ્પોવાળી* તે રાત્રિઓને જોઇને, અતુલ ઐશ્વર્ય અને બીજાઓથી અકલિત–મહિમાવાળી યોગમાયાનો આશ્રય કરીને રહેલા અર્થાત—

**"न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा"**

"કર્મો મને લેપ–બન્ધન–કરી શકતાં નથી, તેમજ મને કર્મોનાં ફલમાં કોઇ પણ પ્રકારની આસક્તિ નથી, અર્થાત્ હું કર્તા ભોક્તાના અભિમાનરહિત છું, તેથી પાપ, પુણ્ય કે તજ્જન્ય બન્ધનથી

---

* "તે રાત્રિઓ" એમ કહેવામાં હેતુ એ છે કે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે, કાત્યાયની–વ્રત કરતી ગોપિકાઓને, તેમના વ્રતની સિદ્ધિ બતાવતાં નીચે પ્રમાણે વચન આપ્યું હતું:–**યાતાऽबला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः** અર્થાત્, હે સ્ત્રિઓ, તમે બધી વ્રતથી સિદ્ધ છો. તમે સૌ વ્રજમાં જાઓ અને આ–આગામિની–રાત્રિઓમાં તમને હું આનંદ કરાવીશ" તેથી તે વચનની સંગતિમાં આ શરદ ઋતુની ક્રીડાઓ છે.

હું સદા મુક્ત છું" એ પોતાના વાક્ય પ્રમાણે, નિર્લેપ એવા ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રે, ગોપિકાઓની સાથે રમણ કરવાની ઇચ્છા કરી. ૧

**અવતરણિકા:**—જે વખતે, શરદ્ ઋતુમાં ભગવાન્ શ્રીકૃષ્ણ-ચન્દ્રે, ગોપિકાઓ સાથે રમણ કરવાની ઇચ્છા કરી, તે સમયે પ્રકૃતિ–નિસર્ગ–કુદરત–પ્રવર્તક, એ ભગવાનની અનુકૂલતા સાધવા માટે, નિશાનાથ ચન્દ્ર ભગવાન્ પણ, પૂર કાઠમાકથી ઉગી નિકળ્યા, તે હકીકત શુકદેવજી કહે છે:—

**તદોડુરાજ: કકુભ: કરૈર્મુખં**
**પ્રાચ્યા વિલિમ્પન્નરુણેન શન્તમૈ: ।**
**સ ચર્ષણીનામુદગાચ્છુચો મૃજન્**
**પ્રિય: પ્રિયાયા ઇવ દીર્ઘદર્શન: ॥ ૨ ॥**

**ભાવાર્થ:**—ઘણે લાંબે વખતે જેનું દર્શન થાય, તેવો ચિરોષિત પતિ, આવતી વખતે જેવી રીતે પોતાની પ્રિયાનું મુખ, લાલ કુંકુમથી લિંપે છે, તેવી રીતે, પોતાનાં ઉદય પામતાં તથા સુખ આપનાર કિરણોની લાલિમા વડે, પૂર્વ દિશા રૂપી પોતાની નાયિકાનું મુખ, અરૂણ કરતા તથા મનુષ્યોના શોક–તાપગ્લાનિ–ને હરણ કરતા રજનીપતિ ભગવાન્ ચન્દ્ર આકાશમાં ઉદય પામ્યા. ૨

**અવતરણિકા:**—ઉપર પ્રમાણે ચન્દ્રના ઉદય પછી, દિવ્ય તથા આનંદદાયક ચન્દ્રને તેમજ સુંદર વનને જોઇને, ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર, સ્ત્રીઓના મનને હરણ કરનારૂં મધુરૂં ગાન કરવા લાગ્યા. એ હકીકત નીચેના શ્લોકમાં કહેવામાં આવે છે:—

**દૃષ્ટ્વા કુમુદ્વન્તમખંડમંડલં**
**રમાનનાભં નવકુંકુમારુણમ્ ।**
**વનં ચ તત્કોમલગોભિરંજિતં**
**જગૌ કલં વામદૃશાં મનોહરમ્ ॥ ૩ ॥**

**ભાવાર્થ:**—જેના દર્શનથી કુમુદ વિકાસ પામે છે, જેનું મંડલ–બિંબ–ખંડરહિત–સંપૂર્ણ–ગોલાકાર છે, સાક્ષાત્ ભગવતી લક્ષ્મીના જેવી જેની કાન્તિ છે તથા નવીન કુંકુમના જેવો જેનો રક્તવર્ણ છે, તેવા ચન્દ્રને, તેમજ તે બાલચન્દ્રનાં કોમલ–આછાં–કિરણોથી આચ્છાદિત વનને જોઇને, ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર સ્ત્રીઓના મનને આકર્ષિત કરનારૂં, સુંદર–મધુરૂં ગાન કરવા લાગ્યા. ૩

**અવતરણિકા:**—ઉપર પ્રમાણે સુંદર તથા ચન્દ્રપ્રકાશિત અરણ્યમાંથી ભગવાનના ગાનને સાંભળવાથી વ્રજસ્ત્રીઓને કેવી અસર થઇ, તેનું વર્ણન નીચેના શ્લોકમાં કરે છે:—

**નિશમ્ય ગીતં તદનઙ્ગવર્ધનં**
**વ્રજસ્ત્રિય: કૃષ્ણગૃહીતમાનસા: ।**
**આજગ્મુરન્યોઽન્યમલક્ષિતોદ્યમા:**
**સ યત્ર કાન્તો જવલોલકુંડલા: ॥ ૪ ॥**

**ભાવાર્થ:**—ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે ગાએલા તે કામોદ્દીપક ગીતને સાંભળીને, જેમનાં મન કૃષ્ણે હરી લીધાં છે, તથા જેમને પરસ્પરનો ઉદ્યમ–ચેષ્ટા–માલૂમ નથી, તેમજ ચાલવાની ઉતાવળી ગતિને લઇને જેમનાં કાનનાં કુંડલો હાલી રહ્યાં છે, તેવી વ્રજની સ્ત્રીઓ કાન્ત–ચાહવા લાયક–સુંદર–ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર જ્યાં હતા ત્યાં ગીતના શબ્દપરથી માર્ગ જાણીને આવી પહોંચી. ૪

**અવતરણિકા:**—શ્રીકૃષ્ણનું સૂચન કરાવતા તે શબ્દ–ગીત–શ્રવણથી, વાસુદેવમાં આસક્ત–લાગી રહેલા ચિત્તવાળી સ્ત્રીઓને તે ક્ષણેજ, આ સંસારની સત્ત્વ, રજ અને તમોમયી ત્રિવિધ કર્મસરણિ નિવૃત્ત થઈ, અને જાણે નિર્વાણ–પદની પ્રાપ્તિના પ્રદેશમાં ગમન કરતી હોય, તેમ તે ગોપિકાઓ, અર્ધાં અર્ધાં કામો છોડી, એ દિવ્ય સંગીત–પ્રવર્તકના આત્માની સાથે મધુરી બંસીના નાદ દ્વારા પોતાના આત્માની એકતાનતા–ઉંડી સંગતિ કરવા જઇ પહોંચી, તે હકીકત નીચેના ત્રણ શ્લોકથી કહે છેઃ—

**દુહન્ત્યોઽભિયયુઃ કાશ્ચિદ્દોહં હિત્વા સમુત્સુકાઃ ।**
**પયોઽધિશ્રિત્ય સંયાવમનુદ્વાસ્યાઽપરા યયુઃ ॥ ૫ ॥**

**ભાવાર્થ:**—ભગવાનના એ દિવ્ય ગાનને સાંભળવા, કોઇ ગોપીઓ ગાયોને દોહતી હોઇને, કોઇ દોહવાના પાત્રને છોડીને, કોઇ પાત્રમાં દુધને ચૂલા ઉપર ચડાવીને, તેના ઉભરાઇ જવાની પ્રતીક્ષા કર્યા સિવાય, તેમજ કોઇ ચૂલા ઉપર પક્વ થએલા શિરાને ઉતાર્યા સિવાય કૃષ્ણ–દર્શનની ઉત્કંઠાથી ત્યાં આવી. ૫

**પરિવેષયન્ત્યસ્તદ્ધિત્વા પાયયન્ત્યઃ શિશૂન્પયઃ ।**
**શુશ્રૂષન્ત્યઃ પતીન્ કાશ્ચિદશ્નન્ત્યોઽપાસ્ય ભોજનમ્ ॥ ૬ ॥**

**ભાવાર્થ:**—કોઇ ગોપીઓ પોતાનાં પરિજનોને પીરસવાનું છોડીને, કોઈ પોતાનાં બાલકોને ધાવતાં છોડીને, કોઇ પોતાના પતિઓની શુશ્રૂષા કરતી તેમજ કોઇ ખાતી હોઇને ખાવાનું છોડીને પણ ત્યાં આવી. ૬

**લિમ્પન્ત્ય: પ્રમૃજન્ત્યોઽન્યા અઞ્જન્ત્ય: કાશ્ચ લોચને।**
**વ્યત્યસ્તવસ્ત્રાભરણા: કાશ્ચિત્કૃષ્ણાન્તિકં યયુ: ॥ ૭ ॥**

**ભાવાર્થ:**—કોઇ પોતાના પતિના શરીરને ચંદનાદિકથી લેપ કરતી હોઈ તે છોડીને, કોઇ પોતાનાં નેત્રમાં આંજતી હોઇ આંજવાનું છોડીને, તથા કોઇ તો ઉલટાં સુલટાં વસ્ત્રાભરણોને ધારણ કરેલી પણ, ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર પાસે આવી પહોંચી. ૭

**અવતરણિકા:**—એ ગોપિકાઓ, પોતાના આપ્તવર્ગથી નિષેધ કરવામાં આવ્યા છતાં દૃઢ પ્રેમાનુબન્ધથી, તેમજ કૃષ્ણચન્દ્રથી મુગ્ધ થએલી હોવાથી અરણ્યમાં જતાં અટકી નહિ, તે હકીકત નીચેના શ્લોકમાં કહે છે:—

**તા વાર્યમાણા: પતિભિઃ પિતૃભિર્ભ્રાતૃબંધુભિ: ।**
**ગોવિંદાપહૃતાત્માનો ન ન્યવર્તન્ત મોહિતા: ॥ ૮ ॥**

**ભાવાર્થ:**—તે વ્રજસ્ત્રીઓ, તેમના પતિ, પિતા, ભાઇઓ તેમજ સગાં સંબંધીઓથી વારવામાં આવ્યા છતાં, ભગવાન્થી હરી લીધેલા આત્મવાળી તથા મુગ્ધ થયેલી, અરણ્યમાં જતાં અટકીને પાછી ફરી નહિ. ૮

**અવતરણિકા:**—પતિ વિગેરેએ પ્રતિબંધથી બારણાં બંધ કરી, પૂરવામાં આવેલી કેટલીક ગોપીઓ જો કે પોતાના સ્થૂલ શરીરથી ત્યાં ન જઇ શકી, તોપણ મનથી ભગવાનનું ધ્યાન કરવા લાગી તે કહે છે:—

**અન્તર્ગૃહગતા: કાશ્ચિદ્ ગોપ્યોઽલબ્ધવિનિર્ગમા: ।**
**કૃષ્ણં તદ્ભાવનાયુક્તા દધ્યુર્મીલિતલોચના: ॥ ૯ ॥**

**ભાવાર્થ:**—કોઈ ગોપીઓ પતિ વગેરે વડે ઘરમાં બંધ થવાથી બહાર જવાનો માર્ગ ન મળવાથી, સ્થૂલ શરીરથી તો ત્યાં ન જઇ શકી,

પણ મનથી તો શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરી શકીજ, અર્થાત્ તે પહેલાંથીજ શ્રીકૃષ્ણની ભાવનાયુક્ત અંતઃકરણવાળી હોવાથી, આંખોને બંધ કરીને સાંસારિક વાતાવરણને દૂર કરીને તેજ પરમ, શાશ્વત, બ્રહ્મ-કૃષ્ણ-નું ધ્યાન કરવા લાગી. ૯

**અવતરણિકા:**—તે પરમાત્મા-શ્રીકૃષ્ણને ધ્યાનથી પ્રાપ્ત થએલી ગોપિકાઓ, માયામય, એવા ત્રિગુણાત્મક શરીરને છોડીને પરમ ગતિને પામી ગઈ, તે વાત નીચેના બે શ્લોકમાં કહે છે:—

**દુઃસહપ્રેષ્ઠવિરહતીવ્રતાપધુતાશુભાઃ ।**
**ધ્યાનપ્રાપ્તાચ્યુતાશ્લેષનિર્વૃત્યા ક્ષીણમંગલાઃ ॥ ૧૦ ॥**
**તમેવ પરમાત્માનં જારબુદ્ધ્યાઽપિ સંગતાઃ ।**
**જહુર્ગુણમયં દેહં સદ્યઃ પ્રક્ષીણબન્ધનાઃ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ:**—અત્યંત પ્રિય શ્રીકૃષ્ણના અસહ્ય વિયોગજન્ય તીવ્ર અગ્નિ વડે, અનેક જન્મમાં ભોગવવા યોગ્ય દુઃખરૂપી પાપો જેમનાં નષ્ટ થઇ ગયાં છે, તેમજ ભગવાન્ શ્રીકૃષ્ણના પુનિત ધ્યાનમાં, પ્રાપ્ત થએલ તેમનાં અંગના સંગજન્ય આનંદથી, પુણ્યો પણ જેમનાં નષ્ટ થઇ ગયાં છે, તેવી ગોપિકાઓએ, જો કે તે પરમાત્માની, જારબુદ્ધિથી સંગતિ કરી, તો પણ તેમનાં પાપપુણ્યનાં ભોગ્ય બન્ધનો તુરત નષ્ટ થઈ ગયાં, અને તેઓ ત્રિગુણાત્મક-ભૌતિક-શરીરનો ત્યાગ કરી શકી, અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરી શકી. ૧૦-૧૧.

**ઇતિ શ્રીમદ્ ભાગવતાન્તર્ગત**
**"વેણુગીત" ગુર્જરભાષાનુવાદસહિત સમાપ્તઃ ॥**



# अथ "श्रीगोपीगीतम्"

## "શ્રી ગોપી–ગીત" (ગીત ૨ જું.)

### "શ્રીમદ્ભાગવાત" દશમસ્કંધ–પૂર્વાર્ધ, અધ્યાય ૩૧ મો.

**અવતરણિકા (પૂર્વસંબંધ):**—શરદ્ ઋતુની રાત્રિએ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે, પોતાના સુંદર વેણુગીતથી ગોપિકાઓને મુગ્ધ કરી, અરણ્ય તરફ આકર્ષણ કર્યું, તે વાર્તા "વેણુગીત" માં આવી ગઇ: ત્યાર પછી પોતાને પ્રાપ્ત થયેલી, તે બધી ગોપિકાઓને કૃષ્ણચન્દ્રે, કેટલાંક ઠપકાનાં વચનો સંભળાવ્યાં, અને ઘેરે જઇ પતિ–શુશ્રૂષાદિ સ્વકર્તવ્યમાં મગ્ન રહેવા શિખામણ આપી, પણ એથી દુઃખી થઇ ગોપિકાઓએ પોતાના સ્વીકારની અને કૃપાની યાચના કરી, તેમજ શરદ્‌ની રળીઆમણી રાત્રિએ ભગવાનનો સંગ તથા તજ્જન્ય આનંદથી વિયુક્ત ન કરવાની તેમની પાસે પ્રાર્થના કરી. ભગવાન્ શ્રીકૃષ્ણે તેમની સાથે રાસક્રીડા રમવાનું શરૂ કર્યું, એ ક્રીડામાં મનુષ્યની માફક ખેલતા ભગવાનને જોઇને ગોપીઓને તેમના પ્રત્યે મનુષ્યબુદ્ધિ થઇ, તેમજ પોતાના સૌભાગ્ય માટે અહંકાર થયો આથી તેમના એ સૌભાગ્યના મદને દૂર કરવા, તથા તેમના પર વિશેષ કૃપા કરવાની ઇચ્છાથી ભગવાન્ તે રાસક્રીડામાંથી અંતર્હિત થઇ ગયા; એ પ્રમાણે ભગવાનને અદૃશ્ય થએલા જોઇને ગોપીઓએ તેમને શોધવાના અનેક પ્રયત્નો કર્યા, પણ તે સઘળા વ્યર્થ ગયા, અને શોધવા માટે આમતેમ ફરતી ગોપીઓ, યમુના–તટ પર આવીને ભગવાનની હૃદય–પૂર્વક સ્મરણ,

श्री राधा माधव.



आननं नमितं कस्मात्किमिच्छसिवद प्रिय ।
दातुं भक्तेप्सितं कृष्णः समर्थ इति विस्मृतम ॥

मनोरंजन आर्ट प्रेस. मुंबई २.

ધ્યાન તથા મનન વડે સ્તુતિ કરવા લાગી, એ સ્તુતિને આપણે "ગોપીગીત" તરીકે ઓળખીએ છીએ, એ ગીતમાં પ્રેમઘેલા આત્માઓના પ્રેમની ઉંડી પ્રસ્તાવના, સહૃદય–આત્મ–નિવેદન અને શુદ્ધ નિષ્કામ પ્રેમલક્ષણા ભક્તિનાં પૂરો વહે છે, તેથી જિજ્ઞાસુઓએ, આ ગીતને રહસ્યના મનનપૂર્વક, અને તત્ત્વના વિચારપૂર્વક તથા શુદ્ધ અંતરાત્માના ભાવથી જાણવા અને સમજવા પ્રયાસ કરવો જોઇએ:—

**જયતિ તેऽધિકં જન્મના વ્રજઃ**
**શ્રયત ઇન્દિરા શશ્વદત્ર હિ ।**
**દયિત દૃશ્યતાં દિક્ષુ તાવકા–**
**સ્ત્વયિ ધૃતાસવસ્ત્વાં વિચિન્વતે ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—ગોપીઓ બોલી:–હે પ્રિય શ્રીકૃષ્ણ! આપના જન્મથી આ સમસ્ત વ્રજભૂમિ, અતિ ઉત્કૃષ્ટતાથી–સ્વર્ગાદિલોકથી પણ અધિક આશ્ચર્યશીલતાથી વર્તે છે, કારણકે આપે અહીં જન્મ લીધેલો હોવાથી, આપને અનુકૂલ વર્તતી ભગવતી શ્રી લક્ષ્મી દેવી સર્વદા અહીંજ વાસ કરે છે, એ પ્રમાણે આપની હાજરીથી બધું વ્રજ સુખી છે, પણ માત્ર આપને માટેજ જેમણે પ્રાણ ધારણ કરેલા છે તેવી અમેજ માત્ર આપને ચોતરફ શોધી રહી છીએ અને આપના વિયોગમાં દુ:ખી થઈ રહી છીએ. ૧.

**અવતરણિકા:**—કદાચ આપ કહો કે, "ભલે મને શોધો, મ્હને તેથી શું?" તો તેના પ્રત્યુતરમાં ગોપિકાઓ ભગવાનને આવી નિષ્ઠુરતાજન્ય પાપથી કલંકિત થતા જણાવે છે. ૧

**શરદુદાશયે સાધુજાતસત્–**
**સરસિજોદરશ્રીમુષા દૃશા ।**
**સુરતનાથ તેઽશુલ્કદાસિકા**
**વરદ નિઘ્નતો નેહ કિં વધઃ ॥ ૨ ॥**

**ભાવાર્થઃ**—હે સુરતનાથ–રતિક્રીડાના પતિ! હે અભીષ્ટ આપનાર! શરદ્ ઋતુમાં તળાવમાં, સારી રીતે ખીલેલા કમળના ગર્ભમાં રહેલી શોભાને પણ હરણ કરનાર સુંદર નેત્ર વડે, આપની આ વિના મૂલ્યમની દાસીઓને મારો છો, તે શું આ લોકમાં એક પ્રકારનો વધ ન કહેવાય કે? શું માત્ર શસ્ત્રોથી વધ તેજ વધ કહેવાય? અને મોહક દૃષ્ટિથી વંચિત રાખીને વધ કરો છો તે વધ ન કહેવાય કે? અર્થાત્ એ પણ અમારો વધજ છે, અને એથી અમે હતપ્રાણ થયેલી છીએ, તેને આપના દૃષ્ટિ રૂપી અમૃતથી સજીવન કરો! એજ પ્રાર્થના! ૨

**અવતરણિકાઃ**—"અગર આપ અમને મારવાનેજ ચાહતા હો, તો પહેલાં અનેક પ્રકારનાં અપમૃત્યુઓમાંથી અમારૂં રક્ષણ કરી, હવે દૃષ્ટિવડે કામદેવને મોકલી કાં અમારૂં મૃત્યુ કરો છો?" એમ ગોપિકાઓ પૂર્વ વૃત્તાન્ત કહે છેઃ—

**વિષ જલાપ્યયાદ્ વ્યાલરાક્ષસાદ્**
**વર્ષમારુતાદ્ વૈદ્યુતાનલાત્ ।**
**વૃષમયાત્મજાદ્ વિશ્વતો ભયાદ્**
**ઋષભ તે વયં રક્ષિતા મુહુઃ ॥ ૩ ॥**

**ભાવાર્થ**—હે શ્રેષ્ઠ! કાલીયહ્રદના વિષમય જલથી થતા નાશમાંથી, અઘાસુર નામના રાક્ષસથી, ઈંદ્રકૃત વૃષ્ટિથી, વિજળીના તાપથી–અગ્નિથી,

વત્સાસુર તથા વ્યોમાસુરથી, તેમજ બીજા સમસ્ત ભયોથી વારંવાર નિકટ આવેલા અમારા નાશમાંથી આપે અમારૂં રક્ષણ કર્યું છે તો હવે આપ, કેમ અમારી ઉપેક્ષા કરો છો ? ૩

**અવતરણિકાઃ**—"સમસ્ત વિશ્વના પાલનના હેતુથી અવતરેલા એવા આપને, આપના પોતાનાજ ભક્તોની ઉપેક્ષા કરવી જરા પણ ઉચિત નથી." એમ ગોપિકાઓ શ્રીકૃષ્ણને સંબોધીને કહે છે:—

**ન ખલુ ગોપિકાનન્દનો ભવાન્**
**અખિલદેહિનામન્તરાત્મદૃક્ ।**
**વિખનસાર્થિ તો વિશ્વગુપ્તયે**
**સખ ઉદેયિવાન્ સાત્વતાં કુલે ॥ ૪ ॥**

**ભાવાર્થઃ**—હે પ્રિયસખા ! આપ માત્ર યશોદાનાજ પુત્ર એટલે માત્ર "યશોદાનન્દન"જ નથી, પણ આપ તો, સમસ્ત પ્રાણિઓના અંતરાત્માના સાક્ષી છો. બ્રહ્માની પ્રાર્થનાથી, વિશ્વના રક્ષણને માટેજ યાદવોના કુલમાં આપે પોતાના સંકલ્પથી અવતાર લીધો છે. ૪

**અવતરણિકાઃ**—અમે જે, આપને શરણે આવનાર ભક્ત છીએ તેની ચાર પ્રાર્થનાનો આપ અવશ્ય સ્વીકાર કરો એમ ગોપિકાઓ કહે છે:—

**વિરચિતાભયં વૃષ્ણિધુર્ય તે**
**ચરણમીયુષાં સંસૃતેર્ભયાત્ ।**
**કરસરોરુહં કાન્ત કામદં**
**શિરસિ ધેહિ નઃ શ્રીકરગ્રહમ્ ॥ ૫ ॥**

**ભાવાર્થઃ**—હે વૃષ્ણિ—યાદવ—શ્રેષ્ઠ ! હે કાન્ત ! સંસારના ભયથી આપનાં ચરણમાં પ્રાપ્ત થનાર ભક્તજનોને અભય આપનાર, કામના-

ઓને પૂર્ણ કરનાર અને લક્ષ્મીજીના હસ્ત કમલને ગ્રહણ કરનાર, એવા આપના હસ્તકમલ અમારા મસ્તક ઉપર આપ અર્પણ કરો. અર્થાત્ અભય, કામના, શ્રી અને શરણ એ ચારે વસ્તુને આપના હસ્તસ્પર્શથી આપ અમને આપો!

**અવતરણિકાઃ**—હજી પણ ગોપીઓ ભગવાનનાં દર્શન માટેજ ચૌદ શ્લોકથી વિવિધ આર્દ્રભાવથી પ્રાર્થના કરે છેઃ—

**વ્રજજનાર્તિહન્ વીર યોષિતાં**
**નિજજનસ્મયધ્વંસનસ્મિત ।**
**ભજ સખે ભવત્કિંકરીઃ સ્મ નો**
**જલરુહાનનં ચારુ દર્શય ॥ ૬ ॥**

**ભાવાર્થઃ**—હે વ્રજવાસીઓની પીડાઓને હરનાર! હે વીર! પોતાનાં મનુષ્યોને ઉત્પન્ન થએલ ગર્વનો નાશ કરનાર સ્મિતવાળા! હે સખા! આપના અંતર્ધ્યાન થવાથી સ્વતઃ ગર્વની નિવૃત્તિ પામેલી, એવી આપની દાસીઓને આપ અવશ્ય આશ્રય આપો! અને આપના કમલ સમાન સુંદર મુખને તુરત દેખાડો! ૬

**પ્રણતદેહિનાં પાપકર્શનં**
**તૃણચરાનુગં શ્રીનિકેતનમ્ ।**
**ફણિફણાર્પિતં તે પદાંબુજં**
**કૃણુ કુચેષુ નઃ કૃન્ધિ હૃચ્છયમ્ ॥ ૭ ॥**

**ભાવાર્થઃ**—હે પ્રિય! શરણે આવનાર પ્રાણિમાત્રનાં પાપને હણનાર, તૃણચર–ગાયો તથા તેનાં વત્સોની પાછળ ચાલનાર, સૌભાગ્યથી લક્ષ્મીના સ્થાનરૂપ, કાલીય નાગની ફણાઓ ઉપર મૂકાએલ આપનાં

ચરણકમલને અમારા કુચસ્થલ ઉપર સ્થાપિત કરો અને એમ કરીને અમારા હૃદયમાં રહેવાવાળા કામદેવનો નાશ કરો. ૭

**મધુરયા ગિરા વલ્ગુવાકયયા**
**બુધમનોજ્ઞયા પુષ્કરેક્ષણ ।**
**વિધિકરીરિમા વીર મુહ્યતી-**
**ર્ધરસીધુનાઽઽપ્યાયયસ્વ નઃ ॥ ૮ ॥**

**ભાવાર્થઃ**—હે કમલનાં જેવાં નેત્રવાળા! મધુર અને સુંદર વાકયોવાળી અને બુદ્ધિમાનોનાં મનને હરણ કરનાર આપની વાણીવડે, મોહને પ્રાપ્ત થએલી આપની આ દાસીઓને, હે વીર! આપના અધર નીચલા હોઠ–રૂપી અમૃત વડે, સારી રીતે જીવનવાળી અર્થાત્ શુદ્ધિમાં આવતી કરો! ૮

**અવતરણિકાઃ**—"આપના વિરહથી, અમારૂં તો મરણજ થવું જોઇતું હતું, પણ આપના કથારૂપી અમૃતનું પાન કરાવનાર બુદ્ધિમાન્ મનુષ્યો વડે અમે છેતરાઇ ગઇ છીએ." એવો ભાવ ગોપીઓ, નીચેના શ્લોકમાં દર્શાવે છેઃ—

**તવ કથામૃતં તપ્તજીવનં**
**કવિભિરીડિતં કલ્મષાપહમ્ ।**
**શ્રવણમંગલં શ્રીમદાતતં**
**ભુવિ ગૃણન્તિ તે ભૂરિદા જનાઃ ॥ ૯ ॥**

**ભાવાર્થઃ**—હે પ્રભો ! આપનું કથારૂપી અમૃત સંસારના તાપથી તપેલાઓને જીવન રૂપ છે, બ્રહ્મવિત્ પુરૂષોથી પણ સ્તુતિ કરવા લાયક, અર્થાત્ દેવભોગ્ય અમૃતથી પણ ઉત્કૃષ્ટ, સંપૂર્ણ પાપને દૂર કરનાર, શ્રવણ માત્રથી કલ્યાણને આપનાર તથા અતિપ્રશસ્ત છે, તેનો વિસ્તાર જેવી રીતે થાય તેવી રીતે પૃથ્વીમાં જેઓ નિરૂપણ કરે છે તેઓ પૂર્વ જન્મમાં ઘણાં દાનોને આપનાર સુકૃતી કહેવાય છે, અથવા તેઓ કથારૂપી અમૃતથી ઘણાને જીવિત આપનાર હોવાથી બહુ સુકૃતી કહેવાય છે, અર્થાત્ જેઓ આપના કથામૃતનું નિરૂપણ જ માત્ર કરે છે, તેઓ પણ અતિ ધન્ય છે, તો પછી આપનાં દર્શનને પ્રાપ્ત કરનારના પુણ્યની તો શી ગણના ? એટલા માટે અમે પ્રાર્થના કરીએ છીએ, કે આપનાં દર્શન આપો ! ૯

**અવતરણિકાઃ**—"અગર તમે મ્હારી કથાના શ્રવણમાત્રથીજ તૃપ્ત હો, તો મ્હારા દર્શનથી કયો વિશેષ લાભ છે ?" એમ ભગવાન્ પ્રશ્ન કરે, તો તેના પ્રત્યુતરમાં "આપના વિલાસથી ક્ષુભિત–ચિત્તવાળી એવી અમને, કથામાત્રથી શાન્તિ થઇ શકે નહિ," એ આશયથી ગોપિકાઓ કહે છેઃ—

**પ્રહસિતં પ્રિય પ્રેમવીક્ષણં**
**વિહરણં ચ તે ધ્યાનમંગલમ્ ।**
**રહસિ સંવિદો યા હૃદિસ્પૃશઃ**
**કુહક નો મનઃ ક્ષોભયન્તિ હિ ॥ ૧૦ ॥**

**ભાવાર્થઃ**—હે પ્રિય ! હે કપટાચરણ કરનાર ! ધ્યાનમાત્રથીજ પરમ આનંદ આપનાર હસવું, પ્રેમપૂર્વક જોવું, અનેક ક્રીડાઓ,

એકાન્તમાં હૃદયને સ્પર્શ કરનાર આપનાં પરિહાસ વચનો, વિગેરે અમારાં હૃદયોને, ક્ષોભ યુક્ત કરે છે, એથી આપનાં દર્શન, તથા ઉક્ત ભાવોને પ્રત્યક્ષ પ્રાપ્ત કર્યા સિવાય અમને શાન્તિ થઇ શકે તેમ નથી" ૧૦.

**અવતરણિકા:—**"આપમાં અમે અત્યંત પ્રેમાર્દ્ર ચિત્તવાળી છીએ, છતાં આપ ક્યા હેતુથી, અમારી સાથે કપટાચરણ કરો છો" એ પ્રશ્ન ગોપિકાઓ નીચેના બે શ્લોકમાં કરે છે:—

**ચલસિ યદ્ વ્રજાચ્ચારયન્ પશૂન્**
**નલિનસુન્દરં નાથ! તે પદમ્ ।**
**શિલ-તૃણાંકુરૈઃ સીદતીતિ નઃ**
**કલિલતાં મનઃ કાન્ત! ગચ્છતિ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ:—**હે નાથ! જ્યારે આપ પશુઓને ચરાવતા વ્રજભૂમિથી અરણ્યમાં જાઓ છો, તે વખતે આપનાં કોમલ ચરણ, કાંકરાઓ, તૃણ અને અંકુરિત તૃણથી કલેશ પામશે, એમ વિચાર કરી, અમે અતિ અસ્વસ્થ થઈ જઇએ છીએ, અર્થાત્ એ પ્રમાણે અમે આપના દુઃખની સંભાવના કરી અસ્વસ્થ થઇએ છીએ. આપ પ્રત્યે બધી અમારી આત્મીયતા હોવા છતાં, આપ અમારાથી આટલી ભિન્નતા અથવા કપટ રાખો, એ વ્યાજબી કહેવાય? ૧૧.

**દિનપરિક્ષયે નીલકુન્તલૈ**
**ર્વનરુહાનનં બિભ્રદાવૃતમ્ ।**
**ઘનરજસ્વલં દર્શયન્ મુહુ**
**ર્મનસિ નઃ સ્મરં વીર! યચ્છસિ ॥ ૧૨ ॥**

**ભાવાર્થ:**—દિવસની સમાપ્તિમાં અર્થાત્ સાયંકાલે, કાળા કેશોવડે આચ્છાદિત તથા ગાયોની રજથી વ્યાપ્ત, તથા ભ્રમરોની પંક્તિથી વ્યાપ્ત સંકુચિત કમલના જેવા મુખને ધારણ કરતા હે વીર! આપ અમારા મનમાં કામદેવ ઉત્પન્ન કરો છો, પણ સમાગમ સુખ આપતા નથી, તો આપ કપટીજ છો. ૧૨.

**અવતરણિકા:**—"એટલા માટે, હવે કપટ છોડીને, આપ પ્રકટ થાઓ અને સમાગમ સુખ આપો," એમ બે શ્લોકથી ગોપીઓ પ્રાર્થના કરે છે:—

**પ્રણતકામદં પદ્મજાર્ચિતં**
**ધરણિમંડનં ધ્યેયમાપદિ ।**
**ચરણપંકજં શન્તમં ચ તે**
**રમણ ! નઃ સ્તનેષ્વર્પયાઽધિહન્ ! ॥ ૧૩ ॥**

**ભાવાર્થ:**—હે પીડાનો નાશ કરનાર! હે રમણ! શરણે આવનાર પ્રાણીમાત્રને ઇપ્સિત આપનાર, બ્રહ્માથી પૂજિત, પૃથ્વીના ભૂષણરૂપ, આપત્તિમાં ધ્યાન કરવા લાયક–અર્થાત્ ધ્યાનમાત્રથી આપત્તિઓને ટાળનાર, સેવાના સમયમાં પરમ આનંદની ઉત્પત્તિ કરનાર, એવાં આપનાં કમલતુલ્ય ચરણોને અમારા કામરૂપી સંતાપની શાંતિ કરવા માટે અમારાં સ્તનો ઉપર અર્પણ કરો. ૧૩.

**સુરતવર્દ્ધનં શોકનાશનં**
**સ્વારતવેણુના સુષ્ઠુ ચુમ્બિતમ્ ।**
**ઇતરરાગ–વિસ્મારણં નૃણાં**
**વિતર વીર ! નસ્તેઽધરામૃતમ્ ॥ ૧૪ ॥**

**ભાવાર્થઃ**—હે વીર! સંભોગ સુખને વધારનાર, શોકનો નાશ કરનાર, મનમોહક મુરલીના નાદથી સારી રીતે ચુંબિત, ધન, પુત્ર, ગૃહ, લોક–યાત્રા, વાહન, તેમજ પરલોક–કલ્યાણની ભાવના, ઇત્યાદિ પુરૂષાર્થોમાં લાગેલી આસક્તિને પણ, ભુલાવી દે: તેવા આપના અધર–નીચલા હોઠ–રૂપી અમૃતનું અમને પાન કરાવો. ૧૪.

**અવતરણિકા:**—"ક્ષણ માત્ર પણ આપને નહીં જોવાથી, દુઃખ, તથા આપના દર્શનથી અમને પરમ સુખ થાય છે. એ વસ્તુ સ્થિતિને જોઇને; આપના સિવાયની પ્રત્યેક વસ્તુમાં સંગત્યાગ કરીને, સંન્યાસીઓની માફક આપને પ્રાપ્ત થયેલીઓનો ત્યાગ કરવાનો વ્યવસાય કેમ કરી શકો છો?" એ આશયથી, ગોપીકાઓ અત્યંત કરૂણાપૂર્વક કહે છે:—

**અટતિ યદ્ભવાનહ્નિ કાનનં**
**ત્રુટિર્યુગાયતે ત્વામપશ્યતામ ।**
**કુટિલકુન્તલં શ્રીમુખં ચ તે**
**જડ ઉદીક્ષતાં પક્ષ્મકૃદ્ દશામ્ ॥ ૧૫ ॥**

**ભાવાર્થ:**—હે પ્રિય! દિવસે જ્યારે આપ વૃન્દાવનમાં, ગાયો ચરાવવા જાઓ છો, ત્યારે પણ આપને ન જોવાથી, અમારી એક એક અર્ધક્ષણ પણ, યુગના જેવી લાંબી જણાય છે, તેમ છતાં કોઇ પણ રીતે સાયંકાલ થતાં, અત્યંત શોભા તેમજ વાંકડીઆ વાળ યુક્ત મુખને એકી ટસે જોતી અમારી આંખોને, પલક–પાંપણ–કરનાર બ્રહ્મા જડ છે, કારણકે પલક હોવાથી આપના દર્શનમાં આવતો એક ક્ષણનો અંતરાય પણ અમને સહન થતો નથી માટે આપના દર્શનથી અમને સુખ આપો. ૧૫

**અવતરણિકાઃ—**"આપનો અર્ધક્ષણનો પણ વિયોગ, અમારાથી સહન થઇ શકતો નથી, તેમજ અમો આપમાં અનન્ય ચિત્તથી પરોવાયેલી છીએ, અને તેથીજ અમે પોતપોતાનો વ્યવસાય છોડીને અહીં આવી છીએ, તો અનન્ય ભાવથી શરણ આવેલીઓનો અને જેને હવે પતિ ઇત્યાદિના ત્યાગથી બીજો કોઇ આશ્રયજ નથી તેવીઓનો ત્યાગ કરવો આપને જરા પણ ઉચિત નથી" આ આશયથી ગોપીકાઓ કહે છેઃ—

પતિસુતાન્વય-ભ્રાતૃબાન્ધવા-
નતિવિલંઘ્ય તેઽન્ત્યચ્યુતાઽઽગતાઃ ।
ગતિવિદસ્તવોદ્ગીતમોહિતાઃ
કિતવ ! યોષિતઃ કસ્ત્યજેન્નિશિ ॥ ૧૬ ॥

**ભાવાર્થઃ—**હે અચ્યુત-અવિકૃત પુરૂષ ! પતિ, પુત્ર, સગોત્ર, ભાઇ અને બીજાં સગાં વહાલાં, એ બધાંનો સર્વથા ત્યાગ કરીને, અમે આપની પાસે આવી છીએ, અને અમે જે હેતુથી આવી છીએ, તે હેતુને આપ જાણો છો, તેમજ આપના સ્વરના ગીતથી મુગ્ધ થયેલી એવી અમારા જેવી સ્ત્રીઓ જે પોતાની ઇચ્છાથીજ રાતે આપની પાસે આવેલી છે, તેમને હે શઠ ! આપના સિવાય બીજો કોણ છોડી દે ? ૧૦

**અવતરણિકાઃ—**એટલા માટે, "આપથી ત્યજાએલીઓનો અમારો હૃદયરોગ આપના દર્શનથી દૂર થઇ શકશે માટે આપનો સમાગમ કરાવીનેજ અમારા રોગની ચિકિત્સા કરો," એ આશયથી ગોપીકાઓ કહે છેઃ—

**રહસિ સંવિદં હૃચ્છયોદયં**
**પ્રહસિતાનનં પ્રેમવીક્ષણમ્ ।**
**બૃહદુરઃશ્રિયો વીક્ષ્ય ધામ તે**
**મુહુરતિસ્પૃહા મુહ્યતે મનઃ ॥ ૧૭ ॥**

**ભાવાર્થ**:—કામદેવની ઉત્પત્તિના કારણ રૂપ એકાંતમાં આપની સાંકેતિક ચેષ્ટાઓ, પરિહાસ વાક્યો, હાસ્યયુક્ત મુખ, પ્રેમપૂર્વક જોવું તથા લક્ષ્મીજીના સ્થાન-ભૂત સુંદર વક્ષઃસ્થલ, એ બધાંને જોઇને, આપના સંબંધમાં અમારી અત્યંત સ્પૃહા-ઇચ્છા થાય છે અને વારંવાર અમારૂં મન મોહિત થઈ જાય છે. ૧૭.

**અવતરણિકા**—"આપનો જન્મ, વિશ્વનાં પ્રાણીમાત્રને સુખ અને આનંદ આપવા માટેજ છે: તો હે પ્રભો! આપની દિવ્ય ઔષધિઓનો પ્રસાદ આપી અમારો પણ કાં દુઃખમાંથી ઉદ્ધાર કરતા નથી?" એ આશયથી ગોપિકાઓ કહે છેઃ—

**વ્રજવનૌકસાં વ્યક્તિરંગ ! તે**
**વૃજિનહંત્ર્યલં વિશ્વમંગલમ્ ।**
**ત્યજ મનાક્ ચ નસ્ત્વત્સ્પૃહાત્મનાં**
**સ્વજનહૃદ્રુજાં યન્નિષૂદનમ્ ॥ ૧૮ ॥**

**ભાવાર્થ**:—હે પ્રિય! આપનો જન્મ, વ્રજમાં તેમજ અરણ્યમાં વાસ કરતાં બધાં પ્રાણીઓના દુઃખના વિનાશને માટે તથા વિશ્વમાં મંગલ-કલ્યાણ-નો વિસ્તાર કરવા માટેજ છે, તો અમે આપમાં સ્પૃહા-યુક્ત આત્માવાળી હોવાથી, અમારા હૃદયના કામ વિગેરેને નાશ કરનાર આપનો સબંધજ ગુપ્ત ઔષધરૂપ છે, તેથી આપના શરણમાં

આવેલી અમ ગોપીઓને, ભક્તોના હૃદયના રોગને નાશ કરનારૂં જે અત્યન્ત ગુપ્ત ઔષધ છે તે થોડુંક આપો. એ ઔષધને તમેજ જાણો છો, તે ઔષધથી અમારી દરેક પીડાઓનો નાશ થશે. ૧૮.

**અવતરણિકા:**—"હવે વિરહ વેદના વધુ સહન થઇ શકિત નથી," એવો હૃદયનો આશય પ્રગટ કરતી, અત્યન્ત પ્રેમથી આકુલ-વ્યાકુલ થએલી ગોપીઓ રોતી રોતી કહે છે:—

**યત્તે સુજાતચરણાંબુરુહં સ્તનેષુ**
**ભીતા: શનૈ: પ્રિય ! દધીમહિ કર્કશેષુ ।**
**તેનાટવીમટસિ તદ્ વ્યથતે ન કિંસ્વિત્**
**કૂર્પાદિભિર્ભ્રમતિ ધીર્ભવદાયુષાં ન: ॥ ૧૯ ॥**

**ભાવાર્થ:**—હે પ્રિય ! તમારાં જે અત્યન્ત સુકોમળ ચરણારવિન્દ છે તેને અમે અમારાં કઠિન સ્તનો ઉપર બીતી બીતી ધરીએ છીએ, અર્થાત્ અમારાં પત્થર જેવાં કઠણ સ્તન આપનાં ચરણમાં ખૂંચી ન જાય તેવી સંભાળથી ધીમે ધીમે ધારણ કરતી હતી, તેજ આપનું કોમળ ચરણારવિન્દ વનમાં વિચરવાથી પત્થર કાંટા–કાંકરીઓ આદિથી વ્યથાને પ્રાપ્ત નહિ થતું હોય? એમ વિચાર કરતાં કરતાં આપજ જેમનું જીવન છો તેવીની–અમારી–બુદ્ધિ અતિશય મુંઝાઇ રહી છે. ૧૯

**અવતરણિકા:**—ભગવાન્ વેદ વ્યાસના પુત્ર શુકદેવજી મુનિ રાજા પરિક્ષિત્ પ્રત્યે એ પ્રમાણે ગોપિકાઓનો કૃષ્ણદર્શન–લાલસાજન્ય વિલાપ કહીને ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રના ત્યાંજ પ્રકટ થવાના ખબર નીચેના બે શ્લોકમાં કહે છે:—

## શ્રીશુક ઉવાચ ।

**ઇતિ ગોપ્યઃ પ્રગાયન્ત્યઃ, પ્રલપન્ત્યશ્ચ ચિત્રધા ।**
**રુરુદુઃ સુસ્વરં રાજન્ !, કૃષ્ણદર્શનલાલસાઃ ॥ ૨૦ ॥**
**તાસામાવિરભૂચ્છૌરિઃ, સ્મયમાનમુખામ્બુજઃ ।**
**પીતામ્બરધરઃ સ્રગ્વી, સાક્ષાન્મન્મથમન્મથઃ ॥ ૨૧ ॥**

**ભાવાર્થઃ**—શ્રી શુકદેવજી બોલ્યાઃ—"હે રાજન્ ! એ પ્રમાણે ગોપિકાઓ ગાન કરતી તેમજ અનેક પ્રકારે વિલાપ કરતી કૃષ્ણચન્દ્રના દર્શનની ઇચ્છાથી જ્યારે ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગી, તે વખતે પીતાંબર તથા કૌસ્તુભની માલાને ધારણ કરનાર, વિકસિત કમલના જેવા પ્રફુલ્લિત મુખવાળા, તથા સાક્ષાત્ કામદેવને પણ મોહ પમાડે તેવા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર તે, ગોપીકાઓની સમક્ષ આવિર્ભૂત થયા. ૨૦–૨૧

**ઇતિ શ્રીમદ્ ભાગવતાન્તર્ગત–ગોપીગીતં સમાપ્તમ્ ॥**



# अथ "श्रीयुगलगीतम्"

## "અથ શ્રીયુગલ–ગીત" (ગીત ૩ જું)

### શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પૂર્વાર્દ્ધ અધ્યાય ૩૫, શ્લોક ૧ થી ૨૬.

**અવતરણિકા** (પૂર્વસંબંધ,):—ભગવાન્ શ્રીકૃષ્ણ દિવસે અરણ્યમાં જતા હતા. પણ રાત્રે આવીને ગોપિકાઓને અનેક પ્રકારના વિલાસ અને આનંદ ભોગવાવતા હતા, રાત્રિના એ અનુપમ અપરિસીમ આનંદને ટેવાએલી ગોપિકાઓને દિવસમાં કૃષ્ણનો વિરહ અસહ્ય લાગતો હતો, છતાં પણ નિરૂપાયે કૃષ્ણની લીલા તથા સુરત–વર્ધક ચેષ્ટાઓને યાદ કરીને દિવસ વીતાવતી હતી, એ દિવસો વીતાવવામાં ગોપિઓ કેવી જાતની ક્રીડાઓ કરતી હતી તેનું વર્ણન શ્રી શુકદેવજી રાજા પરિક્ષિત્ પ્રત્યે બે બે શ્લોકના યુગ્મ–જોડકાવાળાં બાર યુગ્મથી કહે છેઃ—

### શ્રીશુક ઉવાચ ।

**ગોપ્યઃ કૃષ્ણે વનં યાતે, તમનુદ્રુત–ચેતસઃ ।**
**કૃષ્ણલીલાઃ પ્રગાયન્ત્યો, નિન્યુર્દુઃખેન વાસરાન્ ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—શ્રી શુકદેવજી બોલ્યાઃ—ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર દિવસે વનમાં જતા ત્યારે, તેમનામાં આસક્ત ચિત્તવાળી ગોપિકાઓ તેમની અદ્ભૂત બાળલીલાઓનું ગાન કરતી કરતી દુઃખપૂર્વક દિવસો વીતાવતી હતી. ૧.

**અવતરણિકા**:—ગોપિકાઓ કેવી જાતનું ગાન કરતી હતી તે કહે છેઃ—

## श्रीव्रजमोहन.



नूतनजलधररुचये, गोपवधूटीदुकूलचौराय ।
तस्मै कृष्णाय नमः, संसारमहीरुहस्य बीजाय ॥

इन्डियन आर्ट प्रेस, मुंबई, २.

## ગોપ્ય ઊચુઃ ।

વામબાહુકૃતવામકપોલો
વલ્ગિતભ્રુરધરાર્પિતવેણુમ્ ।
કોમલાંગુલિભિરાશ્રિતમાર્ગં
ગોપ્ય ઈરયતિ યત્ર મુકુન્દઃ ॥ ૨ ॥

વ્યોમયાનવનિતાઃ સહ સિદ્ધૈ-
ર્વિસ્મિતાસ્તદુપધાર્ય સલજ્જાઃ ।
કામમાર્ગણસમર્પિતચિત્તાઃ
કશ્મલં યયુરપસ્મૃતનીવ્યઃ ॥ ૩ ॥

**ભાવાર્થઃ**—ગોપીઓ બોલી—હે સખીઓ ! ડાબા હાથમાં ડાબા ગાલને જેમણે ધારણ કર્યો છે, તથા નૃત્ય કરતી હોય તેવી ભમર જેમની છે એવા મુકુન્દ-શ્રીકૃષ્ણ કોમળ આંગળીઓથી સાત સ્વરનાં છિદ્રોને, સંગીતના નિયમાનુસાર અમુકને ખુલ્લાં મૂકે છે યા અમુકને બંધ કરે છે, તેવી બંસીને જ્યારે નીચેના હોઠ પર લગાડી વગાડે છે ત્યારે આકાશમાં ગમન કરતી દેવતાની સ્ત્રીઓ પોતાના પતિઓની સાથે હોવા છતાં પણ, તે બંસીના નાદને સાંભળીને, પહેલાં વિસ્મિત થઇને અને પછી કામદેવનાં બાણોને પોતાનાં ચિત્ત અર્પણ કરીને, અને પોતાનાં વસ્ત્રોની સ્મૃતિને પણ છોડી દઇને, મોહને પ્રાપ્ત થઇ; અર્થાત્ એવા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રનો વિરહ, અમે કેમ સહન કરી શકીએ ? ૨-૩.

હન્ત ચિત્રમબલાઃ શૃણુતેદં
હારહાસ ઉરસિ સ્થિરવિદ્યુત્ ।
નન્દસૂનુરયમાર્તજનાનાં
નર્મદો યર્હિ કૂજિતવેણુઃ ॥ ૪ ॥

વૃન્દશો વ્રજવૃષા મૃગગાવો
વેણુવાદ્યહૃતચેતસ આરાત્ ।
દન્તદષ્ટકવલા ધૃતકર્ણા
નિદ્રિતા લિખિતચિત્રમિવાસન્ ॥ ૫ ॥

**ભાવાર્થ**:—હે ગોપસ્ત્રીઓ ! આ મોટું આશ્ચર્ય તમે સાંભળો. સફેદ હારના જેવા સુંદર હાસ્યવાળા અથવા બંસીને બજાવવાથી, નીચું મુખ કરીને પોતાના હારમાં પ્રકાશમાન હાસ્ય કરનાર અથવા હારની માફક છાતીમાં શોભાયમાન સ્પષ્ટ હાસ્યવાળા, અથવા હારોના તેજ:પુંજની માફક વિશદ હાસ્યવાળા તથા વિજળીની માફક છાતીમાં લક્ષ્મીવાળા તથા પોતાના વિરહથી પીડિત અમારા જેવા દુઃખી જનોને સાંકેતિક ચેષ્ટા કરનાર નન્દના પુત્ર શ્રીકૃષ્ણચન્દ્ર, જ્યારે બંસી વગાડવા લાગ્યા ત્યારે, વ્રજમાં દૂરથી પણ બંસીના નાદને સાંભળીને હરાએલાં ચિત્તવાળાં બળદ, મૃગ તથા ગાયોના ટોળેટોળાં દાંતથી ઘાસને કાપીને, તેટલુંજ મુખમાં રાખીને અર્થાત્ વિશેષ ખાવાની વૃત્તિને પણ છોડીને, પોતાના કાનોને ઉંચા કરીને, જાણે કે નિદ્રાધીન થવાથી સ્તબ્ધ થઈ ગયાં હોય; તેમ ચિત્રમાં ચિતરાયેલાની માફક થઈ જવા લાગ્યાં; અર્થાત્ એવા પ્રભાવવાળા મનમોહક સુંદર ભગવાન્ શ્રીકૃષ્ણનો વિરહ અમે કેમ સહન કરીએ ? ૪–૫.

બર્હિણસ્તબકધાતુપલાશૈ-
ર્બદ્ધમલ્લપરિબર્હવિડમ્બઃ ।
કર્હિચિત્ સબલ આલિ ! સગોપૈ-
ર્ગાઃ સમાહ્વયતિ યત્ર મુકુન્દઃ ॥ ૬ ॥

**તર્હિ ભગ્નગતયઃ સરિતો વૈ**
**તત્પદામ્બુજરજોઽનિલનીતમ્ ।**
**સ્પૃહયતીર્વયમિવાઽબહુપુણ્યાઃ**
**પ્રેમવેપિતભુજાઃ સ્તિમિતાપઃ ॥ ૭ ॥**

**ભાવાર્થ:**—હે સખી ! મોરપીંચ્છ, ગેરૂ, તથા નવીન પલ્લવ—અંકુર ઈત્યાદિ વડે, મલ્લની માફક કચ્છ બાંધીને, મલ્લનું અનુકરણ કરતા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર, જ્યારે બલરામ તથા બીજા ગોવાળીઆ સાથે, બંસીના નાદથી ગાયોને બોલાવે છે ત્યારે તે બંસીના નાદના શ્રવણથી પવન વડે લાવવામાં આવેલ પરમાત્માના ચરણકમલની રજની જાણે કે ઇચ્છા કરતી હોય, તેવી રીતે મંદ ગતિવાળી નદીઓ, માત્ર પ્રેમથી પોતાના તરંગ—લહરીઓ—રૂપી હાથને હલાવીને, નિશ્ચય જલવાળી થઇ ગઇ, પરંતુ અમારી માફક તે પણ ઘણા ઓછા પુણ્યવાળી હોવાથી, આપની ચરણ રજને પ્રાપ્ત કરી શકી નહિ, કારણકે આપની ચરણ-રજની પ્રાપ્તિ માટે ઘણા પુણ્યની આવશ્યકતા છે. ૬—૭.

**અનુચરૈઃ સમનુવર્ણિતવીર્ય**
**આદિપૂરુષ ઇવાઽચલભૂતિઃ ।**
**વનચરો ગિરિતટેષુ ચરન્તી-**
**ર્વેણુનાઽઽહ્વયતિ ગાઃ સ યદા હિ ॥ ૮ ॥**

**વનલતાસ્તરવ આત્મનિ વિષ્ણું**
**વ્યંજયન્ત્ય ઇવ પુષ્પફલાઢ્યાઃ ।**
**પ્રણતભારવિટપા મધુધારાઃ**
**પ્રેમહૃષ્ટતનવઃ સસૃજુઃ સ્મ ॥ ૯ ॥**

**ભાવાર્થઃ**—આદિ પુરૂષ (પુરૂષોત્તમ)ની માફક અચલ ઐશ્વર્યવાળા તથા પછવાડે ચાલતા ગોવાળીઆના બાળકો વડે જેના બલનું વર્ણન કરવામાં આવે છે એવા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર વનમાં વિચરતાં, ગોવર્દ્ધન પર્વતના શિખર પર ચરતી ગાયોને બંસીથી નામ લઈ લઇને જ્યારે બોલાવે છે, ત્યારે પુષ્પ, ફુલ ઇત્યાદિથી ભરેલી, ભારથી નીચે નમેલી શાખાઓવાળી, રોમાંચિતની માફક, પ્રેમથી હર્ષિતદેહવાળી, વનલતાઓ તથા વનનાં વૃક્ષો પણ, પોતામાં સાક્ષાત્ ભગવાન્ વિષ્ણુની કલાનું સૂચન કરાવતાં મધની ધારાઓની વૃષ્ટિ કરવા લાગ્યાં, એ અતિ આશ્ચર્ય છે! ૮–૯.

**દર્શનીયતિલકો વનમાલા–**
**દિવ્યગન્ધ–તુલસીમધુમત્તૈઃ ।**
**અલિકુલૈરલઘુગીતમભીષ્ટ–**
**માદ્રિયન્યર્હિ સન્ધિતવેણુઃ ॥ ૧૦ ॥**

**સરસિ સારસહંસવિહંગા–**
**શ્ચારુગીતહૃતચેતસ એત્ય ।**
**હરિમુપાસત તે યતચિત્તા**
**હન્ત મીલિતદૃશો ધૃતમૌનાઃ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ**ઃ—સુંદર તિલકવાળા, અથવા સુંદર વસ્તુઓમાં મુખ્ય ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર વનમાલાઓમાં દિવ્ય સુગંધવાળી તુલસીના મધથી મસ્ત ભ્રમરસમૂહ, ઉચ્ચ અને અનુકૂલ ગાનને આદરપૂર્વક ગ્રહણ કરે તેવી રીતે જ્યારે બંસીને હોઠ પર લગાવી વગાડવાનું શરૂ કરવા લાગ્યા ત્યારે તળાવમાં સારસ, હંસ અને બીજાં પક્ષીઓ, સુંદર ગીતથી હરાયેલાં ચિત્તવાળાં થઇને, તે સ્થાનમાં આવીને ચિત્તને બીજા

વિષયોમાંથી રોકીને, માત્ર ગાનમાં તલ્લીન બનેલાં, આંખો મીંચેલાં તેઓ, મૌનને ધારણ કરીને શ્રીકૃષ્ણચન્દ્રનું સેવન કરવા લાગ્યા. ૧૦–૧૧

**સહબલઃ સ્રગવતંસવિલાસઃ**
**સાનુષુ ક્ષિતિભૃતો વ્રજદેવ્યઃ ! ।**
**હર્ષયન્યર્હિ વેણુરવેણ**
**જાતહર્ષ ઉપરંભતિ વિશ્વમ્ ॥ ૧૨ ॥**

**મહદતિક્રમણશંકિતચેતા**
**મન્દમન્દમનુગર્જતિ મેઘઃ ।**
**સુહૃદમભ્યવર્ષત્સુમનોભિ-**
**શ્છાયયા ચ વિદધત્પ્રતપત્રમ્ ॥ ૧૩ ॥**

**ભાવાર્થ**:—હે વ્રજની દેવીઓ ! માલાઓથી બનાવેલાં કાનનાં આભૂષણોથી શોભાયમાન, ગોવર્ધન પર્વતના શિખર પર વિરાજમાન, વિશ્વને અતિ હર્ષિત કરતા તથા પોતે પણ ઉત્પન્નહર્ષવાળા થયેલા, બલરામની સાથે જ્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર વેણુના નાદથી ગાન કરે છે, ત્યારે મહાન્ એવા શ્રીકૃષ્ણચન્દ્રની અવજ્ઞા થવાના ભયથી, શંકાયુક્ત ચિત્તવાળો મેઘ, તેમના આગળ ભાગમાં કે ઉપર ન આવ્યો, તેમજ ઉચ્ચ સ્વરથી ગર્જના પણ કરી નહિ, પણ માત્ર બંસીના નાદના અનુકરણમાં મન્દ મન્દ ગર્જના કરવા લાગ્યો, તેમજ વિશ્વની પીડા હરણ કરવા રૂપ તથા કાળા વર્ણરૂપ સામ્યથી પોતાના સખા શ્રીકૃષ્ણચન્દ્ર ઉપર તડકો દૂર કરવા માટે છાયારૂપ છત્ર ધારણ કરીને પુષ્પોથી વૃષ્ટિ કરવા લાગ્યો. ૧૨–૧૩.

વિવિધગોપચરણેષુ વિદગ્ધો
વેણુવાદ્ય ઉરુધા નિજશિક્ષાઃ ।
તવ સુતઃ સતિ યદાઽધરબિમ્બે
દત્તવેણુરનયત્સ્વરજાતીઃ ॥ ૧૪ ॥

સવનશસ્તદુપધાર્ય સુરેશાઃ
શક્રશર્વપરમેષ્ઠિપુરોગાઃ ।
કવય આનતકન્ધરચિત્તાઃ
કશ્મલં યયુરનિશ્ચિતતત્ત્વાઃ ॥ ૧૫ ॥

**ભાવાર્થઃ**—હે યશોદાજી ! અનેક પ્રકારની ગોપક્રીડાઓમાં નિપુણ એવો હારો પુત્ર જ્યારે અધરોષ્ઠ પર બંસીને લગાવીને ન બીજા કોઇથી સાંભળેલા કે ન શીખેલા પણ ખુદ પોતે શીખેલા, નિષાદ, ઋષભ ઇત્યાદિ સ્વરોના આલાપ ભેદ, બંસીદ્વારા પ્રકટ કરે છે ત્યારે અને જે સ્થલમાંથી ધીમા, મધ્યમ કે ઉચ્ચ સ્વરના ભેદથી ધ્વનિ બહાર આવે છે, ત્યારે તે પ્રદેશમાં નીચે નમાવેલી ગરદન તથા ચિત્તવાળા અતિ નિપુણ ઇન્દ્ર, મહાદેવ તથા બ્રહ્મા ઇત્યાદિ દેવો, સ્વરોનો ભેદ તથા તત્ત્વ જેમને નિશ્ચિત નથી એવા તેઓ, તે બંસીના સ્વર–ભેદોને સાંભળીને મોહ પામી ગયા. ૧૪–૧૫.

નિજપદાબ્જદલૈર્ધ્વજવજ્ર
નીરજાંકુશ-વિચિત્રલલામૈઃ ।
વ્રજભુવઃ શમયન્ખુરતોદં
વર્ષ્મધુર્યગતિરીડિતવેણુઃ ॥ ૧૬ ॥

**વ્રજતિ તેન વયં સવિલાસ-**
**વીક્ષણાર્પિતમનોભવવેગાઃ ।**
**કુજગતિં ગમિતા ન વિદામઃ**
**કશ્મલેન વસનં કબરં વા ॥ ૧૭ ॥**

**ભાવાર્થઃ**—હે ગોપીઓ! ધ્વજ, વજ્ર, શંખ, અંકુશ એ જેમાં આશ્ચર્યોત્પાદક ચિહ્ન છે તેવા પોતાના ચરણકમલથી, ગાયોની ખરીઓથી ઉત્પન્ન થએલી વ્રજભૂમીની વ્યથાને દૂર કરતા, શરીરે પ્રચંડહાથીના જેવી ગતિવાળા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર બંસીને બજાવતા ચાલે છે, ત્યારે માત્ર વિલાસપૂર્વક કટાક્ષથીજ જેમનામાં કામદેવનો વેગ ઉત્પન્ન થયો છે એવી અમે વૃક્ષોની ગતિને પ્રાપ્ત થએલી અર્થાત્ નિશ્ચેષ્ટ થએલી મોહવશ થઇને વસ્ત્ર કે કેશ ઇત્યાદિની પણ સંભાળ રાખી શકતી નથી. ૧૬–૧૭.

**મણિધરઃ ક્વચિદાગણયન્ગા**
**માલયા દયિતગન્ધતુલસ્યાઃ ।**
**પ્રણયિનોઽનુચરસ્ય કદાંસે**
**પ્રક્ષિપન્ ભુજમગાયત યત્ર ॥ ૧૮ ॥**

**ક્વણિતવેણુરવવંચિતચિત્તાઃ**
**કૃષ્ણમન્વસત કૃષ્ણગૃહિણ્યઃ ।**
**ગુણગણાર્ણમનુગત્ય હરિણ્યો**
**ગોપિકા ઇવ વિમુક્તગૃહાશાઃ ॥ ૧૯ ॥**

**ભાવાર્થઃ**—હે ગોપીઓ! ગાયોને ગણવા માટે મણકાઓની માળાને ધારણ કરતા તથા પ્રિય સુગંધવાળી તુલસીની માળાયુક્ત,

તથા મણકાની માળાથી ગાયોને ચોતરફથી ગણતા, તથા પોતાના પ્રિય અનુચરના ખભા ઉપર હાથ મૂકીને જ્યારે કોઇ વખત ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર બંસીથી ગાન કરવા લાગ્યા ત્યારે શબ્દ કરતી બંસીના નાદથી હરાએલાં ચિત્તવાળી કાળા મૃગની સ્ત્રીઓ:–હરિણીઓ, માધુર્ય ઇત્યાદિ ગુણોના સમુદ્રરૂપ શ્રીકૃષ્ણજીની પાસે આવીને, જેવી રીતે ચંચલ સ્વભાવવાળી, વનમાં પતિઓની રક્ષા વિના રખડતી, ઘરમાં આશા છોડીને અમે આવેલી છીએ, તેમ તેઓ ચોતરફ એકઠી થવા લાગી. ૧૮–૧૯

**કુન્દદામકૃતકૌતુકવેષો**
**ગોપગોધનવૃતો યમુનાયામ્ ।**
**નન્દસૂનુરનઘે ! તવ વત્સો**
**નર્મદઃ પ્રણયિનાં વિજહાર ॥ ૨૦ ॥**

**મન્દવાયુરુપવાત્યનુકૂલં**
**માનયન્મલયજસ્પર્શેન ।**
**બન્દિનસ્તમુપદેવગણા યે**
**વાદ્યગીતબલિભિઃ પરિવવ્રુઃ ॥ ૨૧ ॥**

**ભાવાર્થ:**—હે પાપરહિત, યશોદા ! ડોલરનાં સફેદ પુષ્પોથી બનાવેલી માળાઓથી, કરેલો છે કૌતુકની ખાતર વેષ–અલંકાર–જેણે, તેવા ગોવાળીઆ અને ગાયોરૂપી ધનથી ચોતરફ વિંટળાએલા, પ્રેમાળ ગોપજનોને હર્ષ આપતા, આ નન્દપુત્ર, જ્યારે યમુનાના કિનારા પર ક્રીડા કરવા લાગ્યા ત્યારે ચન્દનના સુગંધયુક્ત શીતલ સ્પર્શથી, તેમને માન આપતો મન્દ વાયુ અનુકૂલ વાવા લાગ્યો, અને બંદિજન તથા ગંધર્વાદિ ગણ, વાદ્ય, ગીત તથા બલિ–ઉપહાર–ભેટ–ઇત્યાદિથી યુક્ત થઇ તેમની ઉપાસના કરવા લાગ્યા; અર્થાત્ ચોતરફ વીંટળાઇ વળ્યા. ૨૦–૨૧

**અવતરણિકા:**—દિવસના અંતમાં આવતા ભગવાન્ શ્રીકૃષ્ણ-ચન્દ્રને જોઇને ગોપીઓ પરસ્પર કહેવા લાગી:—

**વત્સલો વ્રજગવાં યદગ્રો**
**વંદ્યમાનચરણ: પથિ વૃદ્ધૈ: ।**
**કૃત્સ્નગોધનમુપોહ્ય દિનાન્તે**
**ગીતવેણુરનુગેડિતકીર્તિ: ॥ ૨૨ ॥**

**ઉત્સવં શ્રમરુચ્યાઽપિ દૃશીના-**
**મુન્નયન્ખુરરજશ્છુરિતસ્રક્ ।**
**દિત્સયૈતિ સુહૃદાશિષ એષ**
**દેવકીજઠરભૂરુડુરાજ: ॥ ૨૩ ॥**

**ભાવાર્થ:**—હે સખી ! વ્રજમાં રહેલી ગાયો તથા વ્રજભૂમિના ઉપર પ્રેમ રાખનાર અર્થાત્ હિત કરનાર તથા અમારી રક્ષાને માટે ગોવર્ધન પર્વતને ધારણ કરનાર, બ્રહ્મા વિગેરે મોટા દેવોથી પૂજિત ચરણારવિંદવાળા, ગોવાળીઆઓથી ગવાએલી કીર્તિવાળા, ગીતયુક્ત બંસીવાળા, સાયંકાલે બધી ગાયોનાં ટોળાંને એકઠું કરીને શ્રમયુક્ત કાંતિથી અમારાં નેત્રોને હર્ષ પમાડનાર, ગાયોની ખરીઓની ધૂળથી યુક્ત માલાઓને ધારણ કરનાર, દેવકીના ઉદરમાં ઉત્પન્ન થએલા, આ ચન્દ્રરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર, અમારા મનોરથોની સિદ્ધિને આપવાની ઇચ્છાથીજ આવે છે; તેમને જુઓ ! ૨૨–૨૩

**મદવિઘૂર્ણિતલોચન ઈષન્**
**માનદ: સ્વસુહૃદાં વનમાલી ।**
**બદરપાંડુવદનો મૃદુગંડં**
**મંડયન્કનકકુંડલલક્ષ્મ્યા: ॥ ૨૪ ॥**

યદુપતિર્દ્વિરદરાજવિહારો
યામિનીપતિરિવૈષ દિનાન્તે ।
મુદિતવક્ત્ર ઉપયાતિ દુરન્તં
મોચયન્વ્રજગવાં દિનતાપમ્ ॥ ૨૫ ॥

**ભાવાર્થઃ**—દિવસના અંતમાં જેવી રીતે ચન્દ્રમા દિવસના તાપને દૂર કરતા આવે છે, તેવી રીતે મદથી વિઘૂર્ણ નેત્રવાળા, બોરની માફક શ્વેત–પીત વદનવાળા, પોતાના ભક્તજનોનું સન્માન કરવાવાળા, વન-પુષ્પોની માલા ધારણ કરતા, કનક–સુવર્ણનાં કુંડલોની કાંતિથી પોતાના ગાલને શોભાયમાન કરતા તથા ઉત્તમ હાથીના જેવી ગતિવાળા, પ્રસન્ન મુખવાળા, વ્રજની ગાયોના તથા અમારા દિવસના વિરહજન્ય તાપને દૂર કરતા એવા યાદવોના પતિ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર, નજીક આવવા લાગ્યા છે. ૨૪–૨૫.

**શ્રી શુક ઉવાચ—**

એવં વ્રજસ્ત્રિયો રાજન્ ! કૃષ્ણલીલાનુગાયતીઃ ।
રેમિરેઽહસ્સુ તચ્ચિત્તાસ્તન્મનસ્કા મહોદયાઃ ॥ ૨૬ ॥

**ભાવાર્થઃ**—શ્રી શુકદેવજી, રાજા પરીક્ષિત્ પ્રત્યે બોલ્યાઃ—હે રાજન્ ! એ પ્રમાણે વ્રજની સ્ત્રીઓ કે જેમનું જીવન અને મન સાક્ષાત્ શ્રીકૃષ્ણમાં લીન થયેલું છે અને તેથીજ જેમનો પરમ ઉદય છે એવી તે ગોપિકાઓ શ્રીકૃષ્ણનો દિવસમાં વિરહ હોવા છતાં પણ, તેમની લીલાઓનું ગાન કરીનેજ, દિવસો પણ આનંદથી વીતાવતી હતી. ૨૬.

**॥ ઇતિ શ્રીમદ્ભાગવતાન્તર્ગત–યુગલગીતં સમાપ્તમ્ ॥**

# अथ "श्रीभ्रमरगीतम्"

## "અથ શ્રીભ્રમર-ગીત" (ગીત ૪ થું.)

### "શ્રીમદ્‌ભાગવત" દશમસ્કંધ, પૂર્વાર્દ્ધ અધ્યાય ૪૭, શ્લોક ૧૨ થી ૨૨.

**અવતરણિકા:—( પૂર્વસંબંધ ):—**એક વખત શ્રીકૃષ્ણચન્દ્રે વ્રજમાં સંદેશ આપીને મોકલેલા ઉદ્ધવજીને જોઇને, શ્રીકૃષ્ણના સમાગમનો વિચાર કરતી ગોપિકાઓ એક ભ્રમરને જોઇને, તેમાંજ દૂત-બુદ્ધિ રાખી, ઉદ્ધવના સંબોધનના હેતુથી, ભ્રમર પ્રત્યે નીચે પ્રમાણે દશ શ્લોકથી કહેવા લાગી:—

**ગોપ્ય ઊચુ:—**

**મધુપ ! કિતવબન્ધો ! મા સ્પૃશાંઘ્રિં સપત્ન્યા:**
**કુચવિલુલિતમાલાકુંકુમશ્મશ્રુભિર્ન: ।**
**વહતુ મધુપતિસ્તન્માનિનીનાં પ્રસાદં**
**યદુસદસિ વિડમ્બ્યં યસ્ય દૂતસ્ત્વમીદૃક્ ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—ગોપીઓ બોલી:-હે ભ્રમર ! હે કપટી શ્રીકૃષ્ણના મિત્ર ! અમારી સપત્નીઓના સ્તનોથી આલિંગન વખતે, મર્દન પામેલી માલામાં સ્તનના સંબંધથી લાગેલા કુંકુમ અને કેસરયુક્ત ત્હારા મુખ પરના વાળ વડે, અમારાં ચરણનો સ્પર્શ નહિ કર; ( **અર્થાત્ મથુરામાં** રહેનારી સ્ત્રીઓમાં આસક્ત ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રની છાતી પરની માલાઓ તે સ્ત્રીઓના સ્તનમર્દન અને આલિંગનથી કરમાયેલી તેમજ

કુંકુમ કેસરથી યુક્ત થઇ હશે, તે માલાઓ ઉપર બેસવાથી ભ્રમરના મુખપરના વાળ પણ કેસર કુંકુમવાળા થાય, તેથી તે ભ્રમર, પોતાની સપત્નીઓ સાથે લંપટ એવા શ્રીકૃષ્ણચન્દ્રનો સહાયભૂત હોવાથી, ગોપીઓના ઠપકાને, તથા દૂર રહેવાને પાત્ર છે, એમ સમજીને કહે છે કે–"તું અમારા ચરણને અડકીશ નહિ ઇત્યાદિ.) અગર ભ્રમર એમ કહે કે "હું શ્રીકૃષ્ણનો દૂત છું" તો તેના ખંડનમાં ગોપીઓ કહે છે કે શ્રીકૃષ્ણ, વ્રજભૂમિના સ્વામિત્વનો ત્યાગ કરીને મથુરામાં જઇ રહ્યા છે, તો ત્યાંનીજ સ્ત્રીઓના મનની પ્રસન્નતા તે ભલે મેળવે: અને હે ભ્રમર ! એ પ્રકારના શ્રીકૃષ્ણનો તું જે દૂત છે તે તું પણ યાદવોની સભામાં માત્ર એક ઉપહાસનું કારણ સમજવામાં આવીશ. ૧.

**અવતરણિકા:**—અગર ભ્રમર એમ કહે કે–"શ્રીકૃષ્ણે તમારો કયો અપરાધ કર્યો છે? જેથી તમે મારો પણ તિરસ્કાર કરો છો" તો તેના પ્રત્યુત્તરમાં ગોપીઓ પોતાનો અભિપ્રાય દર્શાવે છે:—

**સકૃદધરસુધાં સ્વાં મોહિનીં પાયયિત્વા**
**સુમનસ ઇવ સદ્યસ્તત્યજેઽસ્માન્ ભવાદૃક્ ।**
**પરિચરતિ કથં તત્પાદપદ્મં તુ પદ્મા**
**હ્યપિ બત હૃતચેતા ઉત્તમશ્લોકજલ્પૈઃ ॥ ૨ ॥**

**ભાવાર્થ:**—હે વંચક શ્રીકૃષ્ણના કાર્યસાધક ભ્રમર ! તે શ્રીકૃષ્ણે અમારા પર કરેલો અપકાર સાંભળ, જેવી રીતે તું પોતે પુષ્પોના પરાગનું પાન કરીને તેમને છોડી દે છે, તેવી રીતેજ. વેદશાસ્ત્ર અને લોકની મર્યાદાને પણ ભૂલાવનાર પોતાના અધરામૃતનું એક વખત પાન કરાવીને, તુરતજ શ્રીકૃષ્ણે અમારો ત્યાગ કર્યો, અર્થાત્

અમને મુગ્ધ કરી આ લોકના સુખમાંથી ખસેડ્યાં, તેમજ અલૌકિક સુખનો પણ અનુભવ લેવા દીધો નહિ, એથી અમારા સર્વસ્વનો નાશ કર્યો; અરે પરમ આશ્ચર્યની વાત છે કે, અતિ ચતુર એવાં લક્ષ્મી, તેનાં ચરણુકમલની પરિચર્યા કેમ કર્યા કરે છે? પણ સંભવ છે કે, પુણ્યકીર્તિ નારદાદિ ઋષિઓ વડે કહેવામાં આવેલાં શ્રીકૃષ્ણના પ્રશંસા-વચનો વડે હરાઇ ગએલ ચિત્તવાળાઓ કદાચ તેમની સેવા કરે; પણ અમે લક્ષ્મી અથવા બીજાઓની માફક એટલી અચતુર નથી, કે માત્ર શ્રીકૃષ્ણનાં પ્રશંસાનાં વચનો બીજાને મુખેથી સાંભળી, ભોળવાઇ જઇએ અને તેને માનીએ. ૨.

**અવતરણિકા:**—"અમારી પ્રસન્નતા માટે, ઝંકાર શબ્દથી શ્રીકૃષ્ણના ચરિતનું તું ગાન કરે છે," એમ સમજી ભ્રમર પ્રત્યે ગોપીઓ પોતાનો અભિપ્રાય કહે છે:—

**કિમિહ બહુ ષડંઘ્રે ! ગાયસિ ત્વં યદૂના-**
**મધિપતિમગૃહાણામગ્રતો નઃ પુરાણમ્ ।**
**વિજયસખસખીનાં ગીયતાં તત્પ્રસંગઃ**
**ક્ષપિતકુચરુજસ્તે કલ્પયન્તીષ્ટમિષ્ટાઃ ॥ ૩ ॥**

**ભાવાર્થ:**—હે છ પગવાળા ભ્રમર ! તે કપટીને માટેજ ઘરનો ત્યાગ કરનારી એવી અમારી આગળજ, તે યદુપતિ શ્રીકૃષ્ણના ચરિતને શા માટે ઘણું ગાય છે? આ જે ચરિત તું ગાય છે તે અમને કંઇ નવીન નથી, અમે તો તેનો ઘણો અનુભવ લીધો છે, પણ જો તું કંઇ પ્રાપ્તિની ઇચ્છા કરતો હો, તો અર્જુનના સખા શ્રીકૃષ્ણની હાલની મથુરાંની સખીઓ પાસે જઇને તેનાં ચરિતનું ગાન કર, જેથી તેઓ

શ્રીકૃષ્ણના ચરિતથી પ્રસન્ન થઇ તને મનવાંછિત આપશે, કારણ કે, શ્રીકૃષ્ણના આલિંગનથી તેમનાંજ સ્તનોની પીડા દૂર થઇ છે. ૩.

**અવતરણિકા:**—અગર ભ્રમર એમ કહે કે “હે ગોપિકાઓ! શ્રીકૃષ્ણે મને તમારી પ્રસન્નતા મેળવવા માટેજ મોકલ્યો છે; બીજી સ્ત્રીઓ તેને સુલભ ન હોવાથી, કામ પીડિત થઇને તમનેજ શ્રીકૃષ્ણ યાદ કરે છે” તો તેના પ્રત્યુત્તરમાં ગોપીઓ કહે છે:—

**દિવિ ભુવિ ચ રસાયાં કા: સ્ત્રિયસ્તદ્દુરાપા:**
**કપટરુચિરહાસભ્રૂવિજૃમ્ભસ્ય યા: સ્યુ: ।**
**ચરણરજ ઉપાસ્તે યસ્ય ભૂતિર્વયં કા**
**અપિ ચ કૃપણપક્ષે હ્યુત્તમશ્લોકશબ્દ: ॥ ૪ ॥**

**ભાવાર્થ:**—હે ભ્રમર! સ્વર્ગ, પૃથ્વી કે પાતાલ એ ત્રણે લોકમાં જેટલી સ્ત્રીઓ છે તેમાંથી કોઇ પણ કપટયુક્ત મનોહર હાસપૂર્વક, ભોગ ઇત્યાદિનું સૂચન કરાવતી ભ્રુકુટિઓની સ્ફૂર્ણા કરનાર શ્રીકૃષ્ણને દુર્લભ નથી, કારણ કે સંપૂર્ણ સંપત્તિઓની અધિષ્ઠાત્રી ભગવતી લક્ષ્મી જેના ચરણરજની નિત્ય ઉપાસના કરે છે, તો અમારી તો શી ગણત્રી? પહેલાં જે અમારો સ્વીકાર કર્યો, તે પણ દીન એવી અમો, તેની ઉપર અનુકંપા કરવાની ઇચ્છાથી અને પોતાના યશનો વિસ્તાર કરવાના હેતુથીજ, નહીં કે અમારા સુખને માટે તેણે અમારી પહેલાં સ્વીકાર કર્યો હોય, અને કદાચ એમ હોય, તો અમને છોડીને તે મથુરામાં કેમ જાય? ૪.

**અવતરણિકા:**—આ ભ્રમર, તે કપટી શ્રીકૃષ્ણની વતી તેના અપરાધની ક્ષમા કરાવશે અને તેવા હેતુથીજ અમારા ચરણનો સ્પર્શ કરવા આવે છે એમ સમજી ગોપીઓ કહે છે:—

**વિસૃજ શિરસિ પાદં વેદ્મ્યહં ચાટુકારૈ-**
**રનુનયવિદુષસ્તેઽભ્યેત્ય દૌત્યૈર્મુકુન્દાત્ ।**
**સ્વકૃત ઇહ વિસૃષ્ટાપત્યપત્યન્યલોકા**
**વ્યસૃજદકૃતચેતાઃ કિં નુ સંધેયમસ્મિન્ ॥ ૫ ॥**

**ભાવાર્થઃ**—હે ભ્રમર ! તેં અમને મનાવવા ખાતર તારા મસ્તક પર મૂકેલા પગને છોડી દે, કારણ કે તું તે મુકુન્દ પાસેથી શીખીને આવેલો તથા દૂતકર્મ અને પ્રિય વચન ઇત્યાદિથી પ્રાર્થના કરવામાં ચતુર છે છતાં, હું ત્હારા સંપૂર્ણ કપટને જાણું છું. હે ભ્રમર ! તુંજ કહે કે જેને ખાતર અમે પુત્ર, પતિ તથા આલોક તેમજ સ્વર્ગાદિલોકનો પણ ત્યાગ કર્યો, તેજ ચંચલ અને હૃદયશૂન્ય થઇને અમને છોડી ચાલ્યો ગયો, તેની સાથે શી સંધિની વાતો કરવી ? ૫.

**અવતરણિકાઃ**—"ભગવાન્ શ્રીકૃષ્ણ કૃતઘ્ન છે, એટલુંજ નહિ પણ ક્રૂરતા ઇત્યાદિ ગુણોથી પણ યુક્ત છે" એ વાત ગોપીઓ ભ્રમરને કહે છેઃ—

**મૃગયુરિવ કપીન્દ્રં વિવ્યધે લુબ્ધધર્મા**
**સ્ત્રિયમકૃતવિરૂપાં સ્ત્રીજિતઃ કામયાનામ્ ।**
**બલિમપિ બલિમત્ત્વાઽઽવેષ્ટયત્ ધ્વાંક્ષવદ્ય-**
**સ્તદલમસિતસખ્યૈર્દુસ્ત્યજસ્તત્કથાઽર્થઃ ॥ ૬ ॥**

**ભાવાર્થઃ**—શિકારીની માફક સુગ્રીવને આગળ કરી પોતે ગુપ્ત રહી, ક્રૂરતાથી નિરપરાધી વાલીને જેણે રામાવતારમાં માર્યો, તથા સ્ત્રીને વશ થઇને પોતાને ચાહનારી શૂર્પણખાનાં નાક, કાન, છેદી તેને વિરૂપ કરી; તેમજ વામન અવતારમાં બલિરાજાએ આપેલી

ભૂમિ ઇત્યાદિની પૂજા ગ્રહણ કરીને જેવી રીતે કાગડો કંઇ ખાઇને પોતાને અન્ન આપનારનેજ દુઃખ દે છે, તેમ તે બલિરાજાને જ પાશથી બાંધ્યો; એવા શ્રીકૃષ્ણની મૈત્રીથી અમને શું પ્રયોજન છે? "જ્યારે તેની વાતથી પણ કંટાળો આવે છે, ત્યારે તમે પોતે કેમ નિરંતર તેનીજ વાત કરી રહ્યાં છો?" એમ ભ્રમર પૂછે, તો તેના પ્રત્યુત્તરમાં કહે છે, કે તેમાં ઉપરોક્ત બધા દોષો હોવા છતાં પણ, તેની કથા– તેના સંબંધી વાર્તાલાપ–સર્વથા ન છોડી શકાય તેવી છે. ૬.

**અવતરણિકા:**—"તે શ્રીકૃષ્ણની કથાથી માત્ર અમેજ મોહિત નથી પણ બીજાયે ઘણા મનુષ્યો મોહિત થયા છે." એમ ગોપિઓ ભ્રમર પ્રત્યે કહે છે:—

**યદનુચરિતલીલાકર્ણપીયૂષવિપ્રુટ્**
**સકૃદદનવિધૂતદ્વન્દ્વધર્મા વિનષ્ટાઃ ।**
**સપદિ ગૃહકુટુમ્બં દીનમુત્સૃજ્ય દીના**
**બહવ ઇહ વિહંગા ભિક્ષુચર્યાં ચરન્તિ ॥ ૭ ॥**

**ભાવાર્થ:**—હે ભ્રમર! જે શ્રીકૃષ્ણનાં ચરિત્ર તથા લીલારૂપી શ્રવણામૃતના એક કણના આસ્વાદ માત્રથી ક્ષુધા–તૃષા, રાગ–દ્વેષ તથા શોક–મોહાદિ દ્વન્દ્વ જેમનાં નષ્ટ થઇ ગયાં છે તેવાઓ તુરત તેજ ક્ષણે ઘરમાં રહેલાં ગરીબ પુત્ર પૌત્રાદિક કુટુંબીજનોનો ત્યાગ કરીને, પક્ષીઓની માફક ઘેર ઘેર ભટકતા તથા ભિક્ષા માગતા ફરે છે. ૭.

**અવતરણિકા:**—કદાચિત્ ભ્રમર એમ કહે, કે "તમે આવી વિચક્ષણ–ચતુર હોવા છતાં, કેમ તેના વશમાં આવી ગઇ" તો તેના પ્રત્યુત્તરમાં કહે છે:—

**વયમૃતમિવ જિહ્મવ્યાહૃતં શ્રદ્દધાનાઃ**
**કુલિકરુતમિવાજ્ઞાઃ કૃષ્ણવધ્વો હરિણ્યઃ ।**
**દદૃશુરસકૃદેતત્તન્નખસ્પર્શતીવ્ર-**
**સ્મરરુજ ઉપમંત્રિન્! ભણ્યતામન્યવાર્તા ॥ ૮ ॥**

**ભાવાર્થઃ**—હે ભ્રમર! જેવી રીતે શિકારીના ગાયનને કાળા મૃગની પત્ની-હરિણીઓ સાચું માને છે અને તેમાં વિશ્વાસ રાખી તેની પાસે આવે છે, અર્થાત્ બાણપ્રહાર તથા વધાદિ દુઃખનો અનુભવ કરે છે, તેવીરીતે અમે પણ તે કુટિલનાં વચનોને અમૃત તુલ્ય માનતી તેમાં શ્રદ્ધા રાખીને તેની સ્પૃહા કરવામાં વારંવાર તેના નખસ્પર્શથી વધી જતી તીવ્ર કામની વેદનાનો અનુભવ કર્યો છે, તેથી હે દૂત! તેની વાત દુઃખની યાદ દેવડાવે છે માટે કોઇ બીજીજ વાત કર. ૮.

**અવતરણિકાઃ**—ઉપરોક્ત વચનો સાંભળીને જરા દૂર ગયેલા પણ ફરીને પાછા સમીપમાં પ્રાપ્ત થતા ભ્રમરને ગોપિઓ કહે છેઃ—

**પ્રિયસખ! પુનરાગાઃ પ્રેયસા પ્રેષિતઃ કિં?**
**વરય કિમનુરુન્ધે માનનીયોઽસિ મેઽઙ્ગ! ।**
**નયસિ કથમિહાસ્માન્ દુસ્ત્યજદ્વન્દ્વપાર્શ્વં**
**સતતમુરસિ સૌમ્ય! શ્રીવધૂઃ સાકમાસ્તે ॥ ૯ ॥**

**ભાવાર્થઃ**—હે પ્રિય મિત્ર! અગર જો તું શ્રીકૃષ્ણથી મોકલાયલો અહીં આવ્યો હો તો, હે ભ્રમર! તું મ્હારો પૂજ્ય છે તેથી તારી ઇચ્છામાં જે આવે તે વર માગ અગર તું અમને અતિ દુઃખથી પણ જેની પાસેની દ્વિતીય વસ્તુ અર્થાત્ વૃક્ષઃ સ્થલમાંજ નિરંતર

વાસ કરતી લક્ષ્મીવહુનો ત્યાગ થઇ શકે નહિ તેની પાસે લઇ જવાની ઇચ્છા કરતો હો, તો અમને તું લક્ષ્મીમાં નિરંતર આસક્તિવાળાની પાસે કેવી રીતે લઇ જઇશ ? ૯.

**અવતરણિકા:**—હવે પ્રણયકોપનો ત્યાગ કરીને ઉદ્ધવમાં રહેલા પોતાના સ્નેહનું સૂચન કરાવતી ગોપિઓ ભ્રમર પ્રત્યે કહેવા લાગીઃ—

**અપિ બત મધુપુર્યામાર્યપુત્રોઽધુનાઽસ્તે**
**સ્મરતિ સપિતૃગેહાન્સૌમ્ય ! બન્ધૂંશ્ચ ગોપાન્ ।**
**ક્વચિદપિ સ કથા નઃ કિંકરીણાં ગૃણીતે**
**ભુજમગુરુસુગન્ધં મૂર્ધ્ન્યધાસ્યત્ કદા નુ ॥ ૧૦ ॥**

**ભાવાર્થ:**—હે સૌમ્ય ! પહેલાં એમ સાંભળ્યું હતું કે શ્રીકૃષ્ણ ગુરૂકુલમાં વિદ્યાધ્યયન કરવા ગયા હતા, તો ત્યાંથી આવીને હાલમાં તે મથુરામાં છે કે નહિ ? તથા માતા, પિતા, ઘર ઈત્યાદિ સહિત ગોવાળીઆઓનું સ્મરણ કરે છે કે નહિ ? તથા દાસીસમૂહભૂત અમારી કોઇ વખતે વાતો કરે છે કે નહિ ? તેમજ હે ભ્રમર ! અગરુચંદનના જેવો સુગન્ધયુક્ત પોતાનો હાથ અમારા મસ્તક ઉપર ક્યારે મૂકશે ? ૧૦.

**અવતરણિકા:**—એ પ્રમાણે ગોપિકાઓનો ભ્રમર પ્રત્યેનો વાર્તાલાપ સાંભળી ઉપસંહાર કરતાં શ્રી શુકદેવજી, રાજા પરિક્ષીત્ પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યા:—

## શ્રી શુક ઉવાચ—

**અથોદ્ધવો નિશમ્યૈવં કૃષ્ણદર્શનલાલસાઃ ।**
**સાન્ત્વયન્ પ્રિયસંદેશૈર્ગોપીરિદમભાષત ॥ ૧૧ ॥**

**ભાવાર્થ:**—શ્રી શુકદેવજી બોલ્યા:-હે રાજન્! એ પ્રમાણે ભ્રમર પ્રત્યે પોતાના પ્રણયકોપનું વર્ણન કરતી તથા કૃષ્ણનાં દર્શનની અતિ આતુરતાવાળી ગોપીઓને સાંત્વન કરતા ઉદ્ધવજી નીચે પ્રમાણે બોલ્યા.

**ઇતિ શ્રીમદ્ ભાગવતાન્તર્ગત ભ્રમર-ગીતં સમાપ્તમ્ ॥**



# अथ "श्रीश्रुतिगीतम्"

## "અથ શ્રીશ્રુતિ–ગીત" (ગીત ૫ મું)

### શ્રીમદ્‌ભાગવત દશમ સ્કંધ, ઉત્તરાર્દ્ધ, અધ્યાય ૮૭, શ્લોક ૧૪ થી ૫૦.

**અવતરણિકા (પૂર્વસમ્બન્ધ):**—"શ્રીમદ્ ભાગવત"ના દશમ સ્કંધના ઉત્તરાર્દ્ધમાં રાજા પરીક્ષિત્ શ્રી શુકદેવજી પ્રત્યે, "બ્રહ્મના નિર્ગુણ સ્વરૂપનું શ્રુતિઓ કેવી રીતે વર્ણન કરે છે?" એવો પ્રશ્ન પૂછે છે, તેના પ્રત્યુત્તરમાં શ્રી શુકદેવ કહે છે કેઃ–"હે રાજન્! ત્હારા પ્રશ્નના ઉત્તરમાં નારદ ઋષિ તથા બદરિકાશ્રમમાં તપ કરતા ભગવાન્ નારાયણ ઋષિનો સંવાદ કહીશ; કોઈ વખતે નારદ ઋષિ લોકોમાં પર્યટન કરતા કરતા, પુરાણા–સનાતન–નારાયણ ઋષિને મળવા જઈ ચઢ્યા અને તેં જે પ્રશ્ન પૂછ્યો તે જ પ્રશ્ન નારદજીએ પૂછ્યો, ત્યારે તેના પ્રત્યુત્તરમાં નારાયણ ઋષિએ કહ્યું કેઃ–"હે નારદ! આગળના વખતમાં જનલોકમાં બ્રહ્માએ એક બ્રહ્મસત્ર કર્યું હતું, ત્યારે તું શ્વેતદ્વીપમાં મ્હારી અનિરૂદ્ધ સ્વરૂપ મૂર્તિને જોવા ગયો હતો; તે દરમિઆન, એ બ્રહ્મસત્રમાં બધા ઋષિઓ સમાન વિદ્યા, શીલ અને વ્રતવાળા હોવા છતાં, લોકકલ્યાણની ભાવનાથી એકને વક્તા કરી, બીજા શ્રોતા બની બ્રહ્મની મીમાંસા કરતા હતા તે વખતે વક્તા તરીકે સનંદન ઋષિએ કહ્યું કેઃ—

**स्वसृष्टमिदमापीय शयानं सह शक्तिभिः ।**
**तदन्ते बोधयांचक्रुस्तल्लिंगैः श्रुतयः परम् ॥ १२ ॥**

श्रीमद्भागवत दशम० उत्तरार्द्ध अ० ८७

श्री विष्णु.



शंखचक्र गदापद्म वनमालाविभूषितम ।
वन्देऽहंतंसत्यदेवं सर्वशक्तिसमन्वितम ॥

हिन्दुस्तान आर्ट प्रेस, मुंबई, २.

અર્થાત્ પોતે જ નિર્મિત કરેલા આ વિશ્વને પ્રલય વખતે પોતાનામાં સમેટીને યોગમાં લીન થવાથી નિદ્રાધીન જેવા લાગતા એ પરમ ઇશ્વરને તેના સ્વરૂપની વ્યાખ્યા કરનારાં વચનો વડે, એ પરબ્રહ્મના શ્વાસરૂપે બહાર નિકળેલી શ્રુતિઓ, યોગનિદ્રામાંથી જગાડવાના મિષથી નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગી, એ આ શ્રુતિઓનાં પરબ્રહ્મ પ્રત્યેનાં સ્તુતિ વચનોના સંગ્રહને "શ્રુતિગીત" કહેવામાં આવે છે. હવે આપણે તે પરમેશ્વરની સ્તુતિ માટે, શ્રુતિઓ વડે ઉચ્ચારાએલાં વચનોનું મનન કરીએઃ—

## શ્રુતય ઊચુઃ—

**જય જય જહ્યજામજિત ! દોષગૃભીતગુણાં**
**ત્વમસિ યદાત્મના સમવરુદ્ધસમસ્તભગઃ ।**
**અગજગદોકસામખિલશક્ત્યવબોધક તે**
**ક્વચિદજયાત્મના ચ ચરતોઽનુચરેન્નિગમઃ ॥૧॥**

**ભાવાર્થઃ**—શ્રુતિઓ કહેવા લાગીઃ–હે અજિત ! આપનો જય થાઓ ! જય થાઓ ! સ્થાવર અને જંગમરૂપ શરીરધારી જીવાત્માઓની, વેશ્યાની પેઠે પરપુરૂષોને ઠગવા માટે ગુણોને ધારણ કરેલી અવિદ્યાનો નાશ કરો; હે સર્વશક્તિપ્રેરક ! આપ આપના સ્વરૂપથીજ સમસ્ત ઐશ્વર્યાદિ ગુણયુક્ત છો, કારણ કે સૃષ્ટિની ઉત્પત્તિનાં વખતમાં, ક્રીડા કરતા અને સમસ્ત ગુણયુક્ત એવા આપનું જ સર્વે વેદો પ્રતિપાદન કરે છે. ૧.

**અવતરણિકા:**—અગર હે ભગવન્! આપ એમ કહો કે, "વેદો ઇન્દ્રાદિ દેવોનું પ્રતિપાદન ક્યાં નથી કરતા?" તો તેના પ્રત્યુત્તરમાં "અમે એમ કહીએ છીએ કે, વેદોમાં બીજા બીજા દેવોનું નિરૂપણ કેવલ આપના બૃહત્ સ્વરૂપનો જ એક વિભાગ–અંશ–કલા–માત્ર છે; તેથી આપ જ સર્વદેવમય અને વેદપ્રતિપાદ્ય છો" એમ શ્રુતિઓ કહે છે:—

**બૃહદુપલબ્ધમેતદવયન્ત્યવશેષતયા**
**યત ઉદયાસ્તમયૌ વિકૃતેર્મૃદિ વા વિકૃતાત્ ।**
**અત ઋષયો દધુસ્ત્વયિ મનોવચનાચરિતં**
**કથમયથા ભવન્તિ ભુવિ દત્તપદાનિ નૃણામ્ ॥ ૨ ॥**

**ભાવાર્થ:**—આ દૃઢ સ્થાવર જંગમાત્મક આખું જગત્ બ્રહ્માત્મકજ છે એમ શ્રુતિઓ જાણે છે, કારણ કે સમસ્ત જગતના નાશ પછી એક માત્ર આપજ અવશેષ રહો છો, જેવી રીતે માટીમાંથી ઘટ વગેરે ઉત્પન્ન કરી શકાય છે તથા તે ઘટાદિ નાશ પામી અંતે તેમાંજ લય પામી મૃત્તિકા સ્વરૂપે જ અવશેષ રહે છે, તેવી રીતેજ, વિકારરહિત એવા આપથીજ જગત્‌ની ઉત્પત્તિ તથા લય છે, એથી જ મંત્ર અને મંત્રદ્રષ્ટા ઋષિઓએ, આપમાં જ મન તથા વાણીના તાત્પર્યને નિશ્ચિત કર્યું છે, આપથીજ થયેલા અન્ય વિકારોમાં નહિ.

**येऽप्यन्यदेवता भक्ता यद्यप्यन्यधियः प्रभो ! ।**
**सर्व एव भजन्ति त्वां सर्वदेवमयेश्वरम् ॥**

અર્થાત્ "બીજા દેવતાઓના ભક્તો પણ અન્ય–ભિન્ન–બુદ્ધિવાળા હોવા છતાં સર્વ દેવમય અને સર્વના ઇશ્વર એવા આપનેજ હે પ્રભો!

ભજે છે" એ વચન પ્રમાણુથી સૌ કોઈ વાસ્તવિકમાં આપના એકજ અદ્વૈત સ્વરૂપને શરણે આવે છે અને ભજે છે, જેવી રીતે મનુષ્યો પોતાનાં પગલાં ઇંટ પત્થર ઇત્યાદિ પર મૂકે છે છતાં તેઓ પૃથ્વીથી ભિન્ન નથી તેવી રીતે આપનાંજ સ્વરૂપમાંથી વિકૃતિરૂપે થએલી વસ્તુઓનું વર્ણન કરનાર વેદો, વાસ્તવિકમાં સર્વ શરીરધારક એવા આપનુંજ પ્રતિપાદન કરે છે. ૨.

**અવતરણિકા:**—"સર્વાત્મક ભગવાનનું ભજન કરનાર પુરૂષોને કયા ફલની પ્રાપ્તિ થાય છે" એ જિજ્ઞાસાના સમાધાનમાં સર્વ સંતાપ નિવૃત્તિરૂપ ફલનું શ્રુતિઓ નિરૂપણ કરે છે:—

**ઈતિ તવ સૂરયસ્ત્ર્યધિપતેऽખિલલોકમલ-**
**ક્ષપણકથામૃતાબ્ધિમવગાહ્ય તપાંસિ જહુઃ ।**
**કિમુત પુનઃ સ્વધામવિધુતાશયકાલગુણાઃ**
**પરમ ! ભજન્તિ યે પદમજસ્રસુખાનુભવમ્ ॥૩॥**

**ભાવાર્થ:**—હે ત્રિગુણાત્મિકમાયાના ઇશ્વર ! વિવેકી મનુષ્યો આપના અખિલ લોકનો મલ–પાપ–નાશ કરનાર કથારૂપી અમૃતના સમુદ્રનું સેવન કરી, પોતાનાં આધ્યાત્મિક દુઃખો તથા કિલષ્ટ તપોથી પણ નિવૃત થઇ ગયા છે તો પછી હે પુરૂષોત્તમ ! આપના નિરંતર સ્મરણથી અંતઃકરણમાંથી ગુણ તથા રાગદ્વેષ તથા કાલના ગુણ વૃદ્ધ–કુમારાદિ અવસ્થાઓ તથા શરીરના કૃશતાદિ ધર્મ તથા પ્રાણના ક્ષુધા ઇત્યાદિ ધર્મ જેમના નિવૃત્ત થઇ ગયા છે તેવા નિરંતર જ્ઞાનાનંદ એક સ્વરૂપને ભજનાર મનુષ્યોના બધા તાપ નિવૃત્ત થઇ જાય એમાં શું આશ્ચર્ય? ૩.

**અવતરણિકાઃ**—ઉપરનીજ વાતને વિશેષ દૃઢ કરે છે:—

**દૃતય ઇવ શ્વસન્ત્યસુભૃતો યદિ તેઽનુવિધા**
**મહદહમાદયોઽણ્ડમસૃજન્યદનુગ્રહતઃ ।**
**પુરુષવિધોઽન્વયોઽત્ર ચરમોઽન્નમયાદિષુ યઃ**
**સદસતઃ પરં ત્વમથ યદેષ્વવશેષમૃતમ્ ॥ ૪ ॥**

**ભાવાર્થ**:—હે ભગવન્ ! જે મનુષ્ય આપના ભક્ત છે તેઓજ સફલ જીવન યુક્ત છે પણ જેઓ આપના ભક્ત નથી તેઓ લોહારની ધમણની માફક વૃથા શ્વાસ લે છે તેથી કૃતઘ્ન છે, કારણ કે આપ કે જેના અનુગ્રહથી સામર્થ્યવાળાં થયેલાં અહંકારાદિક મહતત્ત્વ આપની સેવાને માટે આપના ક્રીડાસ્થાનભૂત આ સમષ્ટિવ્યષ્ટિરૂપ બ્રહ્માંડ રચી શક્યાં છે, તે આપનીજ સત્તાથી સરજાએલાં આ બ્રહ્માંડમાં રહીને તથા મહત્ તત્વાદિથી બંધાએલાં શરીરોને ધારણ કરીને પણ જેઓ આપની ઉપાસના કરતા નથી, તે તેઓની કૃતઘ્નતા છે; વળી આપ પુરૂષમાં રહેલા અન્નમયાદિ પાંચે કોષોમાં રહેલા તે પાંચે કોષના જેવા આકારવાળા છો, તેમજ તે કોષોમાં અંતિમ જે આનંદમય કોષ છે તે આપજ છો અને સત્યઅસત્ય સ્થૂલસૂક્ષ્માદિ અન્નમય કોષથી પણ પર વ્યતિરિક્ત-સાક્ષીભૂત અર્થાત્ અંતે જે નિરવદ્ય સત્ય અવશેષ રહે છે તે આપજ છો. ૪.

**અવતરણિકાઃ**—" દુર્બોધ એવા આપના સ્વરૂપમાં મનનો પ્રવેશ થવો અશક્ય છે." એટલા માટે શ્રુતિઓ ઉપાસનાપ્રકારોના સંપ્રદાય દર્શાવે છે:—

**ઉદરમુપાસતે ય ઋષિવર્ત્મસુ કૂર્પદૃશઃ**
**પરિસરપદ્ધતિં હૃદયમારુણયો દહરમ્ ।**
**તત ઉદગાદનન્ત ! તવ ધામ શિરઃ પરમં**
**પુનરિહ યત્સમેત્ય ન પતન્તિ કૃતાન્તમુખે ॥ ૫ ॥**

**ભાવાર્થઃ**—ઋષિઓના સંપ્રદાયોમાં સ્થૂલ દૃષ્ટિવાળા ઋષિઓ ઉદર–મણિપૂરક–માં સ્થિત બ્રહ્મની યજ્ઞાદિકર્માવલંબનપૂર્વક ઉપાસના કરે છે અને બીજા આરુણિમતના ઋષિઓ બધી નાડીઓના અંતિમ ગમ્ય સ્થાનભૂત હૃદયમાં રહેલા સૂક્ષ્મરૂપની ઉપાસના કરે છે, હે અનન્ત ! તે હૃદયમાંથી સુષુમ્ણાખ્ય નામનું આપનું પરમશ્રેષ્ઠ અને જ્યોતિર્મય એવું જે પ્રધાન સ્થાન છે તેને અધિકારી જન પ્રાપ્ત થાય છે, કે જે સ્થાનને પ્રાપ્ત થયા પછી ફરીને આ સંસારના જન્મમરણરૂપી કાલના મુખમાં પડતા નથી. ૫.

**અવતરણિકાઃ**—"અગર ઈશ્વરને પણ જીવની પેઠે ઉદર તથા હૃદયાદિ સંબંધ હોય, તો કયા વિશિષ્ટ સ્વરૂપની ઉપાસના કરવી જોઈએ ?" એ પ્રશ્નના સમાધાનમાં શ્રુતિઓ કહે છે.

**સ્વકૃતવિચિત્રયોનિષુ વિશન્નિવ હેતુતયા**
**તરતમતશ્ચકાસ્યનલવત્સ્વકૃતાનુકૃતિઃ ।**
**અથ વિતથાસ્વમૂષ્વવિતથં તવ ધામ સમં**
**વિરજધિયોઽન્વયન્ત્યભિવિપણ્યવ એકરસમ્ ॥ ૬ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે અગ્નિ ખાસ પોતાના ભાવ અથવા પર્યવસિત રૂપથી રહિત હોવાથી લાકડાની આકૃતિ પ્રમાણે લાંબા, પહોળા, સ્થૂલ કે સૂક્ષ્મ રૂપથી પ્રકાશે છે તેવીજ રીતે ઉચ્ચ નીચ

ભાવથી પોતાનીજ કરવામાં આવેલી દેવ, પશુ, પક્ષી, મનુષ્યાદિ વિવિધ યોનિઓનું અનુકરણ કરતાં તે તે શરીરોમાં પ્રવેશ કરીને આપ પણ પ્રકાશો છો. એથી ઉત્પત્તિ ઇત્યાદિ વિવિધ વિકારવાળી વસ્તુઓમાં પ્રવિષ્ટ થએલા આપના સત્ય, વિકારરહિત, એકરસ તથા એકરૂપ સ્વરૂપને આ લોક કે પરલોકમાં પણ કર્મનાં ફલની નિવૃત્તિવાળા નિર્મલ મતિવાળા અધિકારી મનુષ્યોજ જાણે છે. ૬.

**અવતરણિકા:—**"ભગવદ્‌ભજન કરવું એજ બધી વસ્તુઓમાં સારરૂપ છે" એમ શ્રુતિઓ કહે છે:—

**સ્વકૃતપુરેષ્વમીષ્વબહિરન્તરસંવરણં**
**તવ પુરુષં વદન્ત્યખિલશક્તિધૃતોંઽશકૃતમ્ ।**
**ઇતિ નૃગતિં વિવિચ્ય કવયો નિગમાવપનં**
**ભવત ઉપાસતેંઽઘ્રિમભવં ભુવિ વિશ્વસિતાઃ ॥ ૭ ॥**

**ભાવાર્થ:—**હે ભગવન્! પોતપોતાનાં કર્મોથી મળેલાં દેવાદિ શરીરોમાં રહેનારા જીવોની સંપૂર્ણ શક્તિઓના આશ્રયભૂત અને પૂર્ણ ગુણ એવા આપના અંશથી સરજાએલી શ્રુતિઓ કહે છે કે, એ પ્રમાણે જીવનો તત્ત્વજ્ઞાનપૂર્વક નિશ્ચય કરીને બહાર તથા અંદરના આવરણ-રહિત થયેલા પૃથ્વીમાં રહેનાર વિવેકી મનુષ્યો, ભગવચ્ચરણની ઉપાસના સિવાય સંસારનાં દુ:ખની નિવૃત્તિનું બીજું કારણ નથી, એમ વિશ્વાસયુક્ત થઇને વેદોક્ત સર્વ કર્મના ક્ષેત્રરૂપ અને જન્મમરણાદિ સંસારદુ:ખનાં નિવર્તક એવાં આપનાં ચરણની ઉપાસના કરે છે. ૭.

**અવતરણિકા:—**"મોક્ષની સરખામણીમાં પણ ભગવદ્‌ભજન, મોક્ષથી પણ વિશેષ આનંદપ્રદ છે" એમ શ્રુતિઓ કહે છે:—

**દુરવગમાત્મતત્ત્વનિગમાય તવાત્તતનો-**
**શ્ચરિતમહામૃતાબ્ધિપરિવર્તપરિશ્રમણાઃ ।**
**ન પરિલષન્તિ કેચિદપવર્ગમપીશ્વર ! તે**
**ચરણસરોજહંસકુલસંગવિસૃષ્ટગૃહાઃ ॥ ૮ ॥**

**ભાવાર્થ**:—હે ઈશ્વર ! દુર્જ્ઞેય જે આપનું તત્ત્વ છે, તેનો બોધ કરાવવા માટે, સગુણ સ્વરૂપનો જેણે અંગીકાર કરેલો છે એવા આપના ચરિતોરૂપી મહા સમુદ્રમાં યથેષ્ટ વિહાર કરીને શ્રમને દૂર કરનાર તથા આપના ચરણકમલમાં હંસોની માફક નિરંતર રમણ કરતા કેટલાક ભક્તજનો, આપની કથાના શ્રવણ, કીર્તન ઈત્યાદિની ધુનમાં ગૃહાદિ સુખોનો પણ ત્યાગ કરીને મોક્ષની પણ ઇચ્છા કરતા નથી; તો પછી ઇન્દ્રાદિપદની ઈચ્છા કરતા નથી એમાં શું કહેવું? અર્થાત્ ભક્તજનો ભક્તિને મોક્ષથી પણ અધિક શ્રેષ્ઠ ગણે છે. ૮.

**અવતરણિકા**:—ભગવદ્ભક્તોના ભજનાનન્દનું નિરૂપણ કરી, ભગવદ્ભજનથી વિમુખ પુરૂષોની નિંદા કરે છે:—

**ત્વદનુપથં કુલાયમિદમાત્મસુહૃત્પ્રિયવ-**
**શ્ચરતિ તથોન્મુખે ત્વયિ હિતે પ્રિય આત્મનિ ચ ।**
**ન બત રમન્ત્યહો અસદુપાસનયાત્મહનો**
**યદનુશયા ભ્રમન્ત્યુરુભયે કુશરીરભૃતઃ ॥ ૯ ॥**

**ભાવાર્થ**:—હે ભગવન્ ! આપની સેવામાં ઉપયોગી આ નીડ (માળા) રૂપ શરીર, આત્મા, મિત્ર અને પ્રિય વસ્તુના જેવું છે તો પણ આપ કે જે દેહીઓને સંસારમાંથી તારવાને સદા તૈયાર, હિતકારક, પ્રિય અને આત્મા જેવા છો, તેમાં અજ્ઞાનીઓ સંપૂર્ણ ભક્તિ રાખી

આનંદ પામી શકતા નથી; અને માત્ર અસત્ય—નશ્વર—દેહાદિ વસ્તુઓના સેવનથી આત્માનો ઘાતજ કરે છે, અને એ અસત્ વસ્તુઓની ઉપાસનામાં રહેલી વાસનાને પરિણામે અનેક પ્રકારની દુષ્ટ યોનિઓને ધારણ કરી, અત્યંત ભયંકર એવા આ સંસારમાં ફરી ફરીને ભ્રમણ કરે છે—પુનર્જન્મ ધારણ કરે છે. ૯.

**અવતરણિકા:—**"**आत्मा वा अरे दृष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः** ॥ આ આત્મા સૂક્ષ્મતાથી જોવા લાયક, શ્રવણ કરવા લાયક, મનન કરવા લાયક અને સૂક્ષ્મ ધ્યાન તથા દૃઢ અભ્યાસથી ઉપાસના કરવા યોગ્ય છે." ઇત્યાદિ વાક્યોની સંગતિમાં શ્રુતિઓ કહે છે:—

**નિભૃતમરુન્મનોક્ષદૃઢયોગયુજો હૃદિ યત્**
**મુનય ઉપાસતે તદરયોઽપિ યયુઃ સ્મરણાત્ ।**
**સ્ત્રિય ઉરગેન્દ્રભોગભુજદંડવિષક્તધિયો**
**વયમપિ તે સમાઃ સમદૃશોઽઙ્ઘ્રિસરોજસુધાઃ ॥ ૧૦ ॥**

**ભાવાર્થ:—**વાયુ, પ્રાણ, મન, ઇન્દ્રિય ઇત્યાદિને રોકનાર તથા દૃઢ યોગ—સાધના કરનાર મુનિઓ, હૃદયમાં આપના જે સ્વરૂપનું ધ્યાન કરે છે, તે સ્વરૂપના સ્મરણથીજ શિશુપાલ, કંસાદિ શત્રુઓ પણ આપને પ્રાપ્ત થયા; તથા ભગવાન્ શેષજીના શરીર જેવા આપના ભુજાઓરૂપી દંડમાં આસક્તબુદ્ધિવાળી ગોપીઓ પણ આપના ધ્યાનથી આપને પ્રાપ્ત થઇ, તેમજ આપના ચરણકમલને સુંદર રીતે ધારણ કરનારી તથા અપરિચ્છિન્ન એવા આપના સ્વરૂપને જોનારી, શ્રુત્યભિમાની દેવતા જે અમે તેઓ પણ આપની કૃપાના કટાક્ષથી, આપના સમાનજ છીએ અર્થાત્ અમે પણ આપને પ્રાપ્ત થયેલી છીએ. ૧૦.

**અવતરણિકા:**—એ પ્રમાણે ભક્તિ-સેવા-ઉપાસના-શરણે જવા-ના પ્રકારની સુલભતા બતાવી, જ્ઞાનની દુર્લભતા કહે છે:—

**ક ઈહ નુ વેદ બતાઽવરજન્મલયોઽગ્રસરં**
**યત ઉદગાદૃષિર્યમનુ દેવગણા ઉભયે ।**
**તર્હિ ન સન્ન ચાસદુભયં ન ચ કાલજવ:**
**કિમપિ ન તત્ર શાસ્ત્રમવકૃષ્ય શયીત યદા ॥ ૧૧ ॥**

**ભાવાર્થ:**—આ જગતમાં અર્વાચીન ઉત્પત્તિ, વિનાશવાળા પુરૂષોમાં, પહેલાંથીજ સિદ્ધ એવા આપને કોણ જાણે છે? આપ, કે જેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે, જેની પછી એ પ્રકારના દેવગણ અર્થાત્ આધ્યાત્મિક અને આધિદૈવિક અથવા નિવૃત્તિ-પ્રવૃત્તિનિષ્ઠ દેવગણો ઉત્પન્ન થયા છે; વળી જ્યારે આપ આ સમસ્ત જગતનો ઉપસંહાર કરીને સૂઓ છો ત્યારે સત્-સ્થૂલ આકાશ તેમજ અસત્-સૂક્ષ્મ મહદાદિ, તેમજ સત્-અસત્ એ બન્નેથી ચાલતું આ શરીર, કાલનો વેગ તથા વેદપુરાણાદિક અર્થાત્ વસ્તુમાત્ર, સ્થૂલરૂપથી રહેતી નથી; માત્ર આપજ બધાંના અવશિષ્ટ કારણ રૂપ રહો છો, તેથી આપની શ્રવણ કીર્તનાદિરૂપ ભક્તિજ સુકર છે, આપને જ્ઞાનથી જાણવા અત્યંત કઠિન છે. ૧૧.

**અવતરણિકા:**—"વાદવિવાદ તથા વિચાર કરનારા મુખ્ય પુરૂષોમાં પણ આપને વિષે અનેક મત હોવાથી, આપનાં સ્પષ્ટ વ્યાખ્યા કે જ્ઞાન ઉપલબ્ધ થતાં નથી, તેથી પણ જ્ઞાનમાર્ગથી આપને પામવું એ ઘણું દુર્ઘટ છે." એમ શ્રુતિઓ કહે છે:—

**જનિમસતઃ સતો મૃતિમુતાત્મનિ યે ચ ભિદાં**
**વિપણમૃતં સ્મરંત્યુપદિશન્તિ ત આરુપિતૈઃ ।**
**ત્રિગુણમયઃ પુમાનિતિ ભિદા યદબોધકૃતા**
**ત્વયિ ન તતઃ પરત્ર સ ભવેદવબોધરસે ॥ ૧૨ ॥**

**ભાવાર્થઃ**—વૈશેષિક શાસ્ત્રના પ્રવર્તક કણાદ ઇત્યાદિ મહર્ષિઓ કે જેઓ દ્રવ્ય, ગુણ, કર્મ, કાલ ઇત્યાદિ અસત્ પદાર્થોથી જ આ જગત્‌ની ઉત્પત્તિ માને છે, તથા સત્ય વસ્તુ આત્મા ઇત્યાદિનો જેઓ નાશ માને છે, જે નૈયાયિકો સત્–આત્મા–થી એકવીસ પ્રકારનાં દુઃખોનો નાશ તથા મોક્ષ માને છે, જે સાંખ્યમતવાદીઓ, આત્માના અનેક ભેદ–પ્રકાર માને છે તથા જે મીમાંસા મતવાદીઓ કર્મફલના વ્યવહારનેજ સત્ય કહે છે, તે બધા માત્ર ભ્રમ–બુદ્ધિથીજ ઉપદેશ કરે છે. તત્ત્વદૃષ્ટિથી નહીં; ઉપનિષદોમાં કહ્યું છે કેઃ—

**"सन्मूलाः सौम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः"**

અર્થાત્ "હે સૌમ્ય! આ પ્રજાઓ સત્યથી ઉત્પન્ન થએલી, સત્યથીજ સ્થિતિમાં રહેલી અને સત્યમાંજ લીન થનારી છે"

અથવા—"**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः**"

અર્થાત્ "દેહેન્દ્રિયાદિક જે અસત્–નશ્વર છે, તેનું શાશ્વતપણું નથી, તેમજ આત્મા, જે સત્–શાશ્વત નિરંતર છે, તેનો નાશ–અભાવ પણ કદિ નથી"

અથવા "**एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः**"

અર્થાત્ "સ્થાવર જંગમ પ્રાણીમાત્રનો એકજ આત્મા છે અને તે દરેકમાં એકજ સરખી રીતે રહેલો છે."

ઈત્યાદિ વચનોને ન સ્વીકારીને ઉપરોક્ત બોધ કરનારા. ભ્રમથીજ એમ માને છે, કારણ કે "ત્રિગુણમય પુરૂષ–આત્મા છે", એ આત્મભેદ અજ્ઞાનકલ્પિત છે, અને તે બીજાં પ્રાણીઓમાં છે, પણ આપ, કે જે જ્ઞાનૈકસ્વરૂપ છો, તેમાં એ ભ્રમની સંભાવના નથી, કારણ કે સૂર્યમાં અંધકાર રહી શકેજ નહિ. ૧૧.

**અવતરણિકાઃ**—અગર એમ કહો કે, "હું સુખી, હું દુઃખી, હું જ્ઞાની ઇત્યાદિ આત્મભેદ, નાના પ્રાણીથી બ્રહ્માપર્યન્ત પ્રસિદ્ધ છે; તો પછી આત્મભેદ નથી, એ કહેવું અસંગત છે" તો તેના પ્રત્યુત્તરમાં અમે એમ કહીએ છીએ કે, એ કહેવું આત્માના યથાર્થ સ્વરૂપને જાણવાના અભાવમાંજ છે એમ કહી શકાય છે, અન્યથા નહિ એમ બતાવે છે:—

**સદિવ મનસ્ત્રિવૃત્ ત્વયિ વિભાત્યસદામનુજાત્**
**સદભિમૃશન્ત્યશેષમિદમાત્મતયાત્મવિદઃ ।**
**ન હિ વિકૃતિં ત્યજન્તિ કનકસ્ય તદાત્મતયા**
**સ્વકૃતમનુપ્રવિષ્ટમિદમાત્મતયાવસિતમ્ ॥ ૧૩ ॥**

**ભાવાર્થ:**—હે ભગવન્! બ્રહ્માથી માંડીને મનુષ્યપર્યન્ત, જેટલો વ્યવહાર છે, તેટલો બધો, માત્ર ત્રિગુણાત્મક મનનો વિલાસ–સ્ફુરણ છે, અને એ પ્રપંચસમૂહ અસત્ય હોવા છતાં સત્યની માફક ભાસે છે, તેથી મનના ભેદથીજ આત્માના ભેદ છે; પણ આત્મવેત્તા પુરૂષો, આખા વિશ્વને એકજ સદ્રૂપ જાણે છે, કારણ કે આત્મા આ જગતનું ઉપાદાન કારણ છે, આત્મા સત્ય છે. જેવી રીતે પુરૂષ સુવર્ણની વિકૃતિરૂપ કનક કુંડલાદિનો ત્યાગ કરતો નથી, પણ તેને સુવર્ણરૂપેજ સ્વીકારે છે, તેવી રીતે બધાના ઉપાદાન કારણભૂત એવા આપથી ઉત્પન્ન

થએલું આ સમસ્ત વિશ્વ, આપનુંજ સ્વરૂપ છે, એમ નિશ્ચિત કરવામાં આવ્યું છે; આત્માનો યાથાત્મ્ય–વાસ્તવિક–જ્ઞાનથી ભેદ નથી. ૧૩.

**તવ પરિ યે ચરન્ત્યખિલસત્ત્વનિકેતતયા**
**ત ઉત પદાક્રમન્ત્યવિગણય્ય શિરો નિર્ઋતેઃ ।**
**પરિવયસે પશૂનિવ ગિરા વિબુધાનપિ તાં–**
**સ્ત્વયિ કૃતસૌહૃદાઃ ખલુ પુનન્તિ ન યે વિમુખાઃ ॥૧૪॥**

**ભાવાર્થઃ**—હે ભગવન્! સમસ્ત પ્રાણીઓના સ્થાનભૂત એવા આપની જે પુરૂષ પરિચર્યા કરે છે, તેઓ મૃત્યુના મસ્તક ઉપર અવજ્ઞાપૂર્વક પગ મૂકીને સંસારને તરી જાય છે, તથા જેમણે આપનામાં પ્રેમ રાખ્યો છે, તેઓ બીજાઓને પણ ભક્તિમાર્ગના ઉપદેશદ્વારા તેમનાં ભક્તિપ્રતિબંધક પાપોને દૂર કરીને, મુક્તિયોગ્ય કરે છે; પણ જે પુરૂષો, આપની સેવાથી વિમુખ છે તેઓ ભલે વિદ્વાન્ હોય તો પણ તેમને પશુઓની માફક વેદરૂપ વાણીથી, અમુક અમુક કર્મના અધિકારથી કર્મમાં બંધનયુક્ત કરી દે છે તથા તેઓ બીજાઓને પણ પવિત્ર–પાપમુકત–પણ કરી શકતા નથી. ૧૪.

**અવતરણિકાઃ**—"એટલા માટેજ બ્રહ્માદિ દેવતાઓ પણ આપની સેવા કરે છે, અને આપની આજ્ઞાનું પાલન કરે છે" એમ શ્રુતિઓ બતાવે છેઃ—

**ત્વમકરણઃ સ્વરાડખિલકારકશક્તિધર–**
**સ્તવ બલિમુદ્વહન્તિ સમદન્ત્યજયાનિમિષાઃ ।**
**વર્ષભુજોઽખિલક્ષિતિપતેરિવ વિશ્વસૃજો**
**વિદધતિ યત્ર યે ત્વધિકૃતા ભવતશ્ચકિતાઃ ॥૧૫॥**

**ભાવાર્થ:**—હે ભગવન્! આપ પ્રાકૃત દેહેન્દ્રિયરહિત, સ્વયંપ્રકાશ અને સર્વ પ્રાણીઓની ઇન્દ્રિયશક્તિના પ્રવર્તક છો, એથી જેવી રીતે ખંડીઓ રાજા પોતાની પ્રજાની પૂજાને સ્વીકારી, મહામંડલેશ્વર—ચક્રવર્તી રાજાની પૂજા કરે છે, તેવી રીતે વિશ્વના રચનાર બ્રહ્માદિક દેવો, તથા લોકપાલ ઇન્દ્રાદિક દેવ એ બધાઓ, પ્રજા વડે આપવામાં આવેલી હવ્યકવ્યરૂપ પૂજાનો પોતે સ્વીકાર કરી આપની પૂજા કરે છે, અને જે જે કાર્યમાં જે જે દેવતાને નિયુક્ત કરવામાં આવી છે, તે બધી ભયભીત થઇને, તે તે કાર્ય સારી રીતે બજાવે છે, અર્થાત્ આપની સેવા સિવાય માયાની નિવૃત્તિ અશકય છે, એથી મનુષ્યથી શરૂ કરી બ્રહ્મા પર્યન્ત સર્વ આપની સેવા કરવાનુંજ આવસ્યક માને છે, ૧૪.

**અવતરણિકા:**—"જો કે સ્વરૂપથી જીવોને ઉત્પત્તિ નથી તો પણ શરીરના સંબંધથી જીવોની ઉત્પત્તિ કહેવામાં આવે છે, એટલા માટે જીવો આપથીજ ઉત્પન્ન થએલા છે, અને એથી સર્વસત્તાધીશ તરીકે તથા પોતાના ઉત્પાદક તરીકે પણ આપનુંજ ભજન આવસ્યક છે," એવા આશયથી જીવોની ઉત્પત્તિ દર્શાવે છે:—

**સ્થિરચરજાતય: સ્યુરજયોત્થનિમિત્તયુજો**
**વિહર ઉદીક્ષયા યદિ પરસ્ય વિમુક્ત! તતઃ ।**
**ન હિ પરમસ્ય કશ્ચિદપરો ન પરશ્ચ ભવેદ્**
**વિયત ઇવાપદસ્ય તવ શૂન્યતુલાં દધતઃ ॥ ૧૬ ॥**

**ભાવાર્થ:**—હે વિમુક્ત! જયારે સૃષ્ટિના સમયમાં માયાના પ્રેરક એવા આપને, માયાની સાથે વિહાર કરવાની ઇચ્છા થાય છે, ત્યારે આપના સંકલ્પમાત્રથી પોતપોતાના કર્માનુસાર સૂક્ષ્મ શરીર વડે યુક્ત, સ્થાવર,

જંગમ એવાં સ્થૂલશરીરવિશિષ્ટ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. વિષમ-ઉચ્ચ-નીચ સૃષ્ટિ કરવામાં આપને વૈષમ્ય નથી, કારણ કે પરમકારુણિક એવા આપને સ્વકીય વા પરકીય વ્યવહાર નથી. વિષમ સૃષ્ટિનો હેતુ, માત્ર પ્રાચીન કર્મસંબંધજ છે. અગર કહો કે, "વ્યાપકસ્વરૂપ બ્રહ્મને સૃષ્ટિગત દોષ-સંબંધ લાગી જશે" તો પ્રત્યુત્તર એ છે, કે જેવી રીતે વ્યાપકસ્વરૂપ આકાશ નિર્લેપ છે, તેવી રીતે સૃષ્ટિગત દોષના અનાશ્રય એવા અતિ સૂક્ષ્મ બ્રહ્મને પણ સૃષ્ટિગતનો દોષસંબંધ નથી. ૧૬.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે જીવોનો ઉત્પત્તિ પ્રકાર કહ્યો, હવે "સાક્ષાત્ પરમાત્મામાંથીજ અવિદ્યાજન્ય કાર્યોપાધિરૂપ જીવો સંસારમાં આવ્યા છે," એમ નીચેના શ્લોકમાં કહે છેઃ—

**અપરિમિતા ધ્રુવાસ્તનુભૃતો યદિ સર્વગતા-**
**સ્તર્હિ ન શાસ્યતેતિ નિયમો ધ્રુવ! નેતરથા ।**
**અજનિ ચ યન્મયં તદવિમુચ્ય નિયન્તૃ ભવેત્**
**સમમનુજાનતાં યદમતં મતદુષ્ટતયા ॥ ૧૭ ॥**

**ભાવાર્થઃ**—હે ધ્રુવ! (સદા સ્થિર!) જેઓ એમ કહે છે, કે જીવ, સ્વરૂપ સિવાય અનંત અને વ્યાપક છે, તેમનો પક્ષ અમને સંમત નથી, કેમકે જીવ વાસ્તવિક સ્વરૂપ સિવાય અનંત, નિત્ય અને જ્ઞાનવ્યાપ્તિ સિવાય પણ વ્યાપકજ હોય, તો તે આપના સમાનજ થવાથી, આપથી તેમને નિયમમાં રાખી શકાય નહીં, અર્થાત્ જીવોના નિયન્તા આપ ન થઇ શકો, કારણકે સ્વરૂપથી આપ પણ વ્યાપક, જીવ પણ વ્યાપક; જો જીવને અણુસ્વરૂપ માનવામાં આવે તો, જીવગત નિયમ્ય અને આપનામાં રહેલો નિયામક ભાવ ઘટી શકે, કેમકે જે વસ્તુ, ઉપાધિથી

જે પદાર્થના વિકારરૂપ હોય, તે પદાર્થ તે વસ્તુનો નિયન્તા થઇ શકે, કારણકે વિકારરૂપ વસ્તુ મૂલપદાર્થમાંજ પરોવાયેલી છે અને તે મૂલ પદાર્થ તે વસ્તુના કારણરૂપ હોવાથી તેનો ત્યાગ પણ કરી શકતો નથી; આપના સ્વરૂપને માટે "યત્" "તત્" અર્થાત્ કોઇ અનિશ્ચિત વ્યાખ્યા સિવાય ચોક્કસ વ્યાખ્યા સંભવી શકિત નથી, અર્થાત્ જીવોને અણુસ્વરૂપ માનવાથી જીવ અને ઈશનો નિયમ્યનિયામકભાવ સંગત થઈ શકે, અર્થાત્ સ્વરૂપથી જીવ અણુસ્વરૂપ, અને જ્ઞાનની વ્યાપ્તિથી વ્યાપક થઈ શકે છે; વળી કેટલાક એમ કહે છે કે "અમે બ્રહ્મને જાણીએ છીએ" તે વાસ્તવિકમાં આપને જાણતા નથી, કારણ કે આપની કૃપા સિવાય આપ કોઈના પણ જ્ઞાનના વિષયરૂપ થતા નથી અને પોતાના સામાન્ય જ્ઞાનથી જે જે જાણવામાં આવે છે તે અનાત્મ પદાર્થજ હોય છે. ૧૭.

**અવતરણિકા:**—એ પ્રમાણે જીવોનો ઉત્પત્તિસંબંધ કહી, હવે જીવોના કારણભૂત પ્રકૃતિ તથા પુરૂષની ઉત્પત્તિનો અભાવ દર્શાવે છેઃ—

**ન ઘટત ઉદ્ભવ: પ્રકૃતિપૂરુષયોરજયો-**
**રુભયયુજા ભવન્ત્યસુભૃતો જલબુદ્બુદવત્ ।**
**ત્વયિ ત ઇમે તતો વિવિધનામગુણૈ: પરમે**
**સરિત ઇવાર્ણવે મધુનિ લિલ્યુરશેષરસાઃ ॥૧૮॥**

**ભાવાર્થઃ**—પ્રકૃતિ અને પુરૂષ-ઇશ્વરની ઉત્પત્તિ સંભવતી નથી, કારણ કે એ બન્ને અજ—જન્મરહિત કહેવાય છે, જેમ કેવલ વાયુથી અથવા કેવલ જલથી, જલના પરપોટા થતા નથી, પણ વાયુનિમિત્ત કારણ અને જલઉપાદાન એ બેના યોગથીજ જલમાં બુદ્બુદ—પરપોટા થાય છે, તેવી રીતે પ્રકૃતિ નિમિત્ત અને પુરૂષ ઉપાદાનના સંબંધથી, દેહ-

પ્રાણાદિરૂપ ઉપાધિસહિત જીવજ ઉત્પન્ન થાય છે અને જેવી રીતે વનસ્પતિઓના બધા રસો મધમાં અને સમસ્ત નદીઓ સમુદ્રમાં નામરૂપરહિત થઇ લીન થઇ જાય છે, તેવી રીતે આ સમસ્ત જીવાત્માઓ, નાના પ્રકારની ઇંદ્રિયો, અંતઃકરણાદિરૂપ ઉપાધિ સહિત પરમ કારણભૂત એવા આપમાં લીન થઇ જાય છે, અર્થાત્ આપ અજન્મા છો, આપની ઉત્પત્તિ ઘટતી નથી, આપ સર્વવ્યાપક છો, છતાં અદૃશ્ય છો, પણ ભક્તોના કે ધર્મના રક્ષણને માટે આપ વારંવાર દૃષ્ટિગોચર થાઓ છો, જેને લોકો "અવતાર" કહે છે. વાસ્તવિકમાં "અવતાર" આવિર્ભાવ-પ્રકટીકરણ છે, અને જે કાર્ય માટે આવિર્ભાવ થયો હોય, તે સમાપ્ત થતાં આપનો તિરોભાવ-અદ્રશ્યભાવ થઇ જાય છે. ૧૮.

**અવતરણિકાઃ—**"જ્ઞાનાદિરૂપ મુક્તિનાં સાધનો તો પરમ દુર્લભ છે અને ભગવદ્‌ભજન માત્ર સુલભ છે, તેનાથી જ સંસારનાં દુઃખની નિવૃત્તિ થાય છે, પરંતુ બીજાં સાધનોથી નહિ" એ વાત કહે છે:—

**નૃષુ તવ માયયા ભ્રમમમીષ્વવગત્ય ભૃશં**
**ત્વયિ સુધિયોઽભવે દધતિ ભાવમનુપ્રભવમ્ ।**
**કથમનુવર્તતાં ભવભયં તવ યદ્ ભ્રુકુટિઃ**
**સૃજતિ મુહુસ્ત્રિણેમિરભવચ્છરણેષુ ભયમ્ ॥ ૧૯ ॥**

**ભાવાર્થઃ—**વિવેકી મનુષ્યો આ જીવોમાં આપની માયા વડે દુસ્તર દેહાભિમાનરૂપ ભ્રમને જાણીને ક્ષણે ક્ષણે શ્રવણ કીર્તનાદિ વડે પોતાના મનની વૃત્તિને જન્મમરણાદિરૂપ સંસારના નિવર્તક એવા આપના સ્વરૂપમાં લગાડે છે, અર્થાત્ આપમાંજ તદાકાર વૃત્તિવાળા થાય

છે, કારણકે જેમના આપ રક્ષક નથી તેમને આપનો ભ્રકુટીવિલાસ રૂપ કાલ, જન્મમરણરૂપ સંસાર સદા ચાલુ રાખે છે, એથી આપને ભજનાર પુરુષોને કોઇ પણ પ્રકારે સંસારનો ભય નથી, અર્થાત્ આપની નવધા ભક્તિ જ સંસારના મૂલોનું ઉચ્છેદન કરનારી છે. ૧૯.

**અવતરણિકા:**—"ભગવાનની ભક્તિ મનને રોક્યા સિવાય થઇ શકતી નથી અને મનનો નિરોધ ગુરુચરણોની સેવાથી, અને અભ્યાસ વૈરાગ્યાદિ સાધનો પ્રાપ્ત થવાથીજ થાય છે." એ વાત શ્રુતિઓ કહે છે:—

**વિજિતહૃષીકવાયુભિરદાન્તમનસ્તુરંગં**
**ય ઇહ યતન્તિ યન્તુમતિલોલમુપાયખિદઃ ।**
**વ્યસનશતાન્વિતાઃ સમવહાય ગુરોશ્ચરણં**
**વણિજ ઇવાજ સન્ત્યકૃતકર્ણધરા જલધૌ ॥ ૨૦ ॥**

**ભાવાર્થ:**—હે ભગવન્! જેમણે પોતાની ઇન્દ્રિયો તથા પ્રાણવાયુ ઇત્યાદિને પણ જિતી લીધાં છે, તેવા યોગીઓને પણ વશ કરવામાં અશક્ય એવા ચંચલ, અશ્વરૂપ મનને વશ કરવાને ગુરુચરણની સેવા છોડીને બીજા ઉપાયો જેઓ કરે છે, તેઓ વ્યાપારાર્થે બહાર નીકળેલા ખલાસી—નાવિકો—રહિત વાણીઆઓ જેમ ડૂબે છે, તેમ ગુરુચરણની સેવા વિના ઉપાયોમાં ઘણા ક્લેશયુક્ત દુઃખોથી આકુલ થઇ, સંસાર-રૂપ સમુદ્રમાં નિમગ્ન થઇ જાય છે—ડૂબે છે, અર્થાત્ ગુરુએ બતાવેલા ભગવદ્ભજનના સુખના અનુભવથી મન પોતાની મેળેજ સ્થિર થઇ જાય છે, પણ બીજી રીતે સ્થિર થતું નથી. ૨૦.

**અવતરણિકાઃ—**"અગર સર્વ રીતે સર્વ સમયમાં ભગવાન્‌માંજ મનની વૃત્તિ કરીએ તો સ્વજનાદિ સુખ ન મળે?" એમ પ્રશ્ન થાય તો ભગવાનની ભક્તિથી સ્વજનાદિ સુખનો અવસરજ નહીં આવે એ વાત દર્શાવે છેઃ—

**સ્વજનસુતાત્મદારધનધામધરાસુરથૈ-**
**સ્ત્વયિ સતિ કિં નૃણાં શ્રયત આત્મનિ સર્વરસે ।**
**ઇતિ સદજાનતાં મિથુનતો રતયે ચરતાં**
**સુખયતિ કો ન્વિહ સ્વવિહતે સ્વનિરસ્તભગે ॥૨૧॥**

**ભાવાર્થઃ—**હે ભગવન્! પરમાનંદ સદ્રૂપ અને આત્મસ્વરૂપ એવા પુરૂષોને સ્વજન, પુત્ર, સ્ત્રી, દેહ, ધન, ગૃહ ભૂમિ, પ્રાણ, ઇન્દ્રિય, રથ અને બીજી પણ સુખની સામગ્રીઓથી શો લાભ? કારણ કે એ તુચ્છ પદાર્થો છે એટલે એને સેવીને અવિનાશી સુખ મળતું નથી, પરમાર્થસ્વરૂપ અને સત્યસ્વરૂપ એવા આપને નહીં જાણીને જે સ્ત્રી–પુરુષ બન્ને મળીને રતિસુખ માટે વિચરે છે, તેમને સ્વતઃ નશ્વર એવા આ સંસારમાં સ્વતઃ જ્ઞાનૈશ્વર્યાદિરહિત કોણ એવો મનુષ્ય છે, કે જે સુખયુક્ત કરે? અર્થાત્ આપ સિવાય સુખરૂપ કોઇ પણ નથી, એથી આપનેજ ભજવા સમુચિત છે. ૨૧.

**ભુવિ પુરુપુણ્યતીર્થસદનાન્યૃષયો વિમદા-**
**સ્ત ઉત ભવત્પદાંબુજહૃદોઽઘભિદંઘ્રિજલાઃ ।**
**દધતિ સકૃન્મનસ્ત્વયિ ય આત્મનિ નિત્યસુખે**
**ન પુનરુપાસતે પુરુષસારહરાવસથાન્ ॥ ૨૨ ॥**

**ભાવાર્થઃ—**નિત્ય સુખવાળા, નિત્ય સુખરૂપ એવા આપમાં અહંતા, મમતાથી રહિત હૃદયવડે આપના ચરણારવિંદનું ધ્યાન કરનાર

જે ઋષિગણ એક વાર પણ મનની વૃત્તિ સ્થિર કરે છે તે વિવેક, ધૈર્ય, ક્ષમા તથા શાંતિને હરનાર ગૃહોમાં નિવાસ કરતા નથી, પણ પૃથ્વીમાં ઘણું પુણ્ય આપનાર તીર્થ, ભગવન્મંદિર અને ભગવદ્ભક્તોનાં ઘરોમાંજ નિવાસ કરે છે, અર્થાત્ ત્યાંજ રહીને ભગવદ્ભજન કરે છે. વાસ્તવિકમાં તો તીર્થ ઇત્યાદિથી પણ તેમને શો લાભ છે? કારણકે હૃદયસ્થ ભગવચ્ચરણના જલરૂપ તીર્થના સંબંધથી નિર્મલ થયેલા તેઓ, ભગવાનની પ્રેરણાથી તીર્થાદિકોને પણ નિર્મલ કરવાને માટે ત્યાં નિવાસ કરેછે. ૨૨

**અવતરણિકાઃ**—સ્વજનોના ત્યાગપૂર્વક ભગવદ્ભજન, વૈરાગ્ય સિવાય દૂર કરે છે, તેથી વૈરાગ્યોત્પત્તિને માટે સ્વજનોના સુખમાં અનિત્યપણું દર્શાવે છેઃ—

**સત ઇદમુત્થિતં સદિતિ ચેન્નનુ તર્કહતં**
**વ્યભિચરતિ ક્વચ ક્વચ મૃષા ન તથોભયયુક્ ।**
**વ્યવહૃતયે વિકલ્પ ઇષિતોઽન્ધપરંપરયા**
**ભ્રમયતિ ભારતી ત ઉરુવૃત્તિભિરુક્થજડાન્ ॥૨૩॥**

**ભાવાર્થઃ**—"આત્મામાં પ્રતીયમાન સ્વજનાદિ વિષયક અહંમમાભિમાનરૂપ, તથા તત્પૂર્વક સુખદુઃખ સત્ય છે, કારણ કે સદ્રૂપ આત્માથી તે ઉત્પન્ન થયાં છે, જે જેનાથી ઉત્પન્ન થાય, તેના જેવુંજ તે થાય." એ અનુમાન વિચારાત્મક તર્કથી બાધિત છે, કારણકે પિતાથી પુત્ર ઉત્પન્ન થયો છે, છતાં તે પહેલાં કેમ મરી જાય છે? વળી તેમજ પૃથ્વીથી ઉત્પન્ન ઘટાદિક કેમ ફૂટી જાય છે? તથા રજ્જુ—દોરડી—ઉપાદાનક સર્પ, ગુણ સ્વરૂપ થતી નથી, તેવી રીતે "સત્"થી ઉત્પન્ન થએલી વસ્તુ પણ અનિત્ય હોય છે, અર્થાત્ પ્રકૃતમાં એ સિદ્ધ થયું કે "આ મ્હારૂં, હું

મનુષ્ય, હું સુખી, હું દુઃખી" ઇત્યાદિ વ્યવહાર સત્ય નથી. અગર એમ કોઇ કહે કે, વ્યવહાર અસત્ય સિદ્ધ થાય, તો લોકમાં પ્રવૃત્તિરૂપ વ્યવહાર કેમ ચાલી શકે? તો તેના પ્રત્યુત્તરમાં એ, કે આ સંસાર તથા તેનો વ્યવહાર જુના વખતથીજ વિચાર વિના અંધપરંપરાથી ચાલે છે, અગર સંસારવ્યવહાર અંધપરંપપરાથી ચાલે છે એમ માની વેદવ્યવહારને પણ તેવોજ અને અનિત્ય માની લે તો, કહે છે, કે વેદ આપ્તોચ્ચરિત છે, એથી વૈદિક વ્યવહાર મિથ્યા નથી, એથી વેદરૂપ વાણી પણ, કર્મશ્રદ્ધાના ભારથી દબાએલા મંદમતિ પુરુષોને મોહ કરાવે છે, એથી તેઓ વેદના યથાર્થ તાત્પર્યને ન જાણીને, કર્મોનાં ફલને નિત્ય માને છે, પણ કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે એ વાતને જાણતા નથી. તાત્પર્ય એજ કે, ભગવદ્વ્યતિરિક્ત પદાર્થોમાં આસક્તિને છોડીને, ભગવાનના ભજનમાંજ વેદનું તાત્પર્ય છે. ૨૩

**અવતરણિકાઃ**—"સ્વજનાદિમાં અહંમમતાભિમાનરૂપ વૃત્તિમાં સત્યતા નથી; તથા તે અનિત્ય અને મિથ્યા છે," એમ કહે છેઃ—

**ન યદિદમગ્ર આસ ન ભવિષ્યદતો નિધના-**
**દનુમિતમન્તરા ત્વયિ વિભાતિ મૃષૈકરસે ।**
**અત ઉપમીયતે દ્રવિણજાતિવિકલ્પપથૈ-**
**ર્વિતથમનોવિલાસમૃતમિત્યવયન્ત્યબુધાઃ ॥૨૪॥**

**ભાવાર્થઃ**—હે ભગવન્! અહંમમાભિમાનરૂપ વ્યવહાર, સૃષ્ટિની પહેલાં પણ નહીં હતો, તેમજ આ સૃષ્ટિના લયની પછી પણ રહેશે નહિ, માત્ર મધ્યાવસ્થામાં આપના પોતાના સ્વરૂપ જીવાત્મામાં મિથ્યા આભાસરૂપે દેખાય છે, એથીજ છીપમાં ચાંદીનો ભ્રમ થાય છે, તેમ

તેની માફકજ ઉક્ત વ્યવહાર પણ નિરૂપણ કરવામાં આવે છે, અર્થાત્ એની સત્યતામાં પ્રમાણનો અભાવ હોવાથી મનથી કલ્પિત સુખદુઃખ આત્મામાં અનિત્ય છે. એ વ્યવહારને જે કોઇ સત્ય માને છે તે અજ્ઞાની પુરુષો છે. ૨૪.

**અવતરણિકાઃ**—દેહાદિ અભિમાનપ્રયુક્ત જીવ તથા દેહાદિ અભિમાનરહિત ઇશ્વર એ બેમાં અંતર બતાવે છેઃ—

**સ યદજયા ત્વજામનુશયીત ગુણાંશ્ચ જુષન્**
**ભજતિ સરૂપતાં તદનુ મૃત્યુમપેતભગઃ ।**
**ત્વમુત જહાસિ તામહિરિવ ત્વચમાત્તભગો**
**મહસિ મહીયસેઽષ્ટગુણિતેઽપરિમેયભગઃ ॥ ૨૫ ॥**

**ભાવાર્થઃ**—હે ભગવન્ ! આ જીવ આપની માયાથી મોહિત થયેલો પ્રકૃતિના પરિણામાત્મક દેવમનુષ્યાદિ મૂર્તિને ધારણ કરે છે, પછી શબ્દ ઇત્યાદિ વિષયોનું સેવન કરતો, જ્ઞાન, ઐશ્વર્ય, આનંદ ઇત્યાદિ ગુણો જેમાંથી દૂર થઈ ગયા છે, તેવો આ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે; અને આપ તો સર્પ જેવી રીતે પોતાની કાંચળીને ત્યજી દે છે, તેમ માયાને ત્યજી દો છો, કારણ કે આપ અણિમાદિ અષ્ટ વિભૂતિઓવાળા પરમાનંદ સ્વરૂપમાં નિત્ય–પ્રાપ્ત ઐશ્વર્યાદિ ષડ્ગુણયુક્ત તથા દેશ–કાલાદિથી અપરિચ્છિન્ન અને અપરિમિત ઐશ્વર્યવાળા છો, તેથી સર્વ સદ્ગુણયુક્ત અને સર્વદોષરહિત આપજ સેવા કરવા યોગ્ય છો, પણ અનાત્મ–જડ–પદાર્થો સેવવા યોગ્ય નથી. ૨૫.

**અવતરણિકાઃ**—ઉપરોક્ત પરમાત્મા કેમ સૌથી જાણી શકાતા નથી તેના પ્રત્યુત્તરમાં તત્પ્રતિબંધક કારણો બતાવે છેઃ—

**યદિ ન સમુદ્ધરન્તિ યતયો હૃદિ કામજટા-**
**દુરધિગમોઽસતાં હૃદિ ગતોઽસ્મૃતકંઠમણિઃ ।**
**અસુતૃપયોગિનામુભયતોઽપ્યસુખં ભગવ-**
**ન્નનપગતાન્તકાદનધિરૂઢપદાદ્ ભવતઃ ॥ ૨૬ ॥**

**ભાવાર્થ**:—હે ભગવન્! સંન્યાસીઓ પણ પોતાના હૃદયમાં રહેલી કામવાસનાનો ત્યાગ કરી શકતા નથી તો પછી કામોની વાસનાઓથી દુષ્ટ અંતઃકરણવાળાં પ્રાણીઓના હૃદયાકાશમાં બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણ, જેવી રીતે કંઠમાં રહેલો મણિ વિસ્મૃત થઇ જાય છે, તેમ વિસ્મૃત થઈ જાય છે, એટલું જ નહીં, પણ યોગના કપટથી ઇન્દ્રિયોને તૃપ્તિ કરનાર તથા જેમનો અંતકરૂપકાલ નિવૃત્ત નથી થયો તથા જેમને આપનું પદ પ્રાપ્ત નથી થયું, તેવા સકામ પુરુષોને આ લોક તથા પરલોકમાં પણ દુઃખજ પ્રાપ્ત થાય છે, અર્થાત્ લોકોને પ્રસન્ન કરવા, ધન સંચય કરવો, ગુપ્ત કાર્ય કરવાં ઇત્યાદિ કાર્યોમાં આ લોકમાં દુઃખ અને આપની પ્રાપ્તિનિમિત્ત સંન્યાસ ધારણ કરવા છતાં આપની પ્રાપ્તિ ન થઇ, અને સ્વધર્મનું અતિક્રમણ કર્યું, તેથી આપના દંડરૂપ નરકની પ્રાપ્તિ થઇ, એ પરલોકમાં પણ દુઃખ. આવા પુરુષો બન્ને લોકથી ભ્રષ્ટ થાય છે, તેથી આપની અનન્ય ભક્તિજ ઉભય લોકમાં અવશ્ય શ્રેય કરવાવાળી છે. ૨૬.

**અવતરણિકા**:—સકામ પુરૂષોને દુઃખરૂપ ફલનું નિરૂપણ ઉપરના શ્લોકમાં કરીને નિષ્કામ જ્ઞાની મનુષ્યોને જે ફલ થાય છે, તે દર્શાવે છેઃ—

**ત્વદવગમી ન વેત્તિ ભવદુત્થશુભાશુભયો-**
**ર્ગુણવિગુણાન્વયાંસ્તર્હિ દેહભૃતાં ચ ગિરઃ ।**
**અનુયુગમન્વહં સગુણગીતપરંપરયા**
**શ્રવણભૃતો યતસ્ત્વમપવર્ગગતિર્મનુજૈઃ ॥ ૨૭ ॥**

**ભાવાર્થ:**—હે ભગવન્ ! જ્ઞાનદશામાં કર્મફલ આપનાર એવા આપથી ઉત્પન્ન થએલા પ્રાચીન પુણ્યપાપાત્મક કર્મના ફલભૂત સુખદુઃખ સંબંધનું, આપને જાણનાર અધિકારી પુરુષ અનુસંધાન–સ્મરણ–કરતો નથી, અને દેહાભિમાનીઓનાં નિંદા અને સ્તુતિનાં વાક્યોને પણ જાણતો નથી, એ જ્ઞાનીઓને યોગ્ય જ છે, કારણ કે પ્રત્યેક યુગમાં ગુણયુક્ત–સગુણ એવા આપના ઉપદેશની પ્રણાલિથી શ્રવણ અને સ્મૃતિગોચર એવા આપજ તેમને મોક્ષરૂપ ગતિ આપનાર છો. ૨૭.

**અવતરણિકા:**—"આપના અપરિમિત માહાત્મ્યને સંપૂર્ણ કે વિશિષ્ટ રૂપથી કોઇ પણ નિરૂપણ કરી શકતો નથી," આ વાત શ્રુતિઓ નીચેના શ્લોકમાં કહી ઉપરામ પામે છેઃ—

**દ્યુપતય એવ તે ન યયુરન્તમનન્તતયા**
**ત્વમપિ યદન્તરાऽણ્ડનિચયા નનુ સાવરણાઃ ।**
**ખ ઇવ રજાંસિ વાન્તિ વયસા સહ યચ્છ્રુતયઃ**
**ત્વયિ હિ ફલન્ત્યતન્નિરસનેન ભવન્નિધનાઃ ॥ ૨૮ ॥**

**ભાવાર્થ:**—હે ભગવન્ ! સ્વર્ગાદિ લોકોના પતિ બ્રહ્માદિ દેવો પણ આપના મહિમાનો અંત–પાર પામી શક્યા નથી, એમાં કંઇ આશ્ચર્ય નથી, કારણકે ખુદ આપ પોતે પણ આપના મહિમાનો પાર પામતા નથી, કારણકે આપ અને આપનો મહિમા અનંત ને સર્વત્ર

હોવા છતાં પણ આખરે કોઇ વસ્તુજ નથી. જેવી રીતે આકાશમાં રજના કણ છે, તેવી રીતે આપના સ્વરૂપમાં ઉત્તરોત્તર દશ દશ ગુણ પૃથિવ્યાદિ સાત આવરણોથી યુક્ત આ બ્રહ્માંડોના સમૂહ, કાલચક્રથી ભ્રમણ કરે છે, એટલા માટે શ્રુતિઓ પ્રાકૃતગુણ–નિરસનપૂર્વક અસંખ્યેય, કલ્યાણગુણયુક્ત આપના સ્વરૂપનું જ તાત્પર્યમાં પ્રતિપાદન કરે છે, કારણકે સ્વરૂપનો નિરવધિક નિષેધ તો ધ્યાનમાં આવી શકતો નથી, તેથી અવધિભૂત એવા આપ પરમ પુરુષોત્તમ નારાયણમાં બધી શ્રુતિઓ પર્યવસિત–સમાપ્ત–થાય છે. ૨૮.

## શ્રીભગવાનુવાચ ।

**ઇત્યેતદ્ બ્રહ્મણઃ પુત્રા આશ્રુત્યાત્માનુશાસનમ્ ।**
**સનન્દનમથાઽઽનર્ચુઃ સિદ્ધા જ્ઞાત્વાઽઽત્મનો ગતિમ્ ॥૨૯॥**

**ભાવાર્થ**:—શ્રી ભગવાન્ બોલ્યાઃ–હે નારદ ! એ પ્રમાણે બ્રહ્માના પુત્ર સનકાદિ મહર્ષિઓ સ્તુત્યાત્મક શ્રુતિથી આત્માનું અનુશાસન–જ્ઞાન–તત્ત્વ–શિક્ષા જાણીને કૃતાર્થ થયા, અને આત્માની ગતિને જાણીને સિદ્ધ થયેલા તેમણે પોતાના ગુરુસ્થાને બેસાડેલા સનંદનની પૂજા કરી. ૨૯

**ઇત્યશેષસમામ્નાયપુરાણોપનિષદ્રસઃ ।**
**સમુદ્ધૃતઃ પૂર્વજાતૈર્વ્યોમયાનૈર્મહાત્મભિઃ ॥ ૩૦ ॥**

**ભાવાર્થઃ**—એ પ્રમાણે ઉપર કહેલા પ્રકારવાળો, સમસ્ત વેદ, શાસ્ત્ર, પુરાણ, ઉપનિષદ્ ઇત્યાદિનો સારભૂત અર્થ, નિરપેક્ષ, આકાશચારી અને પૂર્વજાત–વૃદ્ધ–સનકાદિકો વડે નિર્ણીત કરવામાં આવ્યો છે. ૩૦.

**ત્વં ચૈતદ્ બ્રહ્મદાયાદ ! શ્રદ્ધયાત્માનુશાસનમ્ ।**
**ધારયંશ્ચર ગાં કામં કામાનાં ભર્જનં નૃણામ્ ॥ ૩૧ ॥**

**ભાવાર્થ:**—હે બ્રહ્માના પુત્ર નારદ! મોક્ષના પ્રતિબંધક કામનો નાશ કરનાર આ આત્માનું અનુશાસન છે, તેને વિશ્વાસપૂર્વક ચિત્તમાં ધારણ કરીને તું યથેષ્ટ પૃથ્વીમાં પર્યટન કર. ૩૧.

**શ્રીશુક ઉવાચ ।**

**એવં સ ઋષિણાદિષ્ટં ગૃહીત્વા શ્રદ્ધયાત્મવાન્ ।**
**પૂર્ણ: શ્રુતધરો રાજન્નાહ વીરવ્રતો મુનિ: ॥ ૩૨ ॥**

**ભાવાર્થ:**—શ્રી શુકદેવજી બોલ્યા:–હે રાજન ! નૈષ્ઠિક અને જિતેન્દ્રિય એવા મુનિ નારદ, ભગવાન્–નારાયણ ઋષિથી ઉપદેશાએલા આત્મતત્ત્વને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરીને આત્મસાક્ષાત્કારપ્રયુક્ત આનંદથી પરિપૂર્ણ થએલા ભગવાનને નીચે પ્રમાણે કહેવા લાગ્યા. ૩૨.

**નારદ ઉવાચ ।**

**નમસ્તસ્મૈ ભગવતે કૃષ્ણાયામલકીર્તયે ।**
**યો ધત્તે સર્વભૂતાનામભવાયોશતી: કલા: ॥ ૩૩ ॥**

**ભાવાર્થ:**—નારદજી બોલ્યા:–જે આપ સમસ્ત પ્રાણીઓનો સંસારના જન્મમરણના ચક્રમાંથી છુટકારો કરવા માટે સુંદર નાના પ્રકારની મૂર્તિ ધારણ કરો છો, તેવા સર્વદોષનિવર્તક, શુદ્ધ કીર્તિવાળા ભગવાન્ શ્રીકૃષ્ણને–આપને–હું નમસ્કાર કરૂં છું. ૩૩.

**ઈત્યાદ્યમૃષિમાનમ્ય તચ્છિષ્યાંશ્ચ મહાત્મન: ।**
**તતોऽગાદાશ્રમં સાક્ષાત્[1] પિતુર્દ્વૈપાયનસ્ય મે ॥ ૩૪ ॥**

---

૧ સાક્ષાત્ પિતા એટલે યોનિવ્યવધાન વગર ઉત્પન્ન કરનાર એટલે વ્યાસજીનું અગ્નિનું મંથન કરતાં કથંચિત્ અરણિમાં વીર્ય પડયું તેનું મંથન થતાં તેજ વખતે તેમાંથી શુકદેવજી ઉત્પન્ન થયા એમ કહેવાય છે, તેમ શ્રીધરસ્વામી લખે છે.

**ભાવાર્થ:**—એ પ્રમાણે આદિઋષિ એવા ભગવાન્–નારાયણને તથા તે મહાત્માના શિષ્યોને નમસ્કાર કરીને ત્યાંથી નારદ, મ્હારા પિતા, વેદવ્યાસના આશ્રમમાં ગયા. ૩૪.

**સ ભાજિતો ભગવતા કૃતાસનપરિગ્રહ: ।**
**તસ્મૈ તદ્ વર્ણયામાસ નારાયણમુખાચ્છ્રુતમ્ ॥ ૩૫ ॥**

**ભાવાર્થ:**—તે આશ્રમમાં વેદવ્યાસથી પૂજા–સત્કાર સ્વીકારીને આસન પર બેઠા પછી નારદ ઋષિએ, નારાયણ ઋષિ પાસેથી સાંભળેલી નિર્ગુણબ્રહ્મપ્રતિપાદક શ્રુતિઓનું વેદવ્યાસ પાસે વર્ણન કર્યું. ૩૫

**ઇત્યેતદ્ વર્ણિતં રાજન્! યન્ન: પ્રશ્ન: કૃતસ્ત્વયા ।**
**યથા બ્રહ્મણ્યનિર્દેશ્યે નિર્ગુણેઽપિ શ્રુતિશ્ચરેત્ ॥ ૩૬ ॥**

**ભાવાર્થ:**—હે રાજન્! તેં જે પ્રશ્ન કર્યો કે "શબ્દથી ન વ્યાખ્યા કરી શકાય તેવા પ્રાકૃતગુણરહિત પરબ્રહ્મનું શ્રુતિઓ કેવી રીતે પ્રતિપાદન કરે છે" તેના પ્રત્યુત્તરમાં શ્રુતિઓએ બ્રહ્મની સ્તુતિરૂપે ગાયેલા ગીતનું મેં વર્ણન કર્યું. ૩૬.

**યોઽસ્યોત્પ્રેક્ષક આદિમધ્યનિધને યોઽવ્યક્તજીવેશ્વરો**
**ય: સૃષ્ટ્વેદમનુપ્રવિશ્ય ઋષિણા ચક્રે પુર: શાસ્તિ તા: ।**
**યં સંપદ્ય જહાત્યજામનુશયી સુપ્ત: કુલાયં યથા**
**તં કૈવલ્યનિરસ્તયોનિમભયં ધ્યાયેદજસ્રં હરિમ્ ॥ ૩૭ ॥**

**ભાવાર્થ:**—જે આ વિશ્વના ઉત્પ્રેક્ષક–અર્થાત્ જીવોના સમસ્ત પુરુષાર્થની સિદ્ધિને માટે સૃષ્ટિ, સ્થિતિ, લય ઇત્યાદિની આલોચના કરનાર, જે પ્રકૃતિપુરુષના ઇશ્વર, જે આ બ્રહ્માંડને રચીને અંતર્યામી

રૂપથી તેમાં પેસીને જીવોના ભોગમંદિર જેવાં શરીરોને ઉત્પન્ન કરે છે, તથા ભોગની વસ્તુઓ આપીને તે જીવોનું પાલન કરે છે તથા જેને પ્રાપ્ત થઇને, સાષ્ટાંગ પ્રણામ કરીને જીવાત્મા જેના ચરણમૂલમાં સૂતેલો–શરણે ગયેલો–પ્રકૃતિના સંબંધને છોડી શકે છે, તે અચ્યુત તથા જ્ઞાનાનંદૈકસ્વરૂપની પ્રાપ્તિથી જેમણે જીવોની પ્રાચીન કર્મવાસના દૂર કરી છે, એવા તથા અને ભયનિવર્તક ભક્તજનદુઃખહરણશીલ પરમાત્માનું ધ્યાન પ્રત્યેક પુરુષે કરવું ઘટે છે. ૩૭.

॥ ઇતિ શ્રીમદ્‌ભાગવતાન્તર્ગત–શ્રુતિગીતં સમાપ્તમ્ ॥



# अथ "श्रीमहिषीगीतम्"

## અથ "શ્રીમહિષીગીત" (ગીત ૬ ઠું)

### શ્રીમદ્ભાગવત દશમસ્કંધ અધ્યાય ૯૦, શ્લોક ૧૫ થી ૨૫.

**અવતરણિકા:—( પૂર્વસંબંધ ):**—કોઇ વખત સંપૂર્ણ સમૃદ્ધિથી યુક્ત દ્વારકામાં સુખપૂર્વક સોળહજાર પત્નીઓના એકજ પ્રિયપતિ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રનું ચાલવું, બોલવું, લજ્જા કરવી, હાસ્યની વાર્તા, ક્રીડા, આલિંગન ઇત્યાદિ ક્રીડાઓથી જે સ્ત્રીઓની બુદ્ધિ હરાઇ ગઇ છે, તેજ સ્ત્રીઓ પ્રથમ ચૂપ થઇને પછી શ્રીકૃષ્ણચંદ્રનું ધ્યાન કરીને ઉન્મત્ત થયેલી અને જડની પેઠે, જે વચનો બોલતી હતી, તે વચનોને "શ્રીમહિષીગીત" એમ કહેવામાં આવે છે, તે આપણા આ પ્રસ્તુત ગીતનો પૂર્વસંબંધ છે. તેને વાંચી, સાંભળી કે મનન કરીને, ભગવાન્ મુકુન્દના સ્મરણરૂપ પ્રસાદીનો લાભ લેવાથી પ્રત્યેક જનને અપરિસીમ આનંદ થશે.

**મહિષ્ય ઊચુ:—**

**કુરરિ ! વિલપસિ ત્વં વીતનિદ્રા ન શેષે**
**સ્વપિતિ જગતિ રાત્ર્યામીશ્વરો ગુપ્તબોધઃ ।**
**વયમિવ સખિ ! કચ્ચિદ્ ગાઢનિર્ભિન્નચેતા**
**નલિનનયનહાસોદારલીલેક્ષિતેન ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—હે કુરરિ ! ( હે ટીટોડી ! ) આ રાત્રિમાં ગુપ્તબોધ એવા શ્રીકૃષ્ણ પરમાત્મા સૂતા છે, અને તું તો સૂતી નથી, તો તેની

નિદ્રાનો ભંગ કરતી તું શા માટે પોકારે છે? આ તને ઉચિત નથી. હે સખિ! અમારી પેઠે કમલના જેવા નેત્રવાળા શ્રીકૃષ્ણની હાસ્યલીલાપૂર્વક દૃષ્ટિથી તારૂં પણ ચિત્ત, શું હરાઇ ગયું છે, કે જેથી તું પુકારે છે? ૧.

**નેત્રે નિમીલયસિ નક્તમદૃષ્ટબન્ધુ-**
**સ્ત્વં રોરવીષિ કરુણં બત ચક્રવાકિ!।**
**દાસ્યં ગતા વયમિવાઽચ્યુતપાદજુષ્ટાં**
**કિં વા સ્રજં સ્પૃહયસે કબરેણ વોઢુમ્ ॥ ૨ ॥**

**ભાવાર્થ:**—હે ચક્રવાકિ! તું રાત્રિએ આંખોને બંધ કરીને, કરુણાપૂર્વક રોવે છે, તો શું ત્હારો પતિ ત્હારી પાસે નથી? અથવા અમારી પેઠે દાસીભાવને પ્રાપ્ત થઇને, અચ્યુત–શ્રીકૃષ્ણની ચરણસેવિત માળાને, ત્હારા અંબોડામાં ધારણ કરવાનું ચાહે છે શું? ૨.

**ભો ભોઃ સદા નિષ્ટનસે ઉદન્વન્!**
**અલબ્ધનિદ્રોઽધિગતપ્રજાગરઃ।**
**કિં વા મુકુન્દાપહૃતાત્મલાંછન:**
**પ્રાપ્તાં દશાં ત્વં ચ ગતો દુરત્યયામ્ ॥ ૩ ॥**

**ભાવાર્થ:**—હે સમુદ્ર! નિદ્રા ન આવવાથી, જાગરણ કરતો એવો તું પણ મોટો અવાજ કરે છે, અથવા તો તને પણ અમારા જેવી મોહરૂપ દશા પ્રાપ્ત થઈ છે; જેવી રીતે ભોગથી મુકુન્દે, અમારાં સ્તનો ઉપરનું કેસર લઈ લીધું છે, તેમ ત્હને પણ મથીને તારાં ચિહ્નરૂપ કૌસ્તુભમણિ અને લક્ષ્મીને લઇ લીધાં છે. ૩.

**ત્વં યક્ષ્મણા બલવતાઽસિ ગૃહીત ઇન્દો !**
**ક્ષીણસ્તમો ન નિજદીધિતિભિઃ ક્ષિણોષિ ।**
**કચ્ચિન્મુકુન્દગદિતાનિ યથા વયં ત્વં**
**વિસ્મૃત્ય ભોઃ સ્થગિતગીરુપલક્ષ્યસે નઃ ॥ ૪ ॥**

**ભાવાર્થઃ**—હે ચંદ્ર ! તું મોટા ક્ષયરોગથી પીડિત છે, અને એથીજ ક્ષીણ થયેલો તું, પોતાનાં કિરણોથી, અંધકારનો નાશ કરી શકતો નથી, અથવા અમારી પેઠે, મુકુન્દ શ્રીકૃષ્ણનાં એકાન્તમાં કહેલાં વચનોને ભૂલી જઇને તે શ્રીકૃષ્ણચંદ્રની ચિંતાને લઇને તું ક્ષીણ થઇ ગયો છે, અને અમે એમ જાણીએ છીએ કે ત્હારી વાણી પણ અમારી માફક બંધ થઇ ગઇ છે. ૪.

**કિં વા ચરિતમસ્માભિર્મલયાનિલ ! તેઽપ્રિયમ્ ।**
**ગોવિન્દાપાંગનિર્ભિન્ને હૃદીરયસિ નઃ સ્મરમ્ ॥ ૫ ॥**

**ભાવાર્થઃ**—હે મલયાચલના પવન ! અમે ત્હારૂં શું અકલ્યાણ કર્યું છે, કે જેથી ગોવિંદના કટાક્ષથી ભેદાએલાં અમારાં હૃદયોમાં તું કામદેવને ઉત્પન્ન કરે છે ? ૫.

**મેઘ ! શ્રીમંસ્ત્વમસિ દયિતો યાદવેન્દ્રસ્ય નૂનમ્**
**શ્રીવત્સાંકં વયમિવ ભવાન્ ધ્યાયતિ પ્રેમબદ્ધઃ ।**
**અત્યુત્કંઠઃ શબલહૃદયોઽસ્મદ્વિધો બાષ્પધારાઃ**
**સ્મૃત્વા સ્મૃત્વા વિસૃજસિ મુહુર્દુઃખદસ્તત્પ્રસંગઃ ॥ ૬ ॥**

**ભાવાર્થઃ**—હે મેઘ ! શ્રીકૃષ્ણચંદ્રની માફક તું શ્યામવર્ણવાળો છે, એથી અવશ્ય તું તેમને પ્રિય છે, અને એ પ્રિય હોવાના કારણથી અમારી માફક પ્રેમથી બંધાએલો તું પણ શ્રીવત્સના ચિહ્નવાળા

શ્રીકૃષ્ણનું સ્મરણ કરે છે, અને અમારી માફકજ ઉત્કંઠિત થઇને પ્રેમથી આર્દ્ર ચિત્તવાળો થઇને, તેમનું વારંવાર સ્મરણ કરતો જલધારાને અશ્રુરૂપે છોડે છે, અને એ પણ ઠીકજ છે કે તે શ્રીકૃષ્ણનો સંગ વિરક્તોને સુખ આપનાર અને સંસારીઓને તો ખરેખર દુ:ખ આપનારજ છે. ૬.

**પ્રિયરાવ! પદાનિ ભાષસે**
**મૃતસંજીવિકયાऽનયા ગિરા ।**
**કરવાણિ કિમદ્ય તે પ્રિયં**
**વદ મે વલ્ગિતકંઠકોકિલ! ॥ ૭ ॥**

**ભાવાર્થ:**—હે રમણીય કંઠવાળી કોયલ! મરેલાઓને પણ ફરીને જીવાડનારી આ ત્હારી વાણીથી, તું પ્રિયભાષી શ્રીકૃષ્ણજીનાં સ્મરણનાં પ્રિય-મધુર વચનો બોલે છે તેથી ત્હારી એવી પ્રિયવાણી અને ભગવદ્-ભાવ એ બન્ને પર પ્રસન્ન થઇ, અમે ત્હારૂં શું પ્રિય કરીએ? ૭.

**ન ચલસિ ન વદસ્યુદારબુદ્ધે!**
**ક્ષિતિધર! ચિન્તયસે મહાન્તમર્થમ્ ।**
**અપિ બત વસુદેવનંદનાંઘ્રિં**
**વયમિવ કામયસે સ્તનૈર્વિધર્તુમ્ ॥ ૮ ॥**

**ભાવાર્થ:**—હે ઉદાર બુદ્ધિવાળા! હે પર્વત! તું ચાલતો પણ નથી તેમજ કંઇ બોલતો પણ નથી, તો શું તું કોઇ મોટી ચિંતા કરે છે? જેવી રીતે અમે વાસુદેવ શ્રીકૃષ્ણના ચરણને અમારાં સ્તનોના ઉપર ધારણ કરવા ચાહીએ છીએ, તેવી રીતે તું પણ સ્તનતુલ્ય પોતાનાં શિખર ઉપર, વસુદેવને આનંદ આપનાર શ્રીકૃષ્ણનાં ચરણોને ધારણ ચાહે છે શું? ૮.

**શુષ્યદ્ધ્રદાઃ કૃશતરા બત સિંધુપત્ન્યઃ !**
**સંપ્રત્યપાસ્તકમલશ્રિય ઇષ્ટભર્તુઃ ।**
**યદ્વદ્વયં યદુપતેઃ પ્રણયાવલોક–**
**મપ્રાપ્ય મુષ્ટહૃદયાઃ પુરુકર્શિતાઃ સ્મઃ ॥ ૯ ॥**

**ભાવાર્થ:**—હે સમુદ્રની પત્નીઓ–નદીઓ ! શ્રીકૃષ્ણજીની પ્રણય-પૂર્વક દૃષ્ટિને પ્રાપ્ત ન કરીને, જેવી રીતે અમારાં હૃદયો હરાઇ ગયાં છે, અને શરીર કૃશ થઈ ગયાં છે, તેવી રીતે ગ્રીષ્મ ઋતુમાં તમારા પ્રિય પતિ સમુદ્રના પ્રણયાવલોક–મેઘદ્વારા પ્રવાહની મૂર્તિ સિવાય, તમે પણ શુષ્ક ઝરણાંવાળી થઇ ગઇ છો, અને તમારામાંથી કમલોની શોભા પણ નિકળી ગઈ, અરે ! આ ઘણા ખેદની વાત છે. ૯.

**અવતરણિકા:**—એ પ્રમાણે જડ–સજીવ વસ્તુઓના સ્વાભાવિક ધર્મોને, શ્રીકૃષ્ણના વિરહના ચિહ્નરૂપ વિશિષ્ટ ધર્મો માની, રાણીઓએ ઉપર પ્રમાણે વચનો કહ્યાં, તેટલામાં અકસ્માત્ કોઈ આવી ચઢેલા હંસને જોઇને, તેને " દૂત " માની કહેવા લાગી:—

**હંસ ! સ્વાગતમાસ્યતાં પિબ પયો બ્રૂહ્યંગ ! શૌરેઃ કથાં**
**દૂતં ત્વાં નુ વિદામ કચ્ચિદજિતઃ સ્વસ્ત્યાસ્ત ઉક્તં પુરા ।**
**કિં વા નશ્ચલસૌહૃદઃ સ્મરતિ તં કસ્માદ્ ભજામો વયં**
**ક્ષૌદ્રાલાપય કામદં શ્રિયમૃતે સૈવૈકનિષ્ઠા સ્ત્રિયામ્ ॥ ૧૦ ॥**

**ભાવાર્થ:**—હે હંસ ! તું આવ્યો ? ઘણું સારૂં થયું, આ આસનપર બેસ, અને દૂધ પી. હે હંસ ! શ્રીકૃષ્ણની વાર્તા કહે, તું તેનો દૂત છે તે અમે જાણીએ છીએ. ભગવાન્ શ્રીકૃષ્ણ આનંદમાં અને કુશળ તો છેને ? અસ્થિર પ્રેમવાળા શ્રીકૃષ્ણ એકાન્તમાં જે અમને કહેતા હતા, તેનું તે ફરીને

સ્મરણ કરે છે? અગર તું એમ કહે કે "પૂર્વોક્ત વાતોનું સ્મરણ કરી તમને બોલાવવા માટેજ મને અહીં મોકલ્યો છે" તો અમારૂં કહેવું સાંભળ, કે હે ક્ષુદ્રના દૂત ! અમે તેને શા માટે ભજીએ ? અમને સર્વને ઠગીને એકલી રમણ કરતી શ્રીલક્ષ્મીને છોડીને, તે કામનાઓને આપનાર શ્રીકૃષ્ણનેજ અહીં આવવાનું કહે, તે પરમ નિષ્ઠા–શ્રદ્ધા–આશ્રય વાળીને શ્રીકૃષ્ણ કેવી રીતે છોડે, એમ કદાચ તું કહે તો શું અમે નિષ્ઠાવાળી સ્ત્રીઓ નથી? શું તે એકલીજ એવી નિષ્ઠાવાળી છે? ૧૦.

**ઈતીદૃશેન ભાવેન કૃષ્ણે યોગેશ્વરેશ્વરે ।**
**ક્રિયમાણેન માધવ્યો લેભિરે પરમાં ગતિમ્ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ**:—શ્રી શુકદેવજી કહેવા લાગ્યા—હે રાજન્ પરીક્ષિત્! એ પ્રમાણે શ્રીકૃષ્ણની સ્ત્રીઓ, યોગેશ્વર એવા પોતાના પતિમાં અનુપમ પ્રેમ કરીને, પરમગતિ–મુક્તિ–ને પ્રાપ્ત થઇ; જે સ્ત્રીઓ બ્રહ્માદિ દેવતાઓને પણ પૂજ્ય એવા શ્રીકૃષ્ણચંદ્રમાં પતિબુદ્ધિ કરી, પ્રેમથી ચરણસેવા કરવા લાગી, તે સોળ હજાર રાણીઓના તપ–પુણ્ય–નું આપણે શું વર્ણન કરી શકીએ? અર્થાત્ તે બધી મહિષીઓ, અથાગ પુણ્યવાળી હતી. ૧૧.

**॥ ઇતિ શ્રીમદ્‌ભાગવતાન્તર્ગત "શ્રીમહિષીગીતં" સમાપ્તમ્ ॥**



# अथ "श्रीअवधूतगीतम्"

---

## અથ "શ્રીઅવધૂત–ગીત" (ગીત ૭ મું.)

**શ્રીમદ્‌ભાગવત એકાદશ સ્કંધ, શરૂ અધ્યાય ૭, શ્લોક ૨૫ થી, સમાપ્તિ ૯ મા અધ્યાયના અન્તે, કુલ શ્લોક ૧૨૬. અન્તર્ગત ગીત એક–'પિંગલા ગીત'.**

**અવતરણિકાઃ—(પૂર્વસંબંધ):**—પરમાત્મા શ્રીકૃષ્ણે કંસાદિ દુષ્ટ રાક્ષસોનો નાશ કરી, પાંડવ કૌરવોમાં રાજ્યના હિસ્સાના મિષથી દ્વાપર-યુગના અનેક વીર છતાં આસુરી સંપત્તિના ક્ષત્રિયોનો નાશ કરાવ્યો, તથા વીર યાદવોના નાશ માટે સપ્તર્ષિઓ દ્વારા શાપની પ્રેરણા કરાવી, આ પૃથ્વી પરનો ભાર ઉતારવાનું પોતાનું કાર્ય લગભગ સમાપ્ત થવા આવેલું હોવાથી પોતાના વહાલા પરમ ભક્ત ઉદ્ધવને પોતાની પાસે બોલાવી, પોતાની સ્વધામ પ્રતિ જવાની ઇચ્છા અને દ્વારિકાનો તથા યાદવોનો નાશ વિગેરે હકીકત તેને સંભળાવી તે વખતે, શ્રી ઉદ્ધવજી કે જે ભગવાનમાં તચ્ચિત અને તદ્‌ગતપ્રાણ હતા. તેમને ભગવાનનો વિયોગ અતિ અસહ્ય લાગ્યો, એથી તેમણે પોતાને પણ સાથે લઇ જવાની અથવા શાશ્વત મુક્તિને સ્થિર કરનાર આત્મજ્ઞાનની યાચના કરી, તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે બધાં ઉપનિષદોના સાર-રૂપ એકાદશ સ્કંધના લગભગ બાવીસ અધ્યાય કહ્યા છે. એ આ અદ્વૈતામૃત વહેવડાવનારા અખંડ અદ્વૈતના ઉપદેશના આખા ગીતમાંથી આપણું આ પ્રસ્તુત "અવધૂત ગીત" પ્રથમ પ્રસાદી છે અને તેથી એ દયાળુ નંદનંદનની અપરિસીમ કરુણાના ચિહ્ન તરીકે મળેલા એ અમોલા

## श्री बालमुकुन्द.



करारविन्देन पदारविन्दं मुखारविन्दे विनिवेशयन्तम ।
वटस्य पत्रस्य पुटे शयानं बालंमुकुन्दं मनसा स्मरामि ॥

इन्डियन आर्ट प्रेस, मुंबई. २.

ઉપદેશમાંથી જેટલું ગ્રહણ કરી શકાય તેટલું ગ્રહણ કરવાને શ્રવણ, મનન અને નિદિધ્યાસનની ત્રિવિધ શ્રેણિથી ઉત્સાહિત થઇને આપણે આગળ વધીએઃ—

## શ્રી ભગવાનુવાચ ।

**અવધૂતં દ્વિજં કંચિચ્ચરન્તમકુતોભયમ્ ।**
**કવિં નિરીક્ષ્ય તરુણં યદુઃ પપ્રચ્છ ધર્મવિત્ ॥ ૧ ॥**

**ભાવાર્થઃ**—ભગવાન્ શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રત્યે બોલ્યાઃ-પૂર્વના સમયમાં અમારા વંશના આદિ પુરુષ યદુ મહારાજે એક વખત કોઈ એક અવધૂત એટલે જ્ઞાનપૂર્વક શરીરની કોઇ પણ ચોક્કસ ટાપટીપ ન રાખનાર બ્રાહ્મણ કે જે નિર્ભય વિચરતો હતો તથા યુવાન તેમજ બુદ્ધિમાન્ જણાતો હતો, તેને જોયો. તેને જોઇને ધર્મને જાણનાર યદુ રાજાએ તેને નીચે પ્રમાણે પૂછ્યુંઃ— ૧.

## યદુરુવાચ ।

**કુતો બુદ્ધિરિયં બ્રહ્મન્નકર્તુઃ સુવિશારદા ।**
**યામાસાદ્ય ભવાંલ્લોકં વિદ્વાંશ્ચરતિ બાલવત્ ॥ ૨ ॥**

**ભાવાર્થઃ**—યદુરાજા બોલ્યાઃ-હે બ્રહ્મન્! ઇન્દ્રિયોની પ્રીતિને માટે કર્મ નહીં કરનાર એવા આપને આ સમસ્ત લોકથી વિલક્ષણ બુદ્ધિ કેમ ઉત્પન્ન થઇ, કે જે બુદ્ધિનો આશ્રય કરીને આપ જ્ઞાનવાન્ હોવા છતાં બાલક–અજ્ઞાનીની માફક વર્તો છો? ૨.

**પ્રાયો ધર્માર્થકામેષુ વિવિત્સાયાં ચ માનવાઃ ।**
**હેતુનૈવ સમીહન્તે આયુષો યશસઃ શ્રિયઃ ॥ ૩ ॥**

**ભાવાર્થ**:—વિશેષતઃ સર્વ મનુષ્યો આયુષ્ય, યશ, લક્ષ્મી ઇત્યાદિની પ્રાપ્તિને માટે જ ધર્મ, અર્થ, કામ અને તેનાં સાધનોના વિચારમાં પ્રવૃત્ત હોય છે. ૩.

**ત્વં તુ કલ્પઃ કવિર્દક્ષઃ સુભગોઽમૃતભાષણઃ ।**
**ન કર્તા નેહસે કિંચિજ્ જડોન્મત્તપિશાચવત્ ॥ ૪ ॥**

**ભાવાર્થ**:—આપ સમર્થ, જ્ઞાની, નિપુણ, સુંદર અને અમૃત સમાન વાણીવાળા છો, છતાં પણ જડ–અજ્ઞાની, ઉન્મત્ત–મનનું સમતોલપણું ખોઈ બેઠેલા તેમજ પિશાચની માફક વર્તો છો તથા કોઇ પણ વસ્તુની ઇચ્છા કરતા નથી, તેમજ કાંઇ પણ કર્મ કરતા નથી. ૪.

**જનેષુ દહ્યમાનેષુ કામલોભદવાગ્નિના ।**
**ન તપ્યસેઽગ્નિના મુક્તો ગંગામ્ભસ્થ ઇવ દ્વિપઃ ॥ ૫ ॥**

**ભાવાર્થ**:—હે દ્વિજ ! બધાં મનુષ્યો જ્યારે કામ, લોભ ઇત્યાદિ રૂપ દાવાગ્નિથી બળે છે, ત્યારે આપ તો ગંગાના જલ વડે તાપની વ્યથાથી મુક્ત થએલા હાથીની માફક, કામાદિરૂપ સાંસારિક તાપથી તપ્ત થતા નથી. ૫.

**ત્વં હિ નઃ પૃચ્છતાં બ્રહ્મન્! આત્મન્યાનન્દકારણમ્ ।**
**બ્રૂહિ સ્પર્શવિહીનસ્ય ભવતઃ કેવલાત્મનઃ ॥ ૬ ॥**

**ભાવાર્થ**:—હે બ્રહ્મન્! વિષયભોગ રહિત તથા જ્ઞાનાનંદૈકસ્વરૂપ એવા આપને આનન્દનું શું કારણ છે તે કૃપા કરીને જાણવાની ઇચ્છાથી પૂછતા એવા અમોને આપ કહો. ૬.

**શ્રી ભગવાનુવાચ ।**

**યદુનૈવં મહાભાગો બ્રહ્મણ્યેન સ્વમેધસા ।**
**પૃષ્ટઃ સભાજિતઃ પ્રાહ પ્રશ્રયાવનતં નૃપમ્ ॥ ૭ ॥**

**ભાવાર્થ**:—શ્રી ભગવાન્ ઉદ્ધવજી પ્રત્યે બોલ્યાઃ-હે ઉદ્ધવ! એ પ્રમાણે બ્રાહ્મણોના પરમ ભક્ત અને બુદ્ધિમાન્ એવા યદુરાજા વડે પ્રશ્ન કરવામાં આવેલો તથા સત્કાર પામેલો અતિ ભાગ્યશાળી એવો આ બ્રાહ્મણ નમ્રતાથી નમસ્કાર કરતા એવા યદુરાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ— ૭.

**બ્રાહ્મણ ઉવાચ ।**

**સન્તિ મે ગુરવો રાજન્!, બહવો બુદ્ધ્યુપાશ્રિતાઃ ।**
**યતો બુદ્ધિમુપાદાય, મુક્તોઽટામીહ તાન્ શૃણુ ॥ ૮ ॥**

**ભાવાર્થ**:—બ્રાહ્મણ બોલ્યોઃ-હે રાજન્! બુદ્ધિથી સ્વીકાર કરેલા મ્હારા ઘણા ગુરુઓ છે, કે જેમની પાસેથી બુદ્ધિ-શિક્ષા-ગ્રહણ કરીને ત્રિવિધ તાપથી છૂટો થયેલો હું આ લોકમાં સંગરહિત વિચરૂં છું તે મ્હારા ગુરુઓને તું સાંભળ! ૮.

**પૃથિવી વાયુરાકાશમાપોઽગ્નિશ્ચન્દ્રમા રવિઃ ।**
**કપોતોઽજગરઃ સિન્ધુઃ, પતંગો મધુકૃદ્ ગજઃ ॥ ૯ ॥**
**મધુહા હરિણો મીનઃ પિંગલા કુરરોઽર્ભકઃ ।**
**કુમારી શરકૃત્ સર્પ, ઊર્ણનાભિઃ સુપેશકૃત્ ॥ ૧૦ ॥**
**એતે મે ગુરવો રાજન્!, ચતુર્વિંશતિરાશ્રિતાઃ ।**
**શિક્ષાવૃત્તિભિરેતેષામન્વશિક્ષમિહાત્મનઃ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ**:—પૃથ્વી, વાયુ, આકાશ, જલ, અગ્નિ, ચન્દ્રમા, રવિ, કપોત, અજગર, સમુદ્ર, પતંગ, ભ્રમર, ગજ, મધમાખી, મૃગ, માછલું, પિંગલા (એ નામની વેશ્યા), કુરર (એક જાતનું પક્ષી), બાળક, કુમારી, બાણ કરનાર, સર્પ, કરોળીયો, કીડાનું સુંદર રૂપ કરનાર પેશસ્કૃત નામનો

ભ્રમર એ પ્રમાણે હે રાજન્! બુદ્ધિથી સ્વીકારેલા મ્હારા ચોવીસ ગુરુઓ છે, એમની વૃત્તિઓ વડે હું પણ શિક્ષા લેવા લાયક વિષયોને અર્થાત્ ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય વસ્તુઓને જાણી શકયોછું. ૯—૧૧.

**યતો યદનુશિક્ષામિ યથા વા નાહુષાત્મજ! ।**
**તત્તથા પુરુષવ્યાઘ્ર! નિબોધ કથયામિ તે ॥ ૧૨ ॥**

**ભાવાર્થ:**—હે યયાતિના પુત્ર રાજન્! જે જે ગુરુ પાસેથી મેં જે જે પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે બધું, હે પુરુષોમાં શૂર! તું સાંભળ, હું તને કહું છું. ૧૨.

**અવતરણિકા:**—પર્વતવૃક્ષાદિરૂપ અને માર્ગાદિ રૂપએમ બે પ્રકારની પૃથ્વી છે, તેમાં માર્ગાદિ રૂપ પૃથ્વીથી "મેં ક્ષમા શીખી છે" એમ કહે છે:—

**ભૂતૈરાક્રમ્યમાણોઽપિ ધીરો દૈવવશાનુગૈઃ ।**
**તદ્વિદ્વાન્ન ચલેન્માર્ગાદન્વશિક્ષં ક્ષિતેર્વ્રતમ્ ॥ ૧૩ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે મનુષ્યોના પાદપ્રહાર, ચલન ઇત્યાદિથી પીડાએલી પૃથ્વી ચલાયમાન થતી નથી, તેવી રીતે પોતાના પ્રારબ્ધથી પ્રેરિત પ્રાણીઓ વડે પીડાવા છતાં પણ, દૈવગતિને જાણીને ઉદ્વેગ-રહિત ચિત્તવાળા થઇને પુરૂષે ધર્મમાર્ગથી ચલિત ન થવું. આ વ્રત હું પૃથ્વી પાસેથી શીખ્યો છું. ૧૩.

**અવતરણિકા:**—હવે પર્વતવૃક્ષાદિરૂપ પૃથ્વી પાસેથી શીખેલો પરોપકારનો સિદ્ધાન્ત કહે છે:—

**શશ્વત્પરાર્થસર્વેહઃ, પરાર્થૈકાન્તસંભવઃ ।**
**સાધુઃ શિક્ષેત ભૂભૃત્તો, નગશિષ્યઃ પરાત્મતામ્ ॥ ૧૪ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે, વૃક્ષ, તૃણ, ઝરણ, ફૂલ, ફલ, એ બધી વસ્તુઓ પર્વતની પરમાર્થરૂપેજ છે, તેવી રીતે સર્વકાલમાં, સાધુપુરુષે, પર્વત પાસેથી પરોપકાર શીખવો જોઇએ, અને જેવી રીતે વૃક્ષો બીજાઓથી થતો પોતાનો નાશ સહન કરે છે, તેવી રીતે સત્પુરૂષે વૃક્ષ પાસેથી સહિષ્ણુતા શિખવી જોઇએ. ૧૪.

**અવતરણિકા:**—પ્રાણવાયુ અને વાયુમંડલ એમ બે પ્રકારનો વાયુ છે, તેમાંથી પ્રાણવાયુથી મેળવેલા શિક્ષણ વિષે કહે છેઃ—

**પ્રાણવૃત્ત્યૈવ સંતુષ્યેન્ મુનિર્નૈવેન્દ્રિયપ્રિયૈઃ ।**
**જ્ઞાનં યથા ન નશ્યેત, નાવકીર્યેત વાઙ્મનઃ ॥૧૫॥**

**ભાવાર્થ**:—જેવી રીતે પ્રાણ, માત્ર આહારનીજ અપેક્ષા રાખે છે, અને બીજા પદાર્થોની અપેક્ષા નથી રાખતો, તેવી રીતે મુનિઓએ પણ, પ્રાણધારણ માટે આવશ્યક આજીવિકાનીજ ઇચ્છા કરવી જોઇએ, પરંતુ વિશેષ પ્રાપ્ત કરી, ઇંદ્રિયોને વિષયો તરફ ન જવા દેવી; અગર આહાર ન મળે, તો મનુષ્યનાં મન તથા વાણીમાં વિક્ષેપ–બાધા–આવે, અને એથી જ્ઞાનનો પણ નાશ થઈ જાય, તેથી આહારમાત્રથી સંતોષ માની વિશેષની ઇચ્છા ન કરવી. ૧૫.

**અવતરણિકા:**—બાહ્ય વાયુથી વિષયોમાં અનાસક્તરૂપ શિક્ષા ગ્રહણ કરી, તે કહે છેઃ—

**વિષયેષ્વાવિશન્ યોગી, નાનાધર્મેષુ સર્વતઃ ।**
**ગુણદોષવ્યપેતાત્મા, ન વિષજ્જેત વાયુવત્ ॥ ૧૬ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે વાયુ, સર્વવ્યાપી છે, છતાં પણ કોઈ ઠેકાણે આસક્ત નથી, તેવી રીતે ગુણ, દોષાદિના દ્વન્દ્વથી રહિત યોગીએ

નાના પ્રકારના રૂપરસાદિ વિષયોમાં પ્રવેશ કર્યાં છતાં અને તેમને ભોગવ્યા છતાં પણ, તેમનામાં આસક્તિ ન રાખવી. ૧૬.

**અવતરણિકાઃ**—વળીપણ વાયુ પાસેથી પ્રાપ્ત કરેલી શિક્ષા વિષે કહે છેઃ—

**પાર્થિવેષ્વિહ દેહેષુ, પ્રવિષ્ટસ્તદ્‌ગુણાશ્રયઃ ।**
**ગુણૈર્ન યુજ્યતે યોગી, ગન્ધૈર્વાયુરિવાત્મદૃક્ ॥ ૧૭ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે વાયુ ગન્ધયુક્ત થઇને ચાલે છે, છતાં પણ ગંધ કંઈ વાયુનો ગુણ નથી, પણ તે પૃથ્વીનો ગુણ છે, તેવી રીતે દેવત્વ, મનુષ્યત્વ, સ્થૂલત્વ, કૃશત્વ ઇત્યાદિ દેહોના ધર્મથી યુક્ત હોવા છતાં, યોગીએ એ ધર્મો પોતાના આત્મામાં આરોપણ ન કરવા, કારણકે આત્મા તો દેહથી જુદો છે, અને દેહાદિમાં આત્માભિમાન તો આત્માના વાસ્તવિક સ્વરૂપને ન જાણવાથીજ હોય છે, માટે યોગીએ અનાસક્ત રહેવું. ૧૭.

**અવતરણિકાઃ**—આકાશથી શીખેલી વિદ્યા કહે છેઃ—

**અન્તર્હિતશ્ચ સ્થિરજંગમેષુ**
**બ્રહ્માત્મભાવેન સમન્વયેન ।**
**વ્યાપ્ત્યા વ્યવચ્છેદમસંગમાત્મનો**
**મુનિર્નભસ્ત્વં વિતતસ્ય ભાવયેત્ ॥ ૧૮ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે આકાશ, સર્વત્ર વ્યાપક અને મહાન્ છે, અને સૂક્ષ્મ સ્વરૂપે ઘડામાં આકાશ દેખાય છે, પરન્તુ ઘડાથી આકાશને સંબંધ નથી, તેવી રીતે દેહની અંદર રહેલો આ આત્મા જો કે દેહથી મળેલો છે, છતાં એ દેહનાં કર્મ-ધર્મથી લેપાયમાન થતો નથી, કારણકે દેહ, અમુક પ્રમાણમાંજ સમાએલો છે, જ્યારે આત્મા, જ્ઞાન-

વ્યાપ્તિથી વ્યાપક અને અનન્ત છે: જેવી રીતે આકાશ દરેક જગ્યાએ છે તેવી રીતે, આત્મસ્વરૂપ પણ સ્થાવર અને જંગમમાં વ્યાપ્ત છે, અર્થાત્ આત્મા આકાશની માફક સંગ–રહિત છે. એ આકાશ પાસેથી મેં શિક્ષા મેળવી. ૧૮.

**અવતરણિકા:**—આત્મા અસંગ છે એજ વાત આકાશના બીજા દૃષ્ટાન્તથી કહે છે:—

**તેજોબન્નમયૈર્ભાવૈર્મેઘાદ્યૈર્વાયુનેરિતૈઃ ।**
**ન સ્પૃશ્યતે નભસ્તદ્વત્, કાલસૃષ્ટૈર્ગુણૈઃ પુમાન્ ॥ ૧૯ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે વાયુથી પ્રેરાએલાં મેઘ–વાદળાં વગેરે આકાશને સ્પર્શ કરી શકતાં નથી, તેવી રીતે કાલે સરજેલાં તેજ, પાણી, પૃથ્વી ઇત્યાદિથી બનેલા દેહ તથા ઇન્દ્રિયાદિના ગુણોવડે પણ જીવાત્મા લેપાતો નથી. અર્થાત્ સ્વરૂપથીજ આત્મા અસંગ છે. ૧૯.

**અવતરણિકા:**—જલથી શીખેલા સ્વચ્છતા વિગેરે ગુણો કહે છે:—

**સ્વચ્છઃ પ્રકૃતિતઃ સ્નિગ્ધો, માધુર્યસ્તીર્થભૂર્નૃણામ્ ।**
**મુનિઃ પુનાત્યપાં મિત્રમીક્ષોપસ્પર્શકીર્તનૈઃ ॥ ૨૦ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે જલ, સ્વભાવથીજ સ્નેહ, મધુરતા, પવિત્રતા ઇત્યાદિથી યુક્ત હોય છે, તેવી રીતેજ મુનિઓએ પણ, નિર્મલ રહી, મિષ્ટભાષણ, તેમજ દર્શન, સ્પર્શ, કીર્તન ઇત્યાદિથી સર્વેને નિર્મલ–પાપરહિત–કરવાં. એ શિક્ષા જલ પાસેથી મેં પ્રાપ્ત કરી. ૨૦.

**અવતરણિકા:**—અગ્નિથી શીખેલી વિદ્યા કહે છે:—

**તેજસ્વી તપસા દીપ્તો, દુર્ધર્ષોદરભાજનઃ ।**
**સર્વભક્ષોઽપિ યુક્તાત્મા, નાદત્તે મલમગ્નિવત્ ॥ ૨૧ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે તેજથી યુક્ત અગ્નિ, કોઈ અયોગ્ય વસ્તુને પણ બાળી નાખે, તો પણ તે દોષયુક્ત નથી, તેવી રીતેજ તપ, તેજ ઇત્યાદિ ગુણોથી યુક્ત પરમેશ્વરના ધ્યાનમાં નિરંતર લાગેલો, તપથી પ્રકાશિત અને પરિગ્રહ રહિત યોગી, પ્રમાદથી નિષિદ્ધ વસ્તુનું ભક્ષણ કરે, તોપણ નિષિદ્ધ ભક્ષણથી તે દોષયુક્ત થતો નથી. એ અગ્નિનું સર્વતઃ શુચિત્વ તપસ્વી યોગીઓમાં પણ આવે છે. એ અગ્નિ પાસેથી હું શીખ્યો. ૨૧.

**ક્વચિચ્છન્નઃ ક્વચિત્સ્પષ્ટ, ઉપાસ્યઃ શ્રેય ઇચ્છતામ્ ।**
**ભુંક્તે સર્વત્ર દાતૃણાં, દહન્ પ્રાગુત્તરાશુભમ્ ॥ ૨૨ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે અગ્નિ, કોઈ ઠેકાણે કાષ્ઠભસ્માદિમાં ગુપ્ત હોય છે, અને ક્યાંય સ્પષ્ટ હોય છે, તથા શ્રેયની ઇચ્છાવાળા પુરૂષોને ઉપાસના કરવા યોગ્ય છે, તથા હોમ કરનારનાં ભૂતભવિષ્યત્ પાપોનો નાશ કરી હોમાએલી વસ્તુને ભોગવે છે, અને એથી દેવપિતૃઓને બલિ ઈત્યાદિ આપવાની ક્રિયાના સાધનભૂત બની, અક્ષય્ય પુણ્ય અપાવે છે, તેવી રીતે મુનિઓએ પણ અગ્નિના જેવું રહેવું જોઈએ. ૨૨.

**સ્વમાયયા સૃષ્ટમિદં, સદસલ્લક્ષણં વિભુઃ ।**
**પ્રવિષ્ટ ઈયતે તત્તત્, સ્વરૂપોઽગ્નિરિવૈધસિ ॥ ૨૩ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે અગ્નિ સ્વભાવથી આકાર રહિત છે, તો પણ જ્યારે કાષ્ઠ ઇત્યાદિમાં સળગે છે, ત્યારે તેના જેવા આકારનો પ્રતીત થાય છે, તેવી રીતે આ પરમાત્મા પ્રકૃત–ચોક્કસ–આકાર રહિત છે, છતાં પણ પોતાના સંકલ્પથી સરજેલી દેવ, પશુ, પક્ષી, મનુષ્યાદિ

યોનિઓમાં પ્રવેશ કરીને તત્તત્ દેહધારી પ્રતીત થાય છે, અર્થાત્ આત્માને ઉચ્ચનીચાદિ યોનિ નથી, પણ માત્ર અગ્નિ જેમ પાત્રભેદથી મોટો, નાનો, કે અમુક આકારનો દેખાય છે, તેમ આત્મા પણ પાત્રભેદથી વિવિધ જણાય છે. વાસ્તવિકમાં આત્મા એકજ અને આકાર રહિત છે. એ અગ્નિ પાસેથી મેં શિક્ષણ લીધું. ૨૩.

**અવતરણિકાઃ**—ચન્દ્રમાથી શીખેલી વિદ્યા વિષે કહે છેઃ—

**વિસર્ગાદ્યાઃ શ્મશાનાન્તા, ભાવા દેહસ્ય નાત્મનઃ ।**
**કલાનામિવ ચન્દ્રસ્ય કાલેનાવ્યક્તવર્ત્મના ॥ ૨૪ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે ચન્દ્રમાની કલાઓનાંજ ઉત્પત્તિ તથા ક્ષય વિગેરે થાય છે, પણ ચન્દ્રનાં નહિ, તેવી રીતે અલક્ષિત માર્ગવાળા કાલ વડે કરવામાં આવતા જન્મમરણાદિ વિકાર શરીરના છે, આત્મસ્વરૂપના નથી. ૨૪.

**અવતરણિકાઃ**—સિંહાવલોકનથી અગ્નિના દૃષ્ટાન્તથીજ શરીરોની ક્ષણભંગુરતા બતાવી વૈરાગ્યનું શિક્ષણ બતાવે છેઃ—

**કાલેન હ્યોઘવેગેન, ભૂતાનાં પ્રભવાપ્યયૌ ।**
**નિત્યાવપિ ન દૃશ્યેતે આત્મનોઽગ્નેર્યથાર્ચિષામ્ ॥ ૨૫ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે અગ્નિની જ્વાલાઓનાં ઉત્પત્તિ તથા નાશ ક્ષણ ક્ષણમાં થાય છે, છતાં દેખાતાં નથી તેવી રીતે નદીના પ્રવાહના વેગ જેવા વેગવાળા કાલથી, આત્મા સંબંધી દેહોનાં પ્રતિ ક્ષણ ઉત્પત્તિ અને વિનાશ, નિત્ય થાય છે, પરંતુ જોવામાં આવતા નથી, અર્થાત્ અગ્નિ–જ્વાલાની માફક પ્રતિક્ષણ ઉત્પત્તિવિનાશવાળા આ દેહોનો ડાહ્યા માણસે વિશ્વાસ કરવો ઉચિત નથી. ૨૫.

**અવતરણિકા:**—સૂર્ય પાસેથી શીખેલું જ્ઞાન કહે છે:—

**ગુણૈર્ગુણાનુપાદત્તે, યથાકાલં વિમુંચતિ ।**
**ન તેષુ યુજ્યતે યોગી, ગોભિર્ગા ઇવ ગોપતિઃ ॥ ૨૬ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે સૂર્યનારાયણ ભગવાન્ પોતાનાં કિરણોવડે ગ્રીષ્મઋતુમાં જલને ખેંચી લે છે, અને વર્ષાઋતુમાં જલને છોડી દે છે, તેવી રીતે, દેહાદિથી અતિરિક્ત આત્મામાં અનુસંધાન કરનાર યોગી પુરૂષ, ઇન્દ્રિયોની આવશ્યક વસ્તુઓનો સ્વીકાર કરે છે, પણ કોઈ યાચના કરનાર આવે તો, તત્કાલ તેને આપી શકે છે, અને તેમાં મમતા રાખતા નથી. એ નિર્મમત્વ અનાસક્તભાવ, મેં સૂર્ય પાસેથી લીધો છે. ૨૬.

**બુધ્યતે સ્વેન ભેદેન, વ્યક્તિસ્થ ઇવ તદ્ગત: ।**
**લક્ષ્યતે સ્થૂલમતિભિ, રાત્મા ચાવસ્થિતોઽર્કવત્ ॥ ૨૭ ॥**

**ભાવાર્થ:**—વાસ્તવિક દૃષ્ટિએ જોતાં સૂર્ય એકજ છે, પરન્તુ જલાદિકમાં પ્રતિબિંબ પડવાથી જેવી રીતે સ્થૂલમતિ પુરૂષોને અનેક રૂપે જોવામાં આવે છે, તેવી રીતે જ્ઞાનસંબંધથી જીવાત્મા પણ બધી જગ્યાએ એકજ છે, છતાં સ્થૂલમતિ–દેહાભિમાની–પુરુષો, દેવ–તિર્યગ્, પક્ષી ઇત્યાદિ દેહભેદથી આત્માને નાના પ્રકારનો માની, પરસ્પરમાં દ્વેષ કરવા લાગે છે, એથી જ્ઞાનની વ્યાપ્તિથી બધા જીવ એકજ છે. ૨૭.

**અવતરણિકા:**—કપોત પાસેથી શીખેલી વિદ્યા કહે છે:—

**નાતિસ્નેહ: પ્રસંગો વા, કર્તવ્ય: ક્વાપિ કેનચિત્ ।**
**કુર્વન્વિન્દેત સન્તાપં, કપોત ઇવ દીનધી: ॥ ૨૮ ॥**

**ભાવાર્થ:**—વિવેકી પુરુષ, કોઇની સાથે અતિ સ્નેહ અથવા અતિ આસક્તિ રાખતા નથી, કારણ કે અતિ સ્નેહ કરવાથી દીન બુદ્ધિવાળા કબુતરની માફક, મનુષ્ય પણ સંતાપને પ્રાપ્ત થાય છે. ૨૮.

**અવતરણિકા:**—ઉપરોક્ત કપોતની વાર્તા વિસ્તારથી કહી, તેના દૃષ્ટાન્તથી અતિ સ્નેહ ઘણો ખરાબ છે, એમ સિદ્ધ કરે છે:—

**કપોતઃ કશ્ચનારણ્યે, કૃતનીડો વનસ્પતૌ ।**
**કપોત્યા ભાર્યયા સાર્દ્ધં, મુવાસ કતિચિત્સમાઃ ॥ ૨૯ ॥**

**ભાવાર્થ:**—હે રાજન્! કોઇ એક કબૂતર, વનમાં વૃક્ષની ઉપર માળો બનાવી, પોતાની સ્ત્રી કબૂતરીની સાથે કેટલાંક વર્ષ સુધી નિવાસ કરતો હતો. ૨૯.

**કપોતૌ સ્નેહગુણિત, હૃદયૌ ગૃહધર્મિણૌ ।**
**દૃષ્ટિં દૃષ્ટ્યાંગમંગેન, બુદ્ધિં બુદ્ધ્યા બબન્ધતુઃ ॥ ૩૦ ॥**

**ભાવાર્થ:**—તે બન્ને સ્ત્રી પુરુષ (કપોત–કપોતી) પરમ સ્નેહથી દૃષ્ટિની દૃષ્ટિથી, હૃદયની હૃદયથી, અંગની અંગોથી, અને બુદ્ધિની બુદ્ધિથી એમ પરસ્પરની સંગતિ કરી રહ્યાં હતાં. ૩૦.

**શય્યાસનાટનસ્થાનવાર્તાક્રીડાશનાદિકમ્ ।**
**મિથુનીભૂય વિસ્રબ્ધૌ, ચેરતુર્વનરાજિષુ ॥ ૩૧ ॥**

**ભાવાર્થ:**—તેઓ બન્ને મરણની શંકારહિત થયેલાં, શય્યા, આસન, સ્થાન, ક્રીડા, ભોજન ઇત્યાદિનો, વનનાં વૃક્ષોની પંક્તિઓમાં એક સાથે બેસી, ઉપભોગ કરતાં હતાં. ૩૧.

**યં યં વાંછતિ સા રાજન્!, તર્પયન્ત્યનુકંપિતા ।**
**તં તં સમનયત્કામં, કૃચ્છ્રેણાન્યજિતેન્દ્રિયઃ ॥ ૩૨ ॥**

**ભાવાર્થઃ**—હે રાજન્! તે કપોતી પોતાના હાવભાવ, લાવણ્ય, મધુર ભાષણ, ઇત્યાદિથી કપોતને પ્રસન્ન કરી, દીન થઇ જે જે વસ્તુ તેની પાસે માગતી, તે તે વસ્તુને કપોતીમાં અત્યંત આસક્ત થયેલો તે કપોત ઘણા કષ્ટથી પણ લાવતો હતો. ૩૨

**કપોતી પ્રથમં ગર્ભં, ગૃહ્ણતી કાલ આગતે ।**
**અંડાનિ સુષુવે નીડે, સ્વપત્યુઃ સન્નિધૌ સતી ॥ ૩૩ ॥**

**ભાવાર્થઃ**—કેટલાક દિવસ પછી, ગર્ભવતી પતિવ્રતા કપોતીએ, પ્રસૂતિ સમય આવવાથી, પોતાના પતિની સમીપ, માળામાં ઇંડાં મૂક્યાં. ૩૩

**તેષુ કાલે વ્યજાયન્ત, રચિતાવયવા હરેઃ ।**
**શક્તિભિર્દુર્વિભાવ્યાભિઃ, કોમલાંગતનૂરુહાઃ ॥ ૩૪ ॥**

**ભાવાર્થઃ**—તે જલથી ભરેલાં ઇંડાંમાં, અચિન્તનીય ભગવાનની શક્તિથી, પરિપાક સમયે હસ્તપાદાદિયુક્ત, અને કોમલ અંગોમાં રોમયુક્ત એવાં બાલક ઉત્પન્ન થયાં. ૩૪

**પ્રજાઃ પુપુષતુઃ પ્રીતૌ, દંપતી પુત્રવત્સલૌ ।**
**શૃણ્વન્તૌ કૂજિતં તાસાં, નિર્વૃતૌ કલભાષિતૈઃ ॥ ૩૫ ॥**

**ભાવાર્થઃ**—પુત્રવત્સલ, તે બન્ને સ્ત્રીપુરૂષ, પોતાની સંતતિના મધુર અસ્પષ્ટ શબ્દ સાંભળીને, અત્યંત સુખી થતાં, પ્રીતિપૂર્વક તેમનું પોષણ કરવા લાગ્યાં. ૩૫

**તાસાં પતત્રૈઃ સુસ્પર્શૈઃ, કૂજિતૈર્મુગ્ધચેષ્ટિતૈઃ ।**
**પ્રત્યુદ્ગમૈરદીનાનાં, પિતરૌ મુદમાપતુઃ ॥ ૩૬ ॥**

**ભાવાર્થઃ**—અતિ હર્ષિત એવાં તે, પોતાનાં બચ્ચાંની પાંખ, પાંખોનો સુખસ્પર્શ, તેમનાં મધુર શબ્દ, અને ઉપર ઉડવું, ઇત્યાદિ ક્રિયાઓથી, તે કપોત–કપોતી ઘણો આનંદ પામતાં હતાં. ૩૬

**સ્નેહાનુબદ્ધહૃદયા, વન્યોઽન્યં વિષ્ણુમાયયા ।**
**વિમોહિતૌ દીનધિયૌ, શિશૂન્પુપુષતુઃ પ્રજાઃ ॥ ૩૭ ॥**

**ભાવાર્થઃ**—પરસ્પર સ્નેહથી બદ્ધ હૃદયવાળાં, તે બન્ને પોતાની પ્રજાના પોષણમાં આકુલ ચિત્તવાળાં, તથા ઇશ્વરની માયાથી મોહિત થયેલાં, પોતાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં. ૩૭

**એકદા જગ્મતુસ્તાસા, મન્નાર્થૌ તૌ કુટુમ્બિનૌ ।**
**પરિતઃ કાનને તસ્મિન, અર્થિનૌ ચેરતુશ્ચિરમ્ ॥ ૩૮ ॥**

**ભાવાર્થઃ**—કોઇ એક સમયે, તે બન્ને કુટુંબી, પોતાનાં બચ્ચાંઓને અન્ન ખવડાવવાને માટે, પોતાના ઘરથી દૂર, તે અરણ્યમાં લાંબો વખત સુધી, ભ્રમણ કરતાં રહ્યાં. ૩૮

**દૃષ્ટ્વા તાઁલ્લુબ્ધકઃ કશ્ચિદ્, યદૃચ્છાતો વનેચરઃ ।**
**જગૃહે જાલમાવૃત્ય, ચરતઃ સ્વાલયાન્તિકે ॥ ૩૯ ॥**

**ભાવાર્થઃ**—તે વખતે, અકસ્માત્ વનમાં વિચરનાર, કોઇ પારધિએ આવીને, પોતાના નિવાસની સમીપમાં ક્રીડા કરતાં, કપોતનાં બચ્ચાંઓને જોઇને, તેમનાપર જાળ નાખી, અને તેમને સપડાવ્યાં. ૩૯

**કપોતશ્ચ કપોતી ચ, પ્રજાપોષે સદોત્સુકૌ ।**
**ગતૌ પોષણમાદાય, સ્વનીડમુપજગ્મતુઃ ॥ ૪૦ ॥**

**ભાવાર્થઃ**—પોતાની પ્રજાના પોષણમાં નિરંતર ઉત્સાહવાળાં, અને તેમને માટે આહાર લેવાને વનમાં ગએલાં, તે કપોત અને કપોતી, ત્યાંથી આહાર સહિત, પોતાના માળાની પાસે આવી પહોંચ્યાં. ૪૦!

**કપોતી સ્વાત્મજાન્વીક્ષ્ય, બાલકાન્જાલસંવૃતાન્ ।**
**તાનભ્યધાવત્ક્રોશન્તી, ક્રોશતો ભૃશદુઃખિતા ॥ ૪૧ ॥**

**ભાવાર્થઃ**—એ સમયે કપોતી, પોતાનાં બાલકોને જાળમાં બંધાએલાં જોઇને, તથા વિલાપ કરતાં જોઇને, રૂદન કરતી, અને અતિ દુઃખિત થએલી, પોતે પણ જાળમાં પડેલાં બચ્ચાંઓ તરફ દોડી. ૪૧

**સાડસકૃત્સ્નેહગુણિતા, દીનચિત્તાડજમાયયા ।**
**સ્વયં ચાબધ્યત શિચા, બદ્ધાન્પશ્યન્ત્યપસ્મૃતિઃ ॥૪૨॥**

**ભાવાર્થઃ**—ભગવાનની માયાથી મોહિત, અને બાલકો ઉપરના અતિ સ્નેહથી બંધાએલી, દીન ચિત્તવાળી, તથા જીવનની સ્મૃતિથી પણ રહિત થઇને, તે કપોતી જાળમાં બંધાએલાં પોતાનાં બાલકોને જોતી, પોતે પણ, જાળથી બંધનમાં આવી ગઇ. ૪૨

**કપોતશ્ચાત્મજાન્બદ્ધા, નાત્મનોડપ્યધિકાન્પ્રિયાન્ ।**
**ભાર્યાં ચાત્મસમાં દીનો, વિલલાપાતિદુઃખિતઃ ॥ ૪૩ ॥**

**ભાવાર્થઃ**—પોતાના દેહથી પણ અધિક પ્રિય એવાં પોતાનાં બાલકોને, તથા સાક્ષાત્ પોતાના આત્મા સમાન પ્રિયાને બંધનમાં

પડેલાં જોઇને, દીન અને દુઃખી થયેલો તે કપોત પણ વિલાપ કરવા લાગ્યો. ૪૩

**અહો મે પશ્યતાપાયમલ્પપુણ્યસ્ય દુર્મતેઃ ।**
**અતૃપ્તસ્યાકૃતાર્થસ્ય, ગૃહસ્ત્રૈવર્ગિકો હતઃ ॥ ૪૪ ॥**

**ભાવાર્થ:**—હે જનો ! અલ્પપુણ્ય, દુષ્ટમતિ, વિષયોમાં અતૃપ્ત, અને પરલોક સંબંધી પણ કંઇ અર્થ–પુણ્ય–ન સંપાદન કરનાર, મ્હારો, વિનાશ જુઓ. મ્હારો ધર્મ, અર્થ, અને કામના સાધનરૂપ ગૃહસ્થાશ્રમ નષ્ટ થઇ ગયો. ૪૪

**અનુરૂપાનુકૂલા ચ, યસ્ય મે પતિદેવતા ।**
**શૂન્યે ગૃહે માં સંત્યજ્ય, પુત્રૈઃ સ્વર્યાતિ સાધુભિઃ ॥૪૫॥**

**ભાવાર્થ:**—મ્હને–પતિનેજ પરમદેવતા માનનારી, મ્હારે અનુરૂપ અને અનુકૂલ એવી મ્હારી પત્ની, પોતાનાં સુંદર બચ્ચાંઓ સાથે શૂન્ય ઘરમાં મને એકલો છોડી, સ્વર્ગ તરફ જાય છે. ૪૫

**સોઽહં શૂન્યે ગૃહે દીનો, મૃતદારો મૃતપ્રજઃ ।**
**જિજીવિષે કિમર્થં વા, વિધુરો દુઃખજીવિતઃ ॥ ૪૬ ॥**

**ભાવાર્થ:**—સ્ત્રી તથા પ્રજા, જેની મરણ પામી છે, એવો હું સ્ત્રી, પુત્ર ઇત્યાદિથી વિયુક્ત, અને દુઃખી જીવનવાળો, શૂન્ય ગૃહમાં, કોને માટે જીવવાની ઇચ્છા કરૂં ? અર્થાત્ મ્હારૂં સર્વસ્વ નષ્ટ થઇ ગયું ! ૪૬

**તાંસ્તથૈવાવૃતાન્ શિગ્ભિ, મૃત્યુગ્રસ્તાન્ વિચેષ્ટતઃ ।**
**સ્વયં ચ કૃપણઃ શિક્ષુ, પશ્યન્નપ્યબુધોઽપતત્ ॥ ૪૭ ॥**

**ભાવાર્થ:**—જાલથી ઢંકાએલાં, અને ચેષ્ટારહિત પોતાનાં બાળકોને મૃત્યુના પાશમાં પડેલાં જોઇને, મોહથી આસક્ત થયેલો તે અજ્ઞાન કપોત પણ, જાણતો છતાં જાલમાં પડ્યો. ૪૭

**તં લબ્ધ્વા લુબ્ધકઃ ક્રૂરઃ, કપોતં ગૃહમેધિનમ્ ।**
**કપોતકાન્ કપોતીં ચ, સિદ્ધાર્થઃ પ્રયયૌ ગૃહમ્ ॥ ૪૮ ॥**

**ભાવાર્થ:**—તે ક્રૂર વ્યાધ, ગૃહાસક્ત, કપોત કપોતી અને તેમનાં બચ્ચાંઓને પ્રાપ્ત કરીને, પોતાનું કાર્ય સિદ્ધ થયેલું જાણી, ઘર તરફ ચાલ્યો ગયો. ૪૮

**એવં કુટુમ્બ્યશાન્તાત્મા, દ્વન્દ્વારામઃ પતત્રિવત્ ।**
**પુષ્ણન્ કુટુમ્બં કૃપણઃ, સાનુબન્ધોઽવસીદતિ ॥ ૪૯ ॥**

**ભાવાર્થ:**—એ પ્રમાણે, કપોતની માફક બીજા પુરૂષો પણ, સુખદુઃખ ઇત્યાદિ દ્વન્દ્વમાં રમણ કરવાવાળા, રાગ દ્વેષ, ઇત્યાદિથી અશાન્ત ચિત્તવાળા, કુટુંબનું પોષણ કરતા કરતા, પુત્ર, સ્ત્રી, ઇત્યાદિ ગૃહસ્થવર્ગસહિત, અવનતિને પામે છે. ૪૯

**યઃ પ્રાપ્ય માનુષં લોકં, મુક્તિદ્વારમપાવૃતમ્ ।**
**ગૃહેષુ ખગવત્સક્તસ્તમારૂઢચ્યુતં વિદુઃ ॥ ૫૦ ॥**

**ભાવાર્થ:**—જે મનુષ્ય, ખુલ્લાં મૂકેલાં મુક્તિનાં દ્વારરૂપ આ મનુષ્ય શરીરને પ્રાપ્ત કરીને પણ, કપોતની માફક ઘરમાં જ નિરંતર આસક્ત રહે છે તે મોક્ષમાર્ગને છોડી અધોગતિના માર્ગપર પ્રયાણ કરે છે, એમ વિવેકી મનુષ્યો કહે છે. ૫૦

**અવતરણિકાઃ**—હવે અવધૂત બ્રાહ્મણ, યદુરાજાને અજગર પાસેથી મેળવેલા શિક્ષણ બાબત કહે છે:—

**સુખમૈન્દ્રિયકં રાજન્!, સ્વર્ગે નરક એવ ચ ।**
**દેહિનાં યદ્યથા દુ:ખં, તસ્માન્નેચ્છેત તદ્બુધઃ ॥ ૫૧ ॥**

**ભાવાર્થ:**—હે રાજન્! દેહધારીઓને ઇન્દ્રિયજન્ય સુખ, જેમ સ્વર્ગમાં મળે છે, તેમ નરકમાં પણ મળે છે, એથી ઇન્દ્રિયજન્ય સુખ, કે જે પ્રારબ્ધાધીન છે, તેની વિવેકી મનુષ્યોએ ઇચ્છા કરવી નહિ. ૫૧

**ગ્રાસં સુમૃષ્ટં વિરસં, મહાન્તં સ્તોકમેવ વા ।**
**યદૃચ્છયૈવાપતિતં, ગ્રસેદાજગરોઽક્રિયઃ ॥ ૫૨ ॥**

**ભાવાર્થ:**—સ્વાદિષ્ટ, કે રસરહિત, થોડું કે ઘણું, જે કંઈ અનાયાસે, ઇશ્વરેચ્છાથી પ્રાપ્ત થાય, તેને ખાસ ઉદ્યમ કે ખટપટ કર્યા સિવાય, અજગરની માફક ગ્રહણ કરી લેવું, અર્થાત્ વિવેકી મનુષ્યે પણ શરીરના નિર્વાહ પૂરતા અનાયાસે પ્રાપ્ત થતા આહારથી સંતોષ માનવો. ૫૨.

**અવતરણિકાઃ**—જ્યારે કંઇ પણ પ્રાપ્ત ન થાય, ત્યારે અજગર-વૃત્તિવાળાઓએ શરીરનો નિર્વાહ કેમ કરવો તે વિષે કહે છે:—

**શયીતાહાનિ ભૂરીણિ, નિરાહારોઽનુપક્રમઃ ।**
**યદિ નોપનમેદ્ ગ્રાસો, મહાહિરિવ દિષ્ટભુક્ ॥ ૫૩ ॥**

**ભાવાર્થ:**—અગર અનાયાસે, કોઇપણ પ્રકારનો આહાર ન પ્રાપ્ત થાય, તો અજગરવૃત્તિવાળા વિવેકી મનુષ્યે, અજગરની માફક, આહારના પ્રતિબંધક પ્રારબ્ધ કર્મનો અનુભવ કરતાં, ઉદ્યમરહિત થઇને, ઘણા દિવસ સુધી એમને એમ ગુપચુપ સ્થિર બેઠા રહેવું. ૫૩.

**અવતરણિકાઃ—**"સમર્થ અને બલવાન્ માણસોએ પણ એમ નિરુદ્યમી બેસી રહેવું?" એ પ્રશ્નના ઉત્તરમાં કહે છેઃ—

**ઓજઃસહોબલયુતં, બિભ્રદ્દેહમકર્મકમ્ ।**
**શયાનો વીતનિદ્રશ્ચ, નેહેતેન્દ્રિયવાનપિ ॥ ૫૪ ॥**

**ભાવાર્થઃ—**ઓજ—ઇન્દ્રિય સામર્થ્ય—સહ—મન-સામર્થ્ય, બલ, શરીર સામર્થ્ય—ઇત્યાદિ સામર્થ્યોથી યુક્ત શરીરવાળા મનુષ્યોએ પણ શરીરને કોઇ પણ જાતના વ્યવસાયરહિત ધારણ કરી રાખવું, અને સ્વાર્થમાં દૃષ્ટિ ન રાખીને પરમાત્માનુંજ સ્મરણ કરતાં, ચક્ષુ ઇત્યાદિ ઇન્દ્રિયોના સદ્ભાવમાં પણ ભગવાન્ સિવાય, બીજા કોઇ પણ વિષયમાં ઇન્દ્રિય-વ્યાપાર ન કરવો, એ રીતિએ સશક્ત શરીરવાળા મનુષ્યોએ પણ રહેવું જોઇએ. ૫૪.

**અવતરણિકાઃ—**હવે સમુદ્રથી શીખેલી વાત કહે છેઃ—

**મુનિઃ પ્રસન્નગંભીરો, દુર્વિગાહ્યો દુરત્યયઃ ।**
**અનન્તપારો હ્યક્ષોભ્યઃ, સ્તિમિતોદ ઇવાર્ણવઃ ॥ ૫૫ ॥**

**ભાવાર્થઃ—**સમુદ્ર જેવી રીતે પ્રસન્ન—પ્રફુલ્લ—તથા ઊંડો, ઉલ્લંઘન કરવામાં અશક્ય તેમજ અપરિમેય—અંત—છેડા—રહિત, વિકારરહિત તથા કંપરહિત જલવાળો છે, તેવી રીતે સમુદ્ર જેવા ગુણસંપન્ન થઇને મુનિએ રહેવું જોઇએ. ૫૫.

**સમૃદ્ધકામો હીનો વા, નારાયણપરો મુનિઃ ।**
**નોત્સર્પેત ન શુષ્યેત, સરિદ્ભિરિવ સાગરઃ ॥ ૫૬ ॥**

**ભાવાર્થઃ—**વર્ષાઋતુમાં નદીઓના જલથી સમુદ્ર જેમ વૃદ્ધિ પામતો નથી, તથા ગ્રીષ્મઋતુમાં નદીઓના જલના અભાવે સુકાતો નથી, તેવી રીતે

વિવેકી મનુષ્યે પણ, પોતે નાના પ્રકારની સમૃદ્ધિઓથી યુક્ત થાય કે વિયુક્ત થાય, તોપણ તે સંબંધી કંઈ હર્ષ કે શોક કરવો નહીં. ૫૬.

**અવતરણિકાઃ**—ઇન્દ્રિયોના રૂપ, ગંધ, સ્પર્શ, શબ્દ અને રસ એ પાંચ વિષયો છે, તેમાં અનુક્રમે મોહ પામીને: પતંગ, ભ્રમર, ગજ, હરિણ અને મત્સ્ય એ જેમ નાશ પામે છે, તેવી રીતે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત જીવો પણ નષ્ટ થઇ જાય છે, તેથી દૃષ્ટાન્ત તથા શિક્ષા માટે પ્રથમ પતંગ વિષે કહે છેઃ—

**દૃષ્ટ્વા સ્ત્રિયં દેવમાયાં, તદ્ભાવૈરજિતેન્દ્રિયઃ ।**
**પ્રલોભિતઃ પતત્યન્ધે, તમસ્યગ્નૌ પતંગવત્ ॥ ૫૭ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે પતંગીયો, અગ્નિ, દીપ ઇત્યાદિને જોઇને તેના રૂપથી પ્રલોભિત થયેલો, તેમાં પડીને નાશ પામે છે, તેવી રીતે ઇશ્વરની માયાતુલ્ય, સુંદર સ્ત્રીને જોઇને તેના રૂપથી મુગ્ધ થનાર અજિતેન્દ્રિય પુરૂષ પણ ઘોર અંધકાર—નરક—માં પડે છે. ૫૭.

**અવતરણિકાઃ**—ઉપરોક્ત અર્થનુંજ ફરીને સૂચન કરે છે:—

**યોષિદ્ધિરણ્યાભરણામ્બરાદિ**
**દ્રવ્યેષુ માયારચિતેષુ મૂઢઃ ।**
**પ્રલોભિતાત્મા હ્યુપભોગબુદ્ધ્યા**
**પતંગવન્નશ્યતિ નષ્ટદૃષ્ટિઃ ॥ ૫૮ ॥**

**ભાવાર્થઃ**—ઇશ્વરે માયાથી રચેલાં સ્ત્રી, સુવર્ણ, ભૂષણ, તથા વસ્ત્રાદિરૂપ દ્રવ્ય, ઇત્યાદિમાં ભોગબુદ્ધિ કરીને, આસક્ત ચિત્તવાળો અને માયાથી મોહિત થએલો પુરુષ, પતંગીયાની માફક નાશ પામે છે. ૫૮.

**અવતરણિકાઃ**—ભ્રમરથી મેળવેલી શિક્ષા વિષે કહે છેઃ—

**સ્તોકં સ્તોકં ગ્રસેદ્ ગ્રાસં, દેહો વર્તેત યાવતા ।**
**ગૃહાનહિંસન્નાતિષ્ઠેદ્, વૃત્તિં માધુકરીં મુનિઃ ॥ ૫૯ ॥**

**ભાવાર્થઃ**—જેટલા આહારથી શરીરનો નિર્વાહ થાય, તેટલાથીજ સંતોષ માની, મુનિએ થોડું થોડું અન્ન આહાર તરીકે લેવું, અને માધુકરી–ભિક્ષા–વૃત્તિનો આશ્રય કરીને, બીજા ગૃહસ્થોને પીડા ન થાય, તેમ સ્વલ્પાહારથી ચલાવી લેવું: નહિતર અતિ લોભથી જેમ ભ્રમર સાયંકાલે પણ, કમલમાંથી ગંધ લેવાના લોભથી કમલમાં રહે છે, અને સૂર્યાસ્ત થવાથી કમલ બંધ થઈ જાય છે, અને પછી તેને મુંઝાવું પડે છે, તેવી રીતે મુનિનું પણ થાય છે તેથી ડાહ્યા પુરૂષે આવશ્યકતા ઉપરાંત જરાપણ સંગ્રહ કરવાની ઇચ્છા ન કરવી. ૫૯.

**અણુભ્યશ્ચ મહદ્ભ્યશ્ચ, શાસ્ત્રેભ્યઃ કુશલો નરઃ ।**
**સર્વતઃ સારમાદદ્યાત્, પુષ્પેભ્ય ઇવ ષટ્પદઃ ॥ ૬૦ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતે ભ્રમર નાનાં મોટાં પુષ્પોમાંથી સાર ગ્રહણ કરે છે, તેવી રીતે વિવેકી પુરુષે નાનાં મોટાં શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો. ૬૦.

**અવતરણિકાઃ**—મધમાખ્ખી પાસેથી મેળવવી શિક્ષાને કહે છેઃ—

**સાયન્તનં શ્વસ્તનં વા, ન સંગૃહ્ણીત ભિક્ષિતમ્ ।**
**પાણિપાત્રોદરામત્રો, મક્ષિકેવ ન સંગ્રહી ॥ ૬૧ ॥**
**સાયન્તનં શ્વસ્તનં વા, ન સંગૃહ્ણીત ભિક્ષુકઃ ।**
**મક્ષિકા ઇવ સંગૃહ્ણન્, સહ તેન વિનશ્યતિ ॥ ૬૨ ॥**

**ભાવાર્થ**:—યોગી પુરુષે ભિક્ષામાંથી મળેલા અન્નને, સાયંકાલ માટે અથવા આવતી કાલ માટે રાખી મૂકવું નહિ, પરંતુ હાથજ ભોજનનું પાત્ર, અને પેટજ અન્ન રાખવાનું પાત્ર છે, એમ સમજી સંગ્રહશીલ-વૃત્તિનો ત્યાગ કરવો, અને જેવી રીતે મધ એકઠું કરનાર માખી પોતાના ભવિષ્યને માટે સંગ્રહ કરે છે, તેમ ભિક્ષુકે પોતાના અન્નનો સંગ્રહ કરવો નહિ, અન્યથા મધની લાલસાવાળાઓના હાથે, જેમ મધસહિત માખીનો નાશ થાય છે તેમ ભિક્ષુકનો પણ નાશ થાય છે. ૬૧–૬૨.

**અવતરણિકા**:—હાથીથી પ્રાપ્ત થયેલી શિક્ષા વિષે કહે છે:—

**પદાઽપિ યુવતીં ભિક્ષુર્ન સ્પૃશેદ્દારવીમપિ ।**
**સ્પૃશન્ કરીવ બદ્ધ્યેત, કરિણ્યા અંગસંગતઃ ॥ ૬૩ ॥**

**ભાવાર્થ**:—યતિઓએ પગથી કાષ્ઠની બનેલી સ્ત્રીનો પણ સ્પર્શ કરવો નહીં, અગર સ્પર્શ કરે, તો હાથિણીના અંગસંગથી મોહિત થયેલો હાથી, જેમ બંધનમાં પડે છે, તેમ યતિ પણ સંસારના બંધનમાં પડે છે. ૬૩.

**નાધિગચ્છેત્ સ્ત્રિયં પ્રાજ્ઞઃ કર્હિચિન્મૃત્યુમાત્મનઃ ।**
**બલાધિકૈઃ સ હન્યેત, ગજૈરન્યૈર્ગજો યથા ॥ ૬૪ ॥**

**ભાવાર્થ**:—વિવેકી પુરુષ, કદિપણ સ્ત્રીના પાસે જવું નહિ, અર્થાત્ ભોગ્યબુદ્ધિથી તેમાં આસક્ત થવું નહિ, પણ તેને પોતાનું મૃત્યુજ સમજવું, અને જે સ્ત્રીમાં આસક્ત બુદ્ધિ રાખે તો જેમ હાથિણીમાં આસક્ત થયેલો હાથી, બલવાન્ હાથીઓથી નાશ પામે છે, તેમ તે પુરુષનો પણ નાશ થાય છે, માટે હાથીની દુર્દશા ધ્યાનમાં રાખી, વિવેકીએ સ્ત્રીસંગથી સદા દૂર રહેવું. ૬૪.

**અવતરણિકા:**—મધ હરણ કરનારા પાસેની શિક્ષા વિષે કહે છે:-

**ન દેયં નોપભોગ્યં ચ, લુબ્ધૈર્યદ્દુ:ખસંચિતમ્ ।**
**ભુંક્તે તદપિ તચ્ચાન્યો, મધુહેવાર્થવિન્મધુ ॥ ૬૫ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે મધમાખીઓએ એકઠા કરેલા મધને લઇજનાર પુરુષ પાસેથી, બીજા પુરુષો ધન આપી ખરીદે છે, તેવી રીતે લોભી પુરુષો, ન કોઇને આપી શકે છે, ન પોતે ભોગવી શકે છે, પણ દુ:ખ તથા પરકલેશથી સંચિત કરેલા તેના ધનને કોઇ બીજોજ મનુષ્ય ભોગવે છે, અગર તે બીજા માણસથી પણ ધનનો સારી રીતે ઉપયોગ ન થાય તો તેનાથી પણ અધિક બલવાન્ કોઇ ત્રીજોજ માણસ ભોગવે છે, માટે સંચયશીલ થવા કરતાં, વિવેકી પુરુષે ધનથી દાન અને ભોગનો આસ્વાદ લેવો. ૬૫,

**સુદુ:ખોપાર્જિતૈર્વિત્તૈરાશાસાનાં ગૃહાશિષ: ।**
**મધુહેવાગ્રતો ભુંક્તે, યતિર્વૈ ગૃહમેધિનામ્ ॥ ૬૬ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે મધનું હરણ કરનાર પુરુષ, મધમાખીઓની પહેલાંજ મધને ભોગવી લે છે, તેવીજ રીતે અત્યંત દુ:ખથી સંચિત કરેલા ધનથી વિષયભોગ ભોગવવાની ઇચ્છાવાળા ગૃહસ્થોની પહેલાંજ તે ભોગોને સંન્યાસી ભોગવે છે, અર્થાત્ પોતાના ખાસ ઉદ્યમ વિના ભોજનપ્રાપ્તિરૂપ વિદ્યા પણ મેં મધ હરણ કરનાર પાસેથી શીખી.* ૬૬.

---

* **यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ ।**
**तयोरन्नमदत्त्वा तु, भुक्त्वा चान्द्रायणं चरेत् ॥**

અર્થાત્ "યતિ-સંન્યાસી અને બ્રહ્મચારી એ બન્ને રસોઇથી પકવ થએલા અન્નના ખરા સ્વામી છે, એમને ન આપીને જે ગૃહસ્થ ખાય, તેણે પ્રાયશ્ચિત્ત માટે ચાન્દ્રાયણ વ્રત કરવું" એથી સંન્યાસીનો હક્ક સિદ્ધ થાય છે.

**અવતરણિકાઃ**—હરિણ પાસેથી પ્રાપ્ત કરેલ વિદ્યા વિષે કહે છેઃ—

**ગ્રામ્યગીતં ન શૃણુયાદ્, યતિર્વનચરઃ ક્વચિત્ ।**
**શિક્ષેતિ હરિણાદ્ બન્દ્રાન્, મૃગયોર્ગીતમોહિતાત્ ॥ ૬૭ ॥**

**ભાવાર્થઃ**—વનમાં વિચરનાર સંન્યાસીએ ગ્રામ્યગીતને કદિ સાંભળવું નહિ, અગર સાંભળવાનો મોહ રાખે, તો પારધિના ગીતથી મૃગ, જેવી રીતે બંધાય છે, તેવી રીતે સંન્યાસી પણ ગ્રામ્યગીતના શ્રવણથી બંધનને પ્રાપ્ત થાય છે. ૬૭.

**અવતરણિકાઃ**—ગ્રામ્યગીતોના સાંભળવાથી ઋષ્યશૃંગનું બન્ધન કહે છેઃ—

**નૃત્યવાદિત્રગીતાનિ જુષન્ ગ્રામ્યાણિ યોષિતામ્ ।**
**આસાં ક્રીડનકો વશ્ય, ઋષ્યશૃંગો મૃગીસુતઃ ॥ ૬૮ ॥**

**ભાવાર્થઃ**—ગ્રામ્ય સ્ત્રીઓનાં નૃત્ય, વાદિત્ર, ગીત ઇત્યાદિનું સેવન કરતાં મૃગીપુત્ર ઋષ્યશૃંગ ઋષિ, સ્ત્રીઓને ક્રીડાના સાધન–રમકડાં–તરીકે, આધીન થઇ ગયા હતા. ૬૮.

**અવતરણિકાઃ**—મીન–માછલાંથી પ્રાપ્ત થયેલી વિદ્યાને કહે છેઃ—

**જિહ્વયાઽતિપ્રમાથિન્યા, જનો રસવિમોહિતઃ ।**
**મૃત્યુમૃચ્છત્યસદ્બુદ્ધિર્મીનસ્તુ બડિશૈર્યથા ॥ ૬૯ ॥**

**ભાવાર્થઃ**—જેવી રીતથી મોહિત થયેલું માછલું, માંસલિપ્ત લોહકંટકોથી તે ખાવાની ઇચ્છાથી મૃત્યુને પામે છે, તેવી રીતે દુર્જય જિહ્વાના રસમાં આસક્ત, દુર્બુદ્ધિ મનુષ્યો પણ, મૃત્યુને પ્રાપ્ત થાય છે. ૬૯

**અવતરણિકા:**—જિહ્વાઇન્દ્રિયની દુર્જયતા કહે છે:—

**ઇન્દ્રિયાણિ જયન્ત્યાશુ, નિરાહારા મનીષિણઃ ।**
**વર્જયિત્વા તુ રસનં, તન્નિરન્નસ્ય વર્દ્ધતે ॥ ૭૦ ॥**

**ભાવાર્થ:**—ધીરપુરુષો, આહારરહિત થઇને ઇન્દ્રિયોને તુરત જીતી લે છે, પણ રસનેન્દ્રિયને જીતી શક્તા નથી, એ અન્ન ન ખાનારની જીભ, રસને માટે આતુર થાય છે, અર્થાત્ સર્વથા આહારત્યાગથી રસવૃત્તિ કાબૂમાં આવવાને બદલે અતિ આતુર થઇ જાય છે, તેથી રસાસક્તિના ત્યાગની ઔષધિરૂપે, સૂક્ષ્મ આહાર કરવો. ૭૦.

**તાવજ્જિતેન્દ્રિયો ન સ્યાદ્, વિજિતાન્યેન્દ્રિયઃ પુમાન્ ।**
**ન જયેદ્રસનં યાવજ્, જિતં સર્વં જિતે રસે ॥ ૭૧ ॥**

**ભાવાર્થ:**—બીજી ઇન્દ્રિયોને જીત્યા છતાં પણ પુરુષે જ્યાંસુધી જિહ્વા-ઇન્દ્રિયને જીતી નથી, ત્યાંસુધી જિતેન્દ્રિય થઇ શકતો નથી, એથી જીહ્વાને જીતવાથીજ સંપૂર્ણ ઇન્દ્રિયો વશમાં આવી શકે છે, અન્યથા નહીં. ૭૧.



# अथ "श्रीपिंगलागीतम्"

## ( અવધૂતગીતાન્તર્ગત. )

## અથ "શ્રીપિંગલાગીત" (ગીત ૮ મું)

**અવતરણિકાઃ**—અવધૂત યદુરાજા પ્રત્યે, પિંગલા નામની વેશ્યા પાસેથી શીખેલી વિદ્યા સંબંધી વાત કહે છેઃ—

**પિંગલા નામ વેશ્યાસીદ્, વિદેહનગરે પુરા ।**
**તસ્યા મે શિક્ષિતં કિંચિન્, નિબોધ નૃપનન્દન ! ॥ ૧ ॥**

**ભાવાર્થઃ**—આગલના વખતમાં મિથિલાપુરીમાં એક પિંગલા નામની વેશ્યા હતી. તેની પાસેથી મેં જે કંઈ જાણ્યું છે, તે હે રાજન્! તું મ્હારા પાસેથી સાંભળ. ૧.

**સા સ્વૈરિણ્યેકદા કાન્તં, સંકેતમુપનેષ્યતી ।**
**અભૂત્ કાલે બહિર્દ્વારિ, બિભ્રતી રૂપમુત્તમમ્ ॥ ૨ ॥**

**ભાવાર્થઃ**—એક સમયે, તે સ્વચ્છંદપણે વર્તનારી પિંગલા નામની વેશ્યા, કોઇ એક પુરુષને પોતાના રતિમંદિરમાં લઈ જવા માટે, સારી રીતે આભૂષણો ઇત્યાદિ ધારણ કરી, સાંજને વખતે ઘરના બારણા બહાર ઉભી રહી. ૨.

**માર્ગ આગચ્છતો વીક્ષ્ય, પુરુષાન્ પુરુષર્ષભ ! ।**
**તાન્ શુલ્કદાન્ વિત્તવતઃ, કાન્તાન્મેનેઽર્થકામુકા ॥ ૩ ॥**

**ભાવાર્થઃ**—હે પુરુષશ્રેષ્ઠ રાજન્! એ પ્રમાણે ધનની અભિલાષાથી આકુલ ચિત્તવાળી તે વેશ્યા, માર્ગમાં આવતા પુરુષોને જોઇને, તેમનેજ ધનવાન, ધન આપનાર તથા કામક્રીડા કરનાર માનવા લાગી. ૩.

**આગતેષ્વપયાતેષુ, સા સંકેતોપજીવિની ।**
**અપ્યન્યો વિત્તવાન્ કોઽપિ, મામુપૈષ્યતિ ભૂરિદઃ ॥ ૪ ॥**

**ભાવાર્થઃ**—આવેલા પુરુષો પાછા ગયા પછી પેલી સંકેતવૃત્તિથી આજીવિકા કરનારી વેસ્યા વિચાર કરવા માંડી કઃ—"વળી બીજો કોઈપણ ધનાઢ્ય પુરુષ, વિશેષ ધન આપનારો મ્હારી પાસે આવશે". ૪.

**એવં દુરાશયા ધ્વસ્તનિદ્રા દ્વાર્યવલમ્બિની ।**
**નિર્ગચ્છન્તી પ્રવિશતી, નિશીથં સમપદ્યત ॥ ૫ ॥**

**ભાવાર્થઃ**—આ પ્રમાણેની દુષ્ટ આશાથી, તે વેસ્યાની નિદ્રા ઉડી ગઈ, અને બારણાના બહારના ભાગમાં બેઠેલી તે વેસ્યા વારંવાર અંદર આવતી અને પાછી બહાર નીકળતી હતી, એમ કરતાં કરતાં મધ્યરાત્રી થઈ ગઈ. ૫.

**તસ્યા વિત્તાશયા શુષ્યદ્વક્ત્રાયા દીનચેતસઃ ।**
**નિર્વેદઃ પરમો જજ્ઞે, ચિન્તાહેતુઃ સુખાવહઃ ॥ ૬ ॥**

**ભાવાર્થઃ**—એ પ્રમાણે ધનની ઇચ્છાથી શુષ્ક મુખવાળી, અને દીન મનવાળી, તે વેસ્યાને, ચિન્તાથી ઉત્પન્ન થયેલી, પણ પરિણામે અતિ સુખકર ગ્લાનિ ઉત્પન્ન થઇ. ૬.

**તસ્યા નિર્વિણ્ણચિત્તાયા, ગીતં શૃણુ યથા મમ ।**
**નિર્વેદ આશાપાશાનાં, પુરુષસ્ય યથા હ્યસિઃ ॥ ૭ ॥**

**ભાવાર્થઃ**—વિરક્ત ચિત્તવાળી તે વેસ્યાએ, મનમાં ગ્લાનિ ધારણ કરી, જે કંઇ વચનો કહ્યાં, તે હે રાજન્! મ્હારી પાસેથી યથાર્થ રીતે તું સાંભળ! આશારૂપી પાશોથી બંધાયેલા મનુષ્યોને, નિર્વેદ–ગ્લાનિ–વૈરાગ્ય, તે બંધનોને કાપવા માટે એક તરવાર જેવો છે. ૭.

**ન હ્યંગાઽજાતનિર્વેદો, દેહબન્ધં જિહાસતિ ।**
**યથા વિજ્ઞાનરહિતો, મનુજો મમતાં નૃપ ! ॥ ૮ ॥**

**ભાવાર્થ**:—હે રાજન્! જે મનુષ્યને દેહ ઇન્દ્રિયાદિકથી "ઘણું ભોગવ્યું, એમાં કંઇ સાર નથી" એવી વૃત્તિરૂપ નિર્વેદ–ગ્લાનિ ન થાય તે દેહનાં બંધનોને છોડવા ઇચ્છતો નથી: જેવી રીતે વિજ્ઞાનરહિત–અવિવેકી મનુષ્ય, મમતાનો ત્યાગ કરી શકતો નથી; પરંતુ વિવેક થયા પછીજ મમતાને ત્યાગી શકે છે, તેવી રીતે વૈરાગ્ય થયા પછીજ શરીરનાં બંધનો છૂટી શકે છે. ૮.

## પિંગલોવાચ ।

**અહો મે મોહવિતતિં, પશ્યતાઽવિજિતાત્મનઃ ।**
**યા કાન્તાદસતઃ કામં, કામયે યેન બાલિશા ॥ ૯ ॥**

**ભાવાર્થ**:—પિંગલા ખિન્ન થઇને બોલવા લાગીઃ—અરેરે! પોતાનો આત્મા જેને વશમાં નથી, એવી જે હું તેના મોહનો વિસ્તાર તો જુઓ! કે જે મોહથી ભાન ભૂલેલી અને બાલક જેવી બુદ્ધિવાળી હું, તુચ્છ અને નશ્વર પુરુષો પાસેથી, ભોગ તથા ધન ઇત્યાદિની ઇચ્છા કરૂં છું! ૯.

**સન્તં સમીપે રમણં રતિપ્રદં**
**વિત્તપ્રદં નિત્યમિમં વિહાય ।**
**અકામદં દુઃખભયાદિશોક–**
**મોહપ્રદં તુચ્છમહં ભજેઽજ્ઞા ॥ ૧૦ ॥**

**ભાવાર્થ**:—આ અપરોક્ષ, અન્તર્યામી. નિરંતર પાસે રહેનારા અને શાશ્વત ધન તેમજ રતિનો આનંદ આપનાર, સાક્ષાત્ પરમેશ્વરનો

ત્યાગ કરીને, કામોને પૂર્ણ નહિ કરનાર, દુઃખ, ભય, શોક, મોહ ઇત્યાદિ આપનાર તુચ્છ પુરુષોનું હું સેવન કરૂં છું, કારણ કે હું તદ્દન અજ્ઞાન છું. ૧૦.

**અહો મયાત્મા પરિતાપિતો વૃથા**
**સાંકેત્યવૃત્ત્યાઽતિવિગર્હ્યવાર્તયા ।**
**સ્ત્રૈણાન્નરાદ્યાર્થતૃષોઽનુશોચ્યાત્**
**ક્રીતેન વિત્તં રતિમાત્મનેચ્છતી ॥ ૧૧ ॥**

**ભાવાર્થઃ**—અરેરે!!! હું સ્ત્રીલંપટ, લોભી, તથા શોક કરવા યોગ્ય પુરૂષને, મ્હારૂં શરીર વેચી, તેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખું છું, અને સંકેતની વૃત્તિરૂપ અતિ નીચ ધંધાવડે, હું મ્હારા અંતઃકરણને વૃથા સંતાપું છું. ૧૧.

**યદસ્થિભિર્નિર્મિતવંશવંશ્ય-**
**સ્થૂણં ત્વચા રોમનખૈઃ પિનદ્ધમ્ ।**
**ક્ષરન્નવદ્વારમગારમેતત્**
**વિણ્મૂત્રપૂર્ણં મદુપૈતિ કાઽન્યા ॥ ૧૨ ॥**

**ભાવાર્થઃ**—હાડકાંઓથી નિર્મિત, [1]વંશ, [2]વંશ્ય, [3]સ્થૂણ જેમાં છે, જે રોમ, નખો ઇત્યાદિથી આચ્છાદિત, તથા નવદ્વાર છિદ્રવાળું છે, તથા જે વિષ્ટા અને મૂત્રથી પરિપૂર્ણ છે તેવા આ પુરૂષશરીરને મ્હારા સિવાય બીજી કઇ સ્ત્રી, કાંતબુદ્ધિથી સેવે? ૧૨.

---

૧. વંશ—સ્તંભની ઉપર રાખેલો વાંકો અસ્થિરૂપ વાસ.

૨. વંશ્ય—પડખાંનાં હાડકાં.

૩. સ્થૂણ હાથ પગનાં હાડકાં.

સ્તંભ—શરીરની પીઠના ભાગમાંનું મોટું હાડકું.

**વિદેહાનાં પુરે હ્યસ્મિન્, અહમેકૈવ મૂઢધીઃ ।**
**યાઽન્યમિચ્છન્ત્યસત્યસ્માદાત્મદાત્કામમચ્યુતાત્ ॥ ૧૩ ॥**

**ભાવાર્થ**:—આ જ્ઞાની વિદેહ રાજાની નગરીમાં હુંજ એક મંદબુદ્ધિવાળી અને દુષ્ટ છું, કારણ કે હુંજ સ્વસ્વરૂપને આપનારા, અંતર્યામી, તથા અવિનાશી પરમાત્માનો ત્યાગ કરીને બીજાની ઈચ્છા કરૂં છું. ૧૩.

**સુહૃત્પ્રેષ્ઠતમો નાથ, આત્મા ચાયં શરીરિણામ્ ।**
**તં વિક્રીયાત્મનૈવાહં, રમેઽનેન યથા રમા ॥ ૧૪ ॥**

**ભાવાર્થ**:—આ આત્મસ્વરૂપી ઈશ્વર, સર્વ પ્રાણીઓના અતિ પ્રિય સ્વામી તથા મિત્ર છે, તેથી તેની સાથે દેહેન્દ્રિયાદિક સમર્પણ કરીને, જેવી રીતે લક્ષ્મી ઈશ્વર સાથે રમણ કરે છે, તેવી રીતે હું પણ રમણ કરીશ. ૧૪.

**અવતરણિકા**:—આ લોક, તેમજ પરલોકમાં પણ, આ આત્માથી જુદો, સેવા કરવા લાયક કોઈ દેવ નથી તે કહે છેઃ—

**કિયત્ પ્રિયં તે વ્યભજન્, કામા યે કામદા નરાઃ ।**
**આદ્યન્તવન્તો ભાર્યાયા, દેવા વા કાલવિદ્રુતાઃ ॥ ૧૫ ॥**

**ભાવાર્થ**:—જેટલા વિષયો, તથા વિષયોને આપનારા પુરૂષો છે, તે આદિ તથા અંતવાળા, અને કાલના મુખમાં પડેલા છે, તેથી તેઓ મ્હારૂં–સ્ત્રીનું શું પ્રિય કરી શકયા? કંઈપણ નહિ; તો ઈશ્વરજ સર્વશ્રેષ્ઠ અને કલ્યાણપ્રદ છે. ૧૫.

**નૂનં મે ભગવાન્પ્રીતો, વિષ્ણુઃ કેનાપિ કર્મણા ।**
**નિર્વેદોઽયં દુરાશાયા, યન્મે જાતઃ સુખાવહઃ ॥૧૬॥**

**ભાવાર્થ**:—પૂર્વજન્મના કોઇપણ સુકૃતથી, આજે ભગવાન્ વિષ્ણુ મ્હારા ઉપર પ્રસન્ન થયા છે, કારણ કે દુષ્ટ આશાવાળી એવી મને, આજે સુખ આપનાર નિર્વેદ–વૈરાગ્ય–ઉત્પન્ન થયો છે. ૧૬.

**મૈવં સ્યુર્મન્દભાગ્યાયાઃ, ક્લેશા નિર્વેદહેતવઃ ।**
**યેનાનુબન્ધં નિર્હૃત્ય, પુરુષઃ શમમૃચ્છતિ ॥૧૭॥**

**ભાવાર્થ**:—મ્હારૂં ભાગ્ય મંદ હોત, તો મને આ રીતે વૈરાગ્ય આપનારા ક્લેશો થાત નહીં, કે જે વૈરાગ્ય વડે, મનુષ્ય, ઘર વિગેરે સઘળા પરિવારને ત્યાગીને, શાંતિ પામે છે. ૧૭.

**તેનોપકૃતમાદાય, શિરસા ગ્રામ્યસંગતાઃ ।**
**ત્યક્ત્વા દુરાશાઃ શરણં, વ્રજામિ તમધીશ્વરમ્ ॥૧૮॥**

**ભાવાર્થ**:—તેથી પરમ કૃપાળુ ઇશ્વરે, આ વૈરાગ્યદાનરૂપી જે ઉપકાર કર્યો છે, તેને માથે ચઢાવી, પામર મનુષ્યોને યોગ્ય એવી દુષ્ટ આશાઓને છોડીને, તે સર્વેશ્વરનેજ શરણે હું જાઉં છું. ૧૮.

**સંતુષ્ટા શ્રદ્દધત્યેતદ્યથાલાભેન જીવતી ।**
**વિહરામ્યમુનૈવાહમાત્મના રમણેન વૈ ॥૧૯॥**

**ભાવાર્થ**:—હવેથી અતિ સંતુષ્ટ મનવાળી હું, આ આત્મસેવનના વિષયમાં શ્રદ્ધા રાખતી તથા જે કંઇ મળે તેનાથી આજીવિકા ચલાવતી

આત્મરૂપી રમણ-કાન્ત-ની સાથે જ હું રમણ-વિહાર-આનંદ-ક્રીડા કરીશ. ૧૯.

**સંસારકૂપે પતિતં, વિષયૈર્મુષિતેક્ષણમ્ ।**
**ગ્રસ્તં કાલાઽહિનાત્માનં, કોઽન્યસ્ત્રાતુમધીશ્વરઃ ॥ ૨૦ ॥**

**ભાવાર્થ**:—સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયોથી દૃષ્ટિરહિત થયેલા અને કાલરૂપી સર્પથી ગળવામાં આવેલા આ જીવાત્માનું રક્ષણ કરવા ભગવાન્ વિના બીજો કોણ સમર્થ છે? ૨૦.

**આત્મૈવ હ્યાત્મનો ગોપ્તા, નિર્વિદ્યેત યદાઽખિલાત્ ।**
**અપ્રમત્ત ઇદં પશ્યેદ્, ગ્રસ્તં કાલાહિના જગત્ ॥ ૨૧ ॥**

**ભાવાર્થ**:—જ્યારે જીવાત્મા આ સમસ્ત જગતને કાલરૂપી સર્પથી ગ્રસ્ત જુએછે ત્યારે તેથી સાવધાન થઇને, આલોક અને પરલોકના ભોગથી વિરક્ત થાય છે, અને ત્યારે જ પોતે પોતાનું રક્ષણ કરવા સમર્થ થાય છે. ૨૧.

**બ્રાહ્મણ ઉવાચ ।**

**એવં વ્યવસિતમતિર્દુરાશાં કાન્તતર્ષજામ્ ।**
**છિત્ત્વોપશમમાસ્થાય, શય્યામુપવિવેશ સા ॥ ૨૨ ॥**

**ભાવાર્થ**:—તે અવધૂત બ્રાહ્મણ યદુરાજા પ્રત્યે બોલ્યોઃ—હે રાજન્! તે પિંગલા વેશ્યા, ઉપર પ્રમાણે નિશ્ચય કરીને, જારની આશાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશાને કાપીને, શાંત થઇને શય્યામાં સુતી. ૨૨

**આશા હિ પરમં દુઃખં, નૈરાશ્યં પરમં સુખમ્ ।**
**યથા સંછિદ્ય કાન્તાશાં, સુખં સુષ્વાપ પિંગલા ॥૨૩॥**

**ભાવાર્થ**:—આ પિંગલા વેશ્યાની વાત ઉપરથી, મેં એ સાર ગ્રહણ કર્યો કે, આશા રહિત થવું, એજ પરમ સુખ છે, કારણકે પિંગલા, જારની આશા છોડી દીધા પછીજ સુખપૂર્વક સૂઇ શકી હતી. ૨૩.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે પિંગલો-પાખ્યાને અષ્ટમોઽધ્યાયઃ ।**



# अथ "श्रीअवधूतगीतम्"



## "અવધૂતગીત" (ચાલૂ)

### બ્રાહ્મણ ઉવાચ ।

**પરિગ્રહો હિ દુઃખાય, યદ્યત્ પ્રિયતમં નૃણામ્ ।**
**અનન્તં સુખમાપ્નોતિ, તદ્ વિદ્વાન્ યસ્ત્વકિંચનઃ ॥૧॥**

**ભાવાર્થ**:—હે રાજન્ ! મનુષ્યોને જે જે પ્રિય વસ્તુઓનો સંગ્રહ કરવાની વૃત્તિ છે, તેજ દુઃખપ્રદ છે, જે માટે મનુષ્ય પરિગ્રહ—સંગ્રહ—માં દુઃખ છે, એમ સમજી સંગ્રહરહિત રહે, તેજ અનન્ત સુખને પામે છે. ૧.

**અવતરણિકા**:—ઉપરના સિદ્ધાન્ત, એક ટીટોડાના દૃષ્ટાન્તથી સમજાવે છે—

**સામિષં કુરરં જઘ્નુર્બલિનો યે નિરામિષાઃ ।**
**તદામિષં પરિત્યજ્ય, સસુખં સમવિન્દત ॥ ૨ ॥**

**ભાવાર્થ**:—કોઇ એક ટીટોડો ચાંચમાં માંસનો પિંડ લઇને ઉડતો હતો, એટલામાં બીજા બલવાન્ ટીટોડાઓ જેમની પાસે માંસ ન હતું, તેઓ તેને મારવા લાગ્યા, એથી તે ટીટોડો માંસનો ત્યાગ કરીને સુખ પામ્યો હતો, તેવી રીતે પોતાની પાસે વસ્તુઓનો સંચય નહીં કરનાર મનુષ્ય, સુખ પામે છે. ૨

**અવતરણિકાઃ**—બાલકની પાસેથી શીખેલી વિદ્યા કહે છેઃ—

**ન મે માનાવમાનૌ સ્તો, ન ચિંતા ગેહપુત્રિણામ્ ।**
**આત્મક્રીડ આત્મરતિર્વિચરામીહ બાલવત્ ॥ ૩ ॥**

**ભાવાર્થઃ**—મને બાલકની પેઠે માન કે અપમાન જેવું કંઇપણ લાગતું નથી, તેમજ સ્ત્રી કે પુત્રવાળાઓની માફક ચિન્તા પણ નથી, પણ માત્ર પોતાના આત્મામાંજ ક્રીડા અને આનંદ માનતો હું બાલકની માફક, જગત્‌માં ફરૂં છું. ૩

**દ્વાવેવ ચિન્તયા મુક્તૌ, પરમાનન્દ આપ્લુતૌ ।**
**યો વિમુગ્ધો જડો બાલો, યો ગુણેભ્યઃ પરં ગતઃ ॥૪॥**

**ભાવાર્થઃ**—હે રાજન્! પરમ આનંદમાં નિમગ્ન, બે જ પ્રકારના મનુષ્યો ચિન્તાથી મુક્ત છે, એક તો, માન અપમાનને ન જાણનાર, ઉદ્યમરહિત-જડ-બાલક, અને બીજો ત્રિગુણ, અને ત્રિગુણાત્મિકા માયાથી પર થયેલો, અર્થાત્ તુરીય-ચતુર્થ-પદપ્રાપ્ત બ્રહ્મનિષ્ઠ મનુષ્ય. ૪

**અવતરણિકાઃ**—કુમારીથી શિક્ષિત વિદ્યા વિષે કહે છેઃ—

**ક્વચિત્ કુમારી ત્વાત્માનં, વૃણાનાન્ ગૃહમાગતાન્ ।**
**સ્વયં તાનર્હયામાસ ક્વાપિ યાતેષુ બન્ધુષુ ॥ ૫ ॥**

**ભાવાર્થઃ**—કોઇ એક કુમારી, પોતાનું સગપણ કરવા માટે આવેલા પુરૂષોનો ઘરનાં બીજાં માણસો કારણવશાત બહાર ગયેલાં હોવાથી, પોતેજ આદર સત્કાર કરવા માંડી. ૫

**તેષામભ્યવહારાર્થં, શાલીન્ રહસિ પાર્થિવ ! ।**
**અવઘ્નન્ત્યાઃ પ્રકોષ્ઠસ્થાશ્ચક્રુઃ શંખાઃ સ્વનં મહત્ ॥ ૬ ॥**

**ભાવાર્થ**:—હે રાજન્! તે કન્યા આવેલા અતિથિઓને જમાડવા માટે, એકાન્તમાં શાળ ખાંડવા માંડી, તે વખતે તેના હાથમાં પહેરેલી ચૂડીઓ બહુજ ખડખડાટ કરવા લાગી. ૬.

**સા તજ્જુગુપ્સિતં મત્વા, મહતી વ્રીડિતા તતઃ ।**
**બભંજૈકૈકશઃ શંખાન્, દ્વૌ દ્વૌ પાણ્યોરશેષયત્ ॥ ૭ ॥**

**ભાવાર્થ**:—એ પ્રમાણે હાથની ચૂડીઓના અવાજથી, અતિથિઓ એમ જાણે કે કન્યા પોતેજ શાળ ખાંડે છે, તો પોતાનાં માબાપને દરિદ્ર જાણે, અને તે ઘણું નિંદનીય ગણાય, એમ વિચારી અતિ બુદ્ધિમતી તે કુમારીએ, લજ્જાથી બન્ને હાથની ચૂડીઓને એક એક કરીને કાઢી નાખી, અને દરેક હાથમાં માત્ર બબ્બેજ ચૂડીઓ રહેવા દીધી. ૭

**ઉભયોરપ્યભૂદ્ ઘોષો, હ્યવઘ્નન્ત્યાઃ સ્મ શંખયોઃ ।**
**તત્રાઽપ્યેકં નિરભિદદ્, એકસ્માન્નાભવદ્ ધ્વનિઃ ॥ ૮ ॥**

**ભાવાર્થ**:—હાથમાં બાકી રહેલી બબ્બે ચૂડીઓનો પણ, શાળ ખાંડતી વખતે, ખડખડ અવાજ થવા લાગ્યો, એથી તે કન્યાએ, ફરીને પણ બન્ને હાથમાંથી એક એક ચૂડી કાઢી નાખી, અને પછી દરેક હાથમાં માત્ર એકજ ચૂડી રહી હોવાથી, અવાજ થતો બંધ રહ્યો. ૮.

**અન્વશિક્ષમિમં તસ્યા, ઉપદેશમરિંદમ ! ।**
**લોકાનનુચરન્નેતાઁલ્લોકતત્ત્વવિવિત્સયા ॥ ૯ ॥**
**વાસે બહૂનાં કલહો, ભવેદ્ વાર્તા દ્વયોરપિ ।**
**એક એવ ચરેત્તસ્માત્, કુમાર્યા ઇવ કંકણઃ ॥ ૧૦ ॥**

**ભાવાર્થ**:—હે યદુરાજા! લોકોનું તત્ત્વ જાણવાની ઇચ્છાથી ફરતાં ફરતાં મેં કુમારીનું આ ચરિત જોયું, અને તેમાંથી મેં નીચે પ્રમાણે ઉપદેશ ગ્રહણ કર્યો કે, "ઘણાંઓ એક સાથે રહેવાથી કલેશ થાય છે, અને બે જણાઓ સાથે રહેવાથી વાતચિત થાય છે, માટે યોગીએ તો, કુંવારી કન્યાનાં કંકણની માફક એકલાજ રહેવું યોગ્ય છે." ૯–૧૦.

**અવતરણિકા**:—બાણ બનાવનાર પાસેથી શિક્ષિત વિદ્યા વિષે કહે છે:—

**મન એકત્ર સંયુજ્યાજ્, જિતશ્વાસો જિતાસનઃ ।**
**વૈરાગ્યાઽભ્યાસયોગેન, ધ્રિયમાણમતન્દ્રિતઃ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ**:—યોગીએ, પ્રાણાયામાદિ અષ્ટાંગ યોગની ક્રિયાઓથી પ્રાણવાયુને નિયમમાં રાખીને, તથા લાંબો વખત સુધી, એકજ સ્થળે સ્થિરતાથી બેસવાની ક્રિયા કેળવીને, આલસ્ય રહિત થઈ, વૈરાગ્ય અને અભ્યાસરૂપી યોગના સાધન વડે મનને ધારણ કરી, એકજ સ્થાન પર લગાડવું. ૧૧

**અવતરણિકા**:—મનને એકાગ્ર કરી ક્યાં જોડવું તે કહે છે:—

**યસ્મિન્મનો લબ્ધપદં યદેતચ્-**
**છનૈઃ શનૈર્મુંચતિ કર્મરેણૂન્ ।**
**સત્ત્વેન વૃદ્ધેન રજસ્તમશ્ચ**
**વિધૂય નિર્વાણમુપૈત્યનિન્ધનમ્ ॥ ૧૨ ॥**

**ભાવાર્થ**:—જે પરમાત્મામાં સ્થિર પદની પ્રાપ્તિ કરેલું મન ધીમે ધીમે કર્મવાસનાઓને છોડી દે છે, તે પરમાત્મામાં મન લગાવી, વૃદ્ધિ

પામેલા સત્ત્વગુણ વડે, રજોગુણ અને તમોગુણને દૂર કરી, પ્રાકૃત ગુણ વિગેરે પદાર્થરહિત, તે યોગી પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત થઇ જાય છે. ૧૨

**તદૈવમાત્મન્યવરુદ્ધચિત્તો**
**ન વેદ કિંચિદ્ બહિરન્તરં વા ।**
**યથેષુકારો નૃપતિં વ્રજન્ત-**
**મિષૌ ગતાત્મા ન દદર્શ પાર્શ્વે ॥ ૧૩ ॥**

**ભાવાર્થ:**—બાણને ઠીક કરવામાં આત્માને જોડી દીધેલા આત્માવાળા બાણ કરનારે જેવી રીતે પોતાની પાસેથી જતા રાજાને સુદ્ધાં જોયો નહિ, તેવી રીતે આત્મામાંજ ચિત્તને રોકી દેનાર યોગી, બહાર કે અંદર, પરમાત્મા સિવાય બીજું કંઇપણ જાણતો નથી—અર્થાત્ મનની એકાગ્રતા, એ બાણ બનાવનાર પાસેથી હું શીખ્યો. ૧૩.

**અવતરણિકા:**—સર્પ પાસેથી શીખેલી વિદ્યા કહે છે:—

**એકચાર્યનિકેતઃ સ્યાદપ્રમત્તો ગુહાશયઃ ।**
**અલક્ષ્યમાણ આચારૈર્મુનિરેકોऽલ્પભાષણઃ ॥ ૧૪ ॥**

**ભાવાર્થ:**—મનુષ્યોથી શંકિત, એકલો જ વિચરનાર, નિયમથી એક સ્થાનમાં ન રહેનાર, સદા સાવધાન, એકાંતમાંજ નિવાસ કરનાર અને પોતાની ગતિને બીજાથી છૂપાવનાર, સર્પની માફક મુનિએ પણ મિત—આવશ્યક—ભાષણવાળા રહેવું જોઇએ. ૧૪.

**ગૃહારંભોऽતિદુઃખાય, વિફલશ્ચાધ્રુવાત્મનઃ ।**
**સર્પઃ પરકૃતં વેશ્મ, પ્રવિશ્ય સુખમેધતે ॥ ૧૫ ॥**

**ભાવાર્થ:**—ગૃહનો આરંભ કરવો, એ અતિ દુઃખપ્રદ છે, અને દેહ નાશવંત હોવાથી નિષ્ફળ છે, તેથી જેવી રીતે સર્પ, પોતાને માટે

ઘર કરતો નથી, પણ બીજાઓએ, કરેલા ઘરમાં રહીને સુખ ભોગવે છે, તેવી રીતે યોગીએ પણ બીજાના ઘરમાં રહી આયુષ્ય ગાળવું, પોતે ખાસ કોઇ ઉપાધિ ન સ્વીકારવી. ૧૫.

**અવતરણિકાઃ**—માત્ર ઇશ્વરથીજ વિશ્વની ઉત્પત્તિ અને સંહાર થાય છે, એ મેં ઊર્ણનાભિ-કરોળીઆ-ના દૃષ્ટાન્તથી નિશ્ચિત કર્યું છે, એ કહેવાના હેતુથી, પહેલાં સંહારનો પ્રકાર કહે છેઃ—

**એકો નારાયણો દેવઃ, પૂર્વસૃષ્ટં સ્વમાયયા ।**
**સંહૃત્ય કાલકલયા, કલ્પાન્ત ઇદમીશ્વરઃ ॥ ૧૬ ॥**
**એક એવાઽદ્વિતીયોઽભદાત્માધારોઽખિલાશ્રયઃ ।**
**કાલેનાત્માનુભાવેન, સામ્યં નીતાસુ શક્તિષુ ॥**
**સત્ત્વાદિષ્વાદિપુરુષઃ, પ્રધાનપુરુષેશ્વરઃ ॥ ૧૭ ॥**
**પરાવરાણાં પરમ, આસ્તે કૈવલ્યસંજ્ઞિતઃ ।**
**કેવલાઽનુભવાનન્દસન્દોહો નિરુપાધિકઃ ॥ ૧૮ ॥**

**ભાવાર્થઃ**—એકજ સર્વનિયન્તા દેવ ભગવાન્ નારાયણ પોતાની માયાવડે સરજેલા આ વિશ્વને, પોતાની કાલરૂપી શક્તિથી સમેટીને તથા પોતાની કાલાત્મશક્તિથી, કારણભૂત સત્ત્વગુણ આદિ શક્તિઓને પ્રધાનતત્ત્વમાં લીન કરીને, છેવટ એક, અદ્વિતીય-બીજાથી રહિત, પોતાનાજ આધારવાળા અને પોતાના અંશભૂત સમસ્ત પ્રાણીમાત્રના આધારભૂત આદિપુરુષ, પ્રધાનતત્ત્વ, અહંકારાદિ તથા જીવાત્માના પણ નિયન્તા, બ્રહ્માદિદેવ, તથા બીજા મુક્ત જીવોના પણ પરમ પ્રાપ્ય, પ્રાકૃત ઉપાધિ રહિત, સ્વયંપ્રકાશ, કેવલ જ્ઞાનાનન્દૈકસ્વરૂપ, કૈવલ્ય-પરમમોક્ષશબ્દવાચ્ય, કેવલ એકજ પરમાત્મરૂપે, કલ્પને અંતે અવશિષ્ટ રહે છે. ૧૬-૧૭-૧૮

**અવતરણિકાઃ**—એ પ્રમાણે ઈશ્વરથીજ અને ઈશ્વરમાંજ સંહાર બતાવી, હવે ઈશ્વરથીજ સૃષ્ટિ–ઉત્પત્તિ–થાય છે, તે દર્શાવે છેઃ—

**કેવલાત્માનુભાવેન, સ્વમાયાં ત્રિગુણાત્મિકામ્ ।**
**સંક્ષોભયન્ સૃજત્યાદૌ, તથા સૂત્રમરિંદમ ! ॥ ૧૯ ॥**

**ભાવાર્થઃ**—હે શત્રુઓનો નાશ કરનાર રાજન્! કેવલ પોતાના પ્રભાવથીજ ત્રિગુણાત્મિકા એવી પોતાની પ્રકૃતિમાં ક્ષોભ કરીને, તે પ્રકૃતિવડે પ્રથમ ક્રિયાશક્તિ પ્રધાનવાળા મહત્ તત્ત્વને પરમાત્મા રચે છે, મહત્ તત્ત્વમાં આ જગત્ ઓતપ્રોત રહેલું છે, તેથી તેને શાસ્ત્રોએ "સૂત્ર" એવું નામ આપ્યું છે. ૧૯.

**તામાહુસ્ત્રિગુણવ્યક્તિં, સૃજન્તીં વિશ્વતોમુખમ્ ।**
**યસ્મિન્ પ્રોતમિદં વિશ્વં, યેન સંસરતે પુમાન્ ॥ ૨૦ ॥**

**ભાવાર્થ**:—નાનાવિધ, ત્રિગુણાત્મક વિશ્વને અહંકારદ્વારા રચનાર સૂત્ર–મહત્ તત્ત્વ–નેજ ત્રણ ગુણોના કાર્યરૂપે કહે છે, કે જે આ સમષ્ટિના કારણરૂપે છે અને જેમાં આ સમસ્ત વિશ્વ ઓતપ્રોત થએલું છે, અને જેનાથી આ જીવાત્મા સંસારને પ્રાપ્ત થાય છે. ૨૦.

**યથોર્ણનાભિર્હૃદયાદૂર્ણાં સંતત્ય વક્ત્રતઃ ।**
**તયા વિહૃત્ય ભૂયસ્તાં, ગ્રસત્યેવં મહેશ્વરઃ ॥ ૨૧ ॥**

**ભાવાર્થ**:—જેવી રીતે કરોળીઓ પોતાના હૃદયમાંથી ઉત્પન્ન થતી જાળને, મુખદ્વારા ફેલાવીને, તે વડે સારી રીતે વિહાર કરીને પછી તેને ગળી જાય છે, તેવી રીતે પરમાત્મા પણ પોતેજ આ વિશ્વનો વિસ્તાર કરી, તેમાં વિહાર કરીને અંતમાં સંહાર કરે છે; એ એક કરોળીઆની માફક એનો વિલાસ અથવા વિલાસની ચેષ્ટા જ છે. ૨૧.

**અવતરણિકાઃ**—કીડાના દૃષ્ટાન્તથી મન જે જે વસ્તુમાં સતત લગાડવામાં આવે, તેના જેવુંજ તે મન થાય છે, તે સમજાવે છેઃ—

**યત્ર યત્ર મનો દેહી, ધારયેત્સકલં ધિયા ।**
**સ્નેહાદ્ દ્વેષાદ્ ભયાદ્ વાઽપિ, યાતિ તત્તત્સરૂપતામ્ ॥૨૨॥**

**ભાવાર્થઃ**—દેહધારી જીવ, બુદ્ધિપૂર્વક સ્નેહથી, અથવા દ્વેષથી, અથવા ભયથી કે ગમે તે રીતે પણ સમગ્ર મનને જે જે વસ્તુમાં ધારણ કરે તે તે વસ્તુનીજ સદૃશતા–સરખાપણા–ને તે પ્રાપ્ત થાય છે. ૨૨.

કીટઃ પેશસ્કૃતં ધ્યાયન, કુડ્યાં તેન પ્રવેશિતઃ ।
યાતિ તત્સાત્મતાં રાજન્!, પૂર્વરૂપમસંત્યજન ॥ ૨૩ ॥

**ભાવાર્થઃ**—હે રાજન્! ભમરી કીડાને પકડીને, પોતાના દરમાં પૂરી રાખે છે, તે કીડો ભમરીના ભયથી, તેનુંજ ધ્યાન કરતો કરતો ભમરીરૂપ થઇ જાય છે, અર્થાત્ પહેલાંના પોતાના શરીરને ન છોડીને પણ ભમરીના સદૃશરૂપ થઇ જાય છે, તો પછી બીજા દેહથી જે વસ્તુનું નિરંતર અનુધ્યાન હોય, તેની સરૂપતા પ્રાપ્ત થાય તેમાં આશ્ચર્ય શું? ૨૩

**અવતરણિકાઃ**—પોતાના શરીરથી લીધેલો ઉપદેશ કહે છેઃ—

**એવં ગુરુભ્ય એતેભ્ય, એષા મે શિક્ષિતા મતિઃ ।**
**સ્વાત્મોપશિક્ષિતાં બુદ્ધિં, શૃણુ મે વદતઃ પ્રભો ! ॥ ૨૪ ॥**

**ભાવાર્થઃ**—એ પ્રમાણે, હે રાજન્! મેં એટલા ગુરુઓ પાસેથી શીખીને મ્હારી બુદ્ધિને કેળવી છે, હવે ખાસ મ્હારા પોતાના શરીરથી જ શીખેલા ઉપદેશને તું સાંભળ. ૨૪.

**દેહો ગુરુર્મમ વિરક્તિવિવેકહેતુ-**
**ર્બિભ્રત્સ્મ સત્ત્વનિધનં સતતાત્યુદર્કમ્ ।**
**તત્ત્વાન્યનેન વિમૃશામિ યથા તથાપિ**
**પારક્યમિત્યવસિતો વિચરામ્યસંગઃ ॥ ૨૫ ॥**

**ભાવાર્થ:**—હે રાજન્! આ દેહ પણ મ્હારો ગુરુ છે, કારણકે આ દેહથી મને વૈરાગ્ય અને વિવેક ઉત્પન્ન થયાં છે, આ દેહ પીડાયુક્ત તેમજ સદા ઉત્પત્તિ તથા નાશવાળો છે, એ દેહથી, યથાર્થ તત્ત્વોનો વિચાર કરવાથી મને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, અને આ શરીર પારકૂંજ—નાશવંત છે, એમ જાણી હું સંગરહિત થઇને ફરૂં છું. ૨૫.

**જાયાત્મજાર્થપશુભૃત્યગૃહાપ્તવર્ગાન્**
**પુષ્ણાતિ યત્પ્રિયચિકીર્ષયા વિતન્વન્ ।**
**સ્વાન્તે સકૃચ્છ્રમવરુદ્ધધનઃ સદેહઃ**
**સૃષ્ટ્વાસ્ય બીજમવસીદતિ વૃક્ષધર્મા ॥ ૨૬ ॥**

**ભાવાર્થ:**—જેમાં માત્ર પ્રથમજ સુખ જોવામાં આવે છે, એવા ધનને, મોટા પરિશ્રમથી મનુષ્ય એકઠું કરીને, જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, નોકર, ઘર અને સગાંસંબંધીઓના વર્ગોને વધારે છે, તથા તેમનું પોષણ કરે છે, તે દેહ તો આયુષ્ય પુરૂં થાય કે નાશ પામે છે, માટે દેહમાં માત્ર દુઃખ ભોગવવા રૂપજ ફળ રહ્યું છે અને તે દેહ પડ્યા પછી પણ દુઃખનો છેડો આવતો નથી, કારણકે દેહ, વૃક્ષના જેવો છે, જેમ વૃક્ષ, બીજને ઉત્પન્ન કરી નાશ પામે છે, તેમ આ દેહ પણ પુરુષને માટે બીજા દેહનાં બીજરૂપી કર્મો સર્જીને પછી પોતે નાશ પામે છે. ૨૬.

**જિહ્વૈકતોઽમુમપકર્ષતિ કર્હિ તર્ષા**
**શિશ્નોઽન્યતસ્ત્વગુદરં શ્રવણં કુતશ્ચિત્ ।**
**ઘ્રાણોઽન્યતશ્ચપલદૃક્ ક્વ ચ કર્મશક્તિ-**
**ર્બહ્વ્યઃ સપત્ન્ય ઇવ ગેહપતિં લુનન્તિ ॥૨૭॥**

**ભાવાર્થ:**—જેવી રીતે એક પુરુષની ઘણી સ્ત્રીઓ, પોતાના એક સ્વામીને પોતપોતાના તરફ ખેંચે છે, તેવી રીતે આ દેહાભિમાની પુરુષને પણ એક તરફ જિહ્વા રસને માટે, પિપાસા—તરસ—જલને માટે, શિશ્ન—જનનેંદ્રિય—રતિને માટે, ચામડી સ્પર્શને માટે, પેટ અન્નને માટે, શ્રોત્રેંદ્રિય શબ્દશ્રવણને માટે, નાસિકા સુગંધને માટે, આંખ રૂપને માટે, એવી રીતે જ્ઞાનેન્દ્રિયો, તથા કર્મેન્દ્રિયો પણ પોતપોતાના વિષયોને માટે ખેંચી જાય છે. ૨૭.

**અવતરણિકા:**—એ પ્રમાણે શરીર નશ્વર અને અસાર હોવાથી વૈરાગ્ય અને વિવેકના કારણરૂપે છે, એમ પ્રતિપાદન કરી, હવે આ મનુષ્યશરીરની દુર્લભતા બતાવતાં, ઇશ્વરમાં પરમ નિષ્ઠા રાખવાનું કહે છે:—

**સૃષ્ટ્વા પુરાણિ વિવિધાન્યજયાત્મશક્ત્યા**
**વૃક્ષાન્સરીસૃપપશૂન્ ખગદંશમત્સ્યાન્ ।**
**તૈસ્તૈરતુષ્ટહૃદયઃ પુરુષં વિધાય**
**બ્રહ્માવલોકધિષણં મુદમાપ દેવઃ ॥ ૨૮ ॥**

**ભાવાર્થ:**—વિવિધ ક્રીડામાં તત્પર એવા પરમાત્મા, પોતાની શક્તિરૂપ પ્રકૃતિવડે જીવોના નિવાસસ્થાનભૂત વૃક્ષ, સર્પ, પશુ, પક્ષી,

મચ્છર, મત્સ્ય ઇત્યાદિ નાના પ્રકારનાં શરીરોને રચીને, તેમનાથી હૃદય સંતુષ્ટ ન થતાં, બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની પાત્રતા, અને બુદ્ધિવાળા આ પુરુષ-શરીરને સરજીને અતિ આનંદ પામ્યા, અર્થાત્ ચારે પુરુષાર્થના ધામરૂપ આ મનુષ્યદેહ અતિ દુર્લભ છે, તેથી તેને પામીને ઇશ્વરપર અનન્ય નિષ્ઠા રાખી તેનો સદુપયોગ કરી લેવો. ૨૮.

**લબ્ધ્વા સુદુર્લભમિદં બહુસંભવાન્તે**
**માનુષ્યમર્થદમનિત્યમપીહ ધીરઃ ।**
**તૂર્ણં યતેત ન પતેદનુમૃત્યુ યાવન્-**
**નિઃશ્રેયસાય વિષયઃ ખલુ સર્વતઃ સ્યાત્ ॥ ૨૯ ॥**

**ભાવાર્થ**:—ઘણા જન્મોને અંતે, સર્વ પુરુષાર્થના સાધનરૂપ આ મનુષ્યદેહને યત્નપૂર્વક પ્રાપ્ત કર્યા પછી, આ જન્મમાંજ જ્યાંસુધીમાં રોગાદિરૂપ વિપત્તિ ન આવે, ત્યાંસુધી ધૈર્યવાન્ પુરુષે, મોક્ષને માટે તુરત પ્રયાસ કરવો, કારણકે જન્મની સાથેજ આ દેહની પછવાડે મૃત્યુ લાગેલું છે, એથીજ આ દેહ અનિત્ય છે, પણ તેના અસ્તિત્વ અને સદુપયોગ વડે જે બ્રહ્મપ્રાપ્તિ-મુક્તિ-રૂપ અનન્ત લાભ મળે તેને મેળવવા પ્રયાસ કરવો જોઇએ. વિષયોનો ભોગ, તો બીજી બધી યોનિઓમાં મળે છેજ, માટે આ દુર્લભ મનુષ્યશરીરથી અનિત્ય લાભ લેવાનું છોડી, નિત્ય વસ્તુની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો. ૨૯.

**એવં સંજાતવૈરાગ્યો, વિજ્ઞાનાલોક આત્મનિ ।**
**વિચરામિ મહીમેતાં, મુક્તસંગોઽનહંકૃતિઃ ॥ ૩૦ ॥**

**ભાવાર્થ:**—એ પ્રમાણે ઘણા ગુરુઓ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી, વૈરાગ્ય પામેલો હું આત્મસાક્ષાત્કારરૂપ દીવો જેમાં છે, તેવા પોતાના જ આત્મસ્વરૂપમાં સ્થિત છું, અને અહંકાર તથા મમતારહિત થઈને આ પૃથ્વીમાં ફરૂં છું. ૩૦.

**અવતરણિકા:**—"એક ગુરુથી જ જ્ઞાનપ્રાપ્તિ થઇ શકે તો ઘણા ગુરુઓ શા માટે કરવા?" એમ કોઈ કહે તો તેના સમાધાનમાં કહે છેઃ—

**ન હ્યેકસ્માદ્ ગુરોર્જ્ઞાનં, સુસ્થિરં સ્યાત્સુપુષ્કલમ્ ।**
**બ્રહ્મૈતદદ્વિતીયં વૈ, ગીયતે બહુધર્ષિભિઃ ॥ ૩૧ ॥**

**ભાવાર્થ:**—હે રાજન્! એક જ ગુરુ પાસેથી સુંદર, સ્થિર અને પુષ્કળ જ્ઞાન થતું નથી, કારણકે આ સર્વવિલક્ષણ પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ, ઋષિઓ ઘણા પ્રકારથી કરે છે, તેથી બધા પ્રકારથી જ્ઞાત થઇને જ મનુષ્ય સ્થિર જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. ૩૧.

## શ્રી ભગવાનુવાચ ।

**ઇત્યુક્ત્વા સ યદું વિપ્રસ્તમામંત્ર્ય ગભીરધીઃ ।**
**વન્દિતોઽભ્યર્થિતો રાજ્ઞા, યયૌ પ્રીતો યથાગતમ્ ॥ ૩૨ ॥**

**ભાવાર્થ:**—શ્રી ભગવાન્ બોલ્યા:-હે ઉદ્ધવ! તે ગંભીર બુદ્ધિવાળો બ્રાહ્મણ યદુરાજાને એ પ્રમાણે ઉપદેશ આપીને, તેની પાસેથી આજ્ઞા લઇ, તેની કરેલી પૂજા અને નમસ્કારનો સ્વીકાર કરી, જેવી રીતે અનાયાસે આવી ચઢ્યો હતો, તેવી જ રીતે તે સ્થાનથી ચાલ્યો ગયો. ૩૨.

**અવતરણિકા:**—અવધૂતના ઇતિહાસનો ઉપસંહાર કરે છેઃ—

અવધૂતવચ: શ્રુત્વા, પૂર્વેષાં ન: સ પૂર્વજ: ।
સર્વસંગવિનિર્મુક્ત:, સમચિત્તો બભૂવ હ ॥ ૩૩ ॥

**ભાવાર્થ**:—હે ઉદ્ધવ ! એ પ્રમાણે અવધૂતનાં વચનો સાંભળીને અમારા પૂર્વજોના પણ પૂર્વજ—મૂલપુરુષ—તે વૃદ્ધ યદુ મહારાજ- ધન-પુત્રાદિકની આસક્તિથી નિર્મુક્ત થઈ, સર્વમાં સમચિત્તવાળા અર્થાત્ બ્રહ્મદર્શી થઈ ગયા. ૩૩.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે, મહાપુરાણે, એકાદશસ્કંધે, ભગવદુદ્ધવ-સંવાદે અવધૂતગીતે નવમોઽધ્યાય: ।



## ॥ अथ श्रीकदर्यगीतम् ॥

### અથ "શ્રી કદર્યગીત" (ગીત ૯ મું).

### શ્રીમદ્ ભાગવત એકાદશ સ્કન્ધ, અધ્યાય ૨૩ મો, શ્લોક ૪૩ થી ૬૨.

**અવતરણિકા (પૂર્વસંબંધ):**—ભગવાન્ શ્રીકૃષ્ણે સ્વધામ પધારવા પહેલાં, પોતાનાજ શરીરરૂપ તત્ત્વોપદેશ ઉદ્ધવ પ્રત્યે કર્યો છે, તે ઉદ્ધવ અને ભગવાન્ શ્રીકૃષ્ણનો સંવાદ અને રહસ્યમય ઉપદેશ લગભગ ભાગવતના આખા અગ્યારમા સ્કંધમાં છે, તેમાંથી આપાણું આ પ્રસ્તુત ગીત કહેવાનો ભગવાનનો ઉદ્દેશ મનુષ્યે લોકોના તિરસ્કારો તથા નિન્દાનાં વચનો કેમ સહન કરવાં, તે શિખવવાનો છે, તેથી એક ભિક્ષુકના દૃષ્ટાન્તથી, તે ભિક્ષુકને મુખેથી જ ગવાએલા તત્ત્વજ્ઞાનના સુંદર શ્લોકોનો આવી રીતે ઉપક્રમ કરે છે:—

### શ્રી ભગવાનુવાચ ।

(બાર્હસ્પત્ય ! સ વૈ નાત્ર, સાધુર્વૈ દુર્જનેરિતૈઃ ।
દુરુકતૈર્ભિન્નમાત્માનં, યઃ સમાધાતુમીશ્વરઃ ॥ ૧ ॥

ન તથા તપ્યતે વિદ્ધઃ, પુમાન્બાણૈઃ સુમર્મગૈઃ ।
યથા તુદન્તિ મર્મસ્થા, હ્યસતાં પરુષેષવઃ ॥ ૨ ॥

કથયન્તિ મહત્પુણ્યમિતિહાસમિહોદ્ધવ ! ।
તમહં વર્ણયિષ્યામિ, નિબોધ સુસમાહિતઃ ॥ ૩ ॥

**ભાવાર્થ:**—શ્રી ભગવાન્ બોલ્યા:-હે બૃહસ્પતિના શિષ્ય ઉદ્ધવ! દુર્જનોએ કહેલાં દુષ્ટ વચનોથી ભેદાઇ ગયેલા પોતાના અંતઃકરણને શાંત કરવાને સમર્થ એવો કોઇપણ પુરૂષ આ જગત્માં નથી, કારણકે મર્મસ્થાનમાં લાગેલાં નીચ પુરૂષોનાં વચનરૂપી બાણથી જે પીડા થાય છે, તે પીડા શરીરના કોમળ ભાગોને વીંધનાર બાણોથી પણ થતી નથી અર્થાત્ બાણોની પીડાથી પણ વિશેષ છે. અને તેથી લોકોનાં દુષ્ટ વચનો સાંભળી, મનનું સમતોલપણું જાળવી રાખનાર વ્યક્તિ, અપવાદરૂપે કોઈ વિરલ જ હોય છે, તે પ્રસંગમાં અતિ પુણ્યપ્રદ એવો જુનો ઇતિહાસ હું કહું છું, તે તું સાવધ થઇને સાંભળ:—

× × × × × ×

એ પ્રમાણે શરૂઆત કરી, અવન્તી દેશમાં રહેનાર કોઈ એક બ્રાહ્મણનો પૂર્વ ઇતિહાસ વિગેરે કહ્યો અને આખરે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી લોકો તરફથી દુઃખ સહન કરવા છતાં પણ તેનાં વચનો કેવાં હતાં તે નીચેના વિશ શ્લોકમાં જણાવે છે. તે બ્રાહ્મણનો પૂર્વ ઇતિહાસ જિજ્ઞાસુઓએ ભાગવતમાંથી જોઇ લેવો.

## દ્વિજ ઉવાચ ।

**નાયં જનો મે સુખદુઃખહેતુ-**
**ર્ન દેવતાત્મા ગ્રહકર્મકાલાઃ ।**
**મનઃ પરં કારણમામનન્તિ**
**સંસારચક્રં પરિવર્તયેદ્યત્ ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—ભિક્ષુક બ્રાહ્મણ બોલ્યો:—આ લોકનાં મનુષ્યો, દેવતાઓ આત્મા, ગ્રહ, કર્મ, અથવા કાલ એ કોઇપણ મને સુખ દુઃખ

આપનારાં નથી, સુખ દુઃખનું કારણ તો, એક મનજ કહેવાય છે, કે જે મન આ સંસારરૂપી ચક્રને ફેરવ્યા કરે છે. ૧

**અવતરણિકાઃ**—મન, સંસારચક્રનું ચાલન, કેવા પ્રકારે કરે છે, તે કહે છેઃ—

**મનો ગુણાન્વૈ સૃજતે બલીયસ્-**
**તતશ્ચ કર્માણિ વિલક્ષણાનિ ।**
**શુક્લાનિ કૃષ્ણાન્યથ લોહિતાનિ**
**તેભ્યઃ સવર્ણાઃ સૃતયો ભવન્તિ ॥ ૨ ॥**

**ભાવાર્થઃ**—અતિ બલવાન્ મન, ગુણોની વૃત્તિઓને ઉત્પન્ન કરે છે, અને તે ગુણોથી સાત્ત્વિક, રાજસિક, અને તામસિક એમ વિલક્ષણ કર્મો થાય છે, અને તે કર્મોને અનુરૂપ, દેવ, પશુ, પક્ષી, મનુષ્ય ઇત્યાદિ યોનિઓમાં આત્માની ગતિ થાય છે. ૨

**અવતરણિકાઃ**—"ત્યારે મનનેજ આ સંસાર છે, આત્માને કંઇ પણ નથી" એવા પ્રશ્નના સમાધાનમાં કહે છેઃ—

**અનીહ આત્મા મનસા સમીહતા**
**હિરણ્મયો મત્સખ ઉદ્વિચષ્ટે ।**
**મનઃ સ્વલિંગં પરિગૃહ્ય કામાન્**
**જુષન્નિબદ્ધો ગુણસંગતોઽસૌ ॥ ૩ ॥**

**ભાવાર્થઃ**—ઈશ્વર ક્રિયા કરતાં, મનની સાથે નિયન્તા રૂપે રહે છે, છતાં પણ તે ક્રિયાના સંગથી રહિત છે, જ્ઞાનમૂર્તિ છે, અને જીવના

નિયન્તા છે. તે કેવળ અખંડ જ્ઞાન વડે સર્વને જોયા કરે છે, અને પોતામાં સંસારને દેખાડનાર મનને, પોતારૂપ માનીને જીવાત્મા વિષયોનો ઉપભોગ કરે છે, અને તેમના સંગથી બંધાય છે, અર્થાત્ અવિદ્યાથી મનના અધ્યાસ–અસત્ય–માં સત્ય નિરૂપણ–વડે જીવને સંસાર છે, પરંતુ સ્વતઃ નથી. અવિદ્યારહિત જીવ–સંસાર રહિત એટલે ઈશ્વર જ છે; જ્યારે અવિદ્યાસહિત જીવને સંસાર છે. એ બધું વિદ્યા અને અવિદ્યાના અધિષ્ઠાન મનનું કારણ છે. ૩.

**દાનં સ્વધર્મો નિયમો યમશ્ચ,**
**શ્રુતં ચ કર્માણિ ચ સદ્વ્રતાનિ।**
**સર્વે મનોનિગ્રહલક્ષણાન્તાઃ,**
**પરો હિ યોગો મનસઃ સમાધિઃ ॥ ૪ ॥**

**ભાવાર્થ:**—દાન, સ્વધર્મ, નિયમ, યમ, વેદ, સારાં કર્મો અને સારાં વ્રતો, આ સર્વનું લક્ષ્ય મનને વશ કરવાનું જ છે, કારણકે મનનો નિગ્રહ એજ ઉત્તમ સમાધિ છે. ૪.

**સમાહિતં યસ્ય મનઃ પ્રશાન્તં,**
**દાનાદિભિઃ કિં વદ તસ્ય કૃત્યમ્ ।**
**અસંયતં યસ્ય મનો વિનશ્યદ્,**
**દાનાદિભિશ્ચેદપરં કિમેભિઃ ॥ ૫ ॥**

**ભાવાર્થ:**—જેનું મન અત્યંત શાંત તથા વશ થયેલું હોય, તેને દાન ઇત્યાદિ કરવાનું શું પ્રયોજન? અને વળી જેનું મન વશ ન થવાથી ચંચળ હોય તેને પણ દાનાદિથી શો લાભ તે કહો? ૫.

મનોવશેઽન્યે હ્યભવં સ્મ દેવા,
મનશ્ચ નાન્યસ્ય વશં સમેતિ ।
ભીષ્મો હિ દેવઃ સહસઃ સહીયાન્
યુંજ્યાદ્ વશે તં સ હિ દેવદેવઃ ॥ ૬ ॥

**ભાવાર્થ:**—બીજી ઇન્દ્રિયોના જયમાં વિશેષ ફળ નથી, કારણકે બધી દેવતાઓ મનને વશ છે, પરંતુ મન કોઇને પણ વશ નથી, મન જ બલવાન્થી પણ બલવાન્ અને ભયંકર દેવ છે, માટે જે મનને વશ કરે, તે દેવનો પણ દેવ છે. ૬.

તં દુર્જયં શત્રુમસહ્યવેગ-
મરુંતુદં તન્ન વિજિત્ય કેચિત્ ।
કુર્વન્ત્યસદ્વિગ્રહમત્ર મર્ત્યૈ-
ર્મિત્રાણ્યુદાસીનરિપૂન્ વિમૂઢાઃ ॥ ૭ ॥

**ભાવાર્થ:**—તે જિતી શકાય નહીં તેવા અસહ્ય વેગવાળા, અને મર્મસ્થાનમાં પીડા કરનારાં, દુર્જય મનને જિત્યા વિના કેટલાએક મૂઢ લોકો આ સંસારમાં મનુષ્યોની સાથે મિથ્યા કલેશ કરે છે, અને મનુષ્યોમાં મિત્રો, ઉદાસીનો તથા શત્રુઓ કરે છે. ૭.

દેહં મનોમાત્રમિમં ગૃહીત્વા,
મમાહમિત્યંધધિયો મનુષ્યાઃ ।
એષોઽહમન્યોઽયમિતિ ભ્રમેણ,
દુરન્તપારે તમસિ ભ્રમન્તિ ॥ ૮ ॥

**ભાવાર્થ**:—તથા આ દેહ, જે માત્ર મનથીજ કલ્પેલો છે, તેને અંધબુદ્ધિના મનુષ્યો, પોતાનો માનીને, "આ હું, અને આ બીજો" એવા ભ્રમથી, અનન્ત અંધકારવાળા આ સંસારરૂપી સમુદ્રમાં ભટક્યા કરે છે. ૮

**જનસ્તુ હેતુઃ સુખદુઃખયોશ્ચેત્,**
**કિમાત્મનશ્ચાત્ર હ ભૌમયોસ્તત્ ।**
**જિહ્વાં ક્વચિત્સંદશતિ સ્વદદ્ભિ-**
**સ્તદ્વેદનાયાં કતમાય કુપ્યેત્ ॥ ૯ ॥**

**ભાવાર્થ**:—માત્ર મનજ સુખદુઃખનું કારણ છે. જો મનુષ્ય સુખદુઃખનું કારણ હોય, તો તેમાં આત્માને શું? કારણકે સુખદુઃખનો ભોક્તા કે કર્તા આત્મા નથી; વળી એક શરીર બીજા શરીરને દુઃખ આપીને પોતે સુખી થાય, તો તેમાં પૃથ્વીના વિકારભૂત શરીરોને સુખ-દુઃખ થાય, આત્માને શું? દષ્ટાંતમાં કોઇવાર પોતાના દાંતો વડે પોતાની જીભ કચરાઇ જાય, તો તે વેદના માટે મનુષ્યે કોના ઉપર કોપ કરવો? ૯.

**દુઃખસ્ય હેતુર્યદિ દેવ તાસ્તુ,**
**કિમાત્મનસ્તત્ર વિકારયોસ્તત્ ।**
**યદંગમંગેન નિહન્યતે ક્વચિત્,**
**ક્રુધ્યેત કસ્મૈ પુરુષઃ સ્વદેહે ॥ ૧૦ ॥**

**ભાવાર્થ**:—જો દેવતાઓ દુઃખનું કારણ હોય, તો તેમાં આત્માને શું? એક પુરૂષના હાથે બીજાના મોઢાને તમાચો માર્યો, અને બીજાના મોઢાએ ત્રીજાને બચકું ભર્યું, આ રીતે વિકારી એવા હાથના દેવતા

ઈંદ્ર, અને મુખના દેવતા અગ્નિને ક્લેશ થયો, અને વિચાર કરતાં તો તે દેવતાઓને પણ ક્લેશ નથી, કારણકે દેવતાઓ તો સર્વના દેહમાં એકજ હોય છે, માટે તેમના ઉપર પણ ક્રોધ કરવો ઉચિત નથી, તેમજ પોતાના શરીરમાં એક અંગ બીજા અંગને પ્રહાર કરે, તો તેમાં મનુષ્યે કોના ઉપર કોપ કરવો? ૧૦.

**આત્મા યદિ સ્યાત્ સુખદુ:ખહેતુ:,**
**કિમન્યતસ્તત્ર નિજસ્વભાવ: ।**
**નહ્યાત્મનોઽન્યદ્યદિ તન્મૃષા સ્યાત્,**
**ક્રુધ્યેત કસ્માન્ન સુખં ન દુ:ખમ્ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ:**—આત્માને, અગર સુખદુ:ખનું કારણ માનીએ, તો સુખદુઃખ, માત્ર પોતાનો સ્વભાવજ ઠરે, જ્યારે તે પોતાનો સ્વભાવજ ઠર્યો, ત્યારે બીજાથી કંઇ થતું નથી, આત્માથી જુદી વસ્તુ કોઇ નથી અને હોય, તો તે મિથ્યા જાણવી; જ્યારે આત્મા સિવાયની બીજી બધી વસ્તુઓ મિથ્યા છે, ત્યારે સુખદુઃખ અને તેનાં નિમિત્તો પણ મિથ્યા ઠર્યાં, તેથી શા માટે કોપ કરવો જોઇએ? સુખ કે દુઃખ વાસ્તવિકમાં કંઇ પણ છેજ નહિ. ૧૧

**ગ્રહા નિમિત્તં સુખદુ:ખયોશ્ચેત્,**
**કિમાત્મનોઽજસ્ય જનસ્ય તે વૈ ।**
**ગ્રહૈર્ગ્રહસ્યૈવ વદન્તિ પીડાં,**
**ક્રુધ્યેત કસ્મૈ પુરુષસ્તતોઽન્ય: ॥ ૧૨ ॥**

**ભાવાર્થ:**—ગ્રહોને સુખદુઃખનું કારણ માનીએ, તોપણ તેમાં આત્માને શું લાગે વળગે? કારણ કે ગ્રહોનો સંબંધ જન્મધારી દેહને છે, જ્યારે આત્મા તો જન્મરહિત છે. વળી જ્યોતિષીઓ કહે છે કે,—ગ્રહોની પરસ્પર દૃષ્ટિ પડવાથી ગ્રહપીડા થાય છે, પણ ગ્રહોની દૃષ્ટિથી અગમ્યને પીડા થતી નથી, તો તે પ્રમાણે ગ્રહોથી અગોચર એવા આ આત્માને શું છે? ગ્રહોની પીડા તો તે લગ્નમાં ઉત્પન્ન થયેલા શરીરને છે, આત્માને નથી, તો કોના ઉપર ક્રોધ કરવો? ૧૨

**કર્માઽસ્તુ હેતુઃ સુખદુઃખયોશ્ચેત્,**
**કિમાત્મનસ્તદ્ધિ જડાજડત્વે ।**
**દેહસ્ત્વચિત્ પુરુષોઽયં સુપર્ણઃ,**
**ક્રુધ્યેત કસ્મૈ નહિ કર્મમૂલમ્ ॥ ૧૩ ॥**

**ભાવાર્થ:**—કર્મોને સુખદુઃખનું કારણ માની લઇએ તો તેમાં પણ આત્માને શું? આત્માને કર્મની સાથે જરા પણ સંબંધ નથી, કારણકે જે વસ્તુમાં જડપણું અને ચેતનપણું હોય, તેનાથી કર્મની ઉત્પત્તિ સંભવે છે; જડ વિકારી હોય છે, અને ચૈતન્ય હિતાહિત જાણનાર હોય છે, માટે દેહ, વિકારી હોવાથી કર્મ કર્તા ઠરશે પરંતુ તે જડ છે, માટે તેમાં હિતાહિત જાણનારપણું નથી તેથી તે પણ કર્મકર્તા ઠરતો નથી, તેમ આત્મા હિત જાણનાર છે, પરંતુ વિકારી નથી, તેથી તે પણ કર્મકર્તા ઠરતો નથી, એ પ્રમાણે કર્મોજ સુખદુઃખનાં કારણ છે, એમ સિદ્ધ થતું નથી, તો પુરૂષે કોના ઉપર કોપ કરવો? ૧૩.

**કાલસ્તુ હેતુઃ સુખદુઃખયોશ્ચેત્,**
**કિમાત્મનસ્તત્ર તદાત્મકોઽસૌ ।**
**નાગ્નેર્હિ તાપો ન હિમસ્ય તત્ સ્યાત્,**
**ક્રુદ્ધ્યેત કસ્મૈ ન પરસ્ય દ્વન્દ્વમ્ ॥ ૧૪ ॥**

**ભાવાર્થઃ**—કાલ, જો સુખદુઃખનું કારણ હોય, તો પણ તેમાં આત્માને શું? કારણકે કાલ એ આત્માનો એક અંશ જ છે, માટે જેવી રીતે અગ્નિને પોતાનો તાપ, તથા હિમને પોતાની શીતળતા લાગે નહીં, તેવી રીતે કાલ જે આત્માનો એક અંશ છે, તેનાથી થતાં સુખદુઃખ પણ આત્માને પીડા કરી શકે નહીં, આત્મા સર્વ વસ્તુથી ભિન્ન છે, તે સુખદુઃખાદિનાં જોડકાંઓથી મુક્ત છે, તો પછી કોના ઉપર ક્રોધ કરવો? ૧૪.

**ન કેનચિત્ક્વાપિ કથંચનાસ્ય,**
**દ્વન્દ્વોપરાગઃ પરતઃ પરસ્ય ।**
**યથાઽહમઃ સંસૃતિરૂપિણઃ સ્યાત્,**
**એવં પ્રબુદ્ધો ન બિભેતિ ભૂતૈઃ ॥ ૧૫ ॥**

**ભાવાર્થઃ**—લોક, દેવતા, આત્મા, ગ્રહ, કર્મ, અને કાલ એ છ સુખદુઃખનાં કારણો ઉપરાંત, બીજાં પણ આત્માને સુખદુઃખનાં કારણો છે, આમ કોઈ માને તો પણ આત્માને કોઇપણ કાલે કે કોઇપણ દેશમાં કોઇપણ રીતે સુખદુઃખનો સંબંધ નથી, કારણ કે તે પ્રકૃતિથી પર છે; સુખ કે દુઃખ એ સર્વ મિથ્યા પ્રપંચને લઇનેજ થાય છે, એમ જે જાણે છે, તે મનુષ્ય નાના પ્રકારના ભૌતિક પદાર્થોથી ભય પામતો નથી. ૧૫.

**એતાં સ આસ્થાય પરાત્મનિષ્ઠા-**
**મધ્યાસિતાં પૂર્વતમૈર્મહર્ષિભિઃ ।**
**અહં તરિષ્યામિ દુરન્તપારં,**
**તમો મુકુન્દાંઘ્રિનિષેવયૈવ ॥ ૧૬ ॥**

**ભાવાર્થ**:—આ પ્રમાણે પ્રાચીન કાલના મહર્ષિઓએ આશ્રય કરેલી બ્રહ્મનિષ્ઠાનો આશ્રય કરીને, જે મનુષ્ય મનમાં ભાવના કરે કે "હું મુકુન્દ ભગવાનનાં ચરણની સેવાથીજ ઘણા કષ્ટથી પાર પમાય તેવા સંસારરૂપ સમુદ્રને તરી જઇશ" તો તે મનુષ્ય પણ પેલા ભિક્ષુકની માફક, મ્હારી ગતિને પામે છે. ૧૬.

**શ્રી ભગવાનુવાચ ।**

**નિર્વિદ્ય નષ્ટદ્રવિણો ગતક્લમઃ,**
**પ્રવ્રજ્ય ગાં પર્યટમાન ઇત્થમ્ ।**
**નિરાકૃતોઽસદ્ભિરપિ સ્વધર્મા-**
**દકમ્પિતોઽમું મુનિરાહ ગાથામ્ ॥ ૧૭ ॥**

**ભાવાર્થ**:—શ્રીભગવાન્ બોલ્યાઃ—એ પ્રમાણે નિર્ધન થયેલો અને વિરક્ત થવાથી શ્રમરહિત થયેલો, તે બ્રાહ્મણ, સંન્યાસ લઇને, શાસ્ત્રનાં તત્ત્વોનું ચિંતન કરતો કરતો પૃથ્વી ઉપર ફરતો હતો, અને માર્ગમાં લોકોએ બહુ પ્રકારે દુઃખ દીધા છતાં પણ, સ્વધર્મમાંથી જરાપણ ડગ્યા વિના, નિચેની ગાથાઓ ગાવા લાગ્યો. ૧૭.

**સુખદુઃખપ્રદો નાન્યઃ, પુરુષસ્યાત્મવિભ્રમઃ ।**
**મિત્રોદાસીનરિપવઃ, સંસારસ્તમસઃ કૃતઃ ॥ ૧૮ ॥**

**ભાવાર્થ**:—પુરુષને આ સંસારમાં સુખદુઃખ આપનાર, મનના ભ્રમ વિના બીજો કોઇપણ નથી; આ મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપી સર્વ સંસાર મનના ભ્રમને લીધે, અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે. ૧૮.

**તસ્માત્સર્વાત્મના તાત!, નિગૃહાણ મનો ધિયા ।**
**મય્યાવેશિતયા યુક્ત, એતાવાન્યોગસંગ્રહઃ ॥૧૯॥**

**ભાવાર્થ**:—માટે હે ઉદ્ધવ! તમે સર્વ ભાવવડે, મારામાં બુદ્ધિને પરોવીને મનનો નિગ્રહ કરો: કારણકે મનનો નિગ્રહ કર્યો એજ યોગનો સંગ્રહ કર્યો કહેવાય છે. ૧૯.

**ય એતાં ભિક્ષુણા ગીતાં, બ્રહ્મનિષ્ઠાં સમાહિતઃ ।**
**ધારયન્ શ્રાવયન્ શૃણ્વન્, દ્વન્દ્વૈર્નૈવાભિભૂયતે ॥૨૦॥**

**ભાવાર્થ**:—જે મનુષ્ય સાવધ થઇને ભિક્ષુએ ગાયેલી આ બ્રહ્મ-નિષ્ઠાને ધારણ કરે, બીજાને સંભળાવે, કે પોતે સાંભળે છે, તે આ સંસારનાં સુખદુઃખાદિ દ્વન્દ્વોથી પરાભવ પામતો નથી. ૨૦.

**ઇતિ શ્રીમદ્-ભાગવતે મહાપુરાણે એકાદશસ્કન્ધે ભગવદુદ્ધવ સંવાદે "ભિક્ષુગીત" નામ ત્રયોવિંશોઽધ્યાયઃ ॥**



# અથ "શ્રીઐલગીત"

---

## અથ "શ્રીઐલગીત" (ગીત ૧૦ મું)

### શ્રીમદ્‌ભાગવત એકાદશસ્કન્ધ, અધ્યાય ૨૬ મો, શ્લોક ૭ થી ૨૫.

**અવતરણિકા (પૂર્વસંબંધ):**—ભગવાન્ અને ઉદ્ધવના સંવાદમાં ૨૬ મા અધ્યાયમાં, આ "ઐલગીત" પ્રસ્તુત છે, તેની પૂર્વકથા એમ છે, કે પુરૂરવા નામનો એક ચક્રવર્તી રાજા થઇ ગયો હતો, તે ઉર્વશી નામની અપ્સરાને પરણ્યો હતો, તેના મોહમાં તેણે કંઇપણ આત્મકલ્યાણ કર્યું નહિ, પણ આખરે કોઇ સારા સંસ્કારના ઉદયના બળે, તેને પોતાનો મોહ સમજાય છે, અને પોતાની કામાન્ધતા, વિષયલોલુપતા, અને ક્ષુલ્લકતાને તે ધિક્કારે છે, અને "સંસારના વિષયોથી, કોઇપણ જાતનું શ્રેય સંપાદિત થતું નથી, પણ માત્ર તત્ત્વજ્ઞાનના સેવનથીજ શાશ્વત કલ્યાણ થાય છે" એમ કહે છે, એ રાજાનાં એ વચનોના સંગ્રહને "ઐલગીત" કહેવામાં આવે છે અને તે આ પ્રમાણે છેઃ—

**ઐલ ઉવાચ ।**

**અહો મે મોહવિસ્તારઃ, કામકશ્મલચેતસઃ ।**
**દેવ્યા ગૃહીતકંઠસ્ય, નાયુઃખંડા ઇમે સ્મૃતાઃ ॥ ૧ ॥**

**ભાવાર્થ:**—ઐલ પુરૂરવા બોલ્યો–અરેરે!!! કામથી મલિન થએલ ચિત્તવાળાના–મ્હારા મોહનો વિસ્તાર તો જુઓ! ઉર્વશીએ ગ્રહણ કરેલા કંઠવાળાના–મ્હારા આયુષ્યના કેટલા વિભાગો–દિવસ અને રાત્રિઓ વીતી ગયાં? તે તરફ પણ મ્હેં લક્ષ્ય આપ્યું નથી. ૧.

**નાહં વેદાઽભિનિર્મુક્તઃ, સૂર્યો વાઽભ્યુદિતોઽમુયા ।**
**મુષિતો વર્ષપૂગાનાં, બતાઽહાનિ ગતાન્યુત ॥ ૨ ॥**

**ભાવાર્થ**:—અરેરે!!! આ ઉર્વશીથી છેતરાયેલો એવો હું, કામક્રીડાઓ કરતી વખતે સૂર્યોદય કે સૂર્યાસ્તને પણ જાણી શક્યો નહીં અને ઘણાં વર્ષોના અસંખ્ય દિવસો વીતી ગયા, તે પણ મ્હારા જાણવામાં આવ્યા નહીં. ૨.

**અહો મે આત્મસંમોહો, યેનાત્મા યોષિતાં કૃતઃ ।**
**ક્રીડામૃગશ્ચક્રવર્તી. નરદેવશિખામણિઃ ॥ ૩ ॥**

**ભાવાર્થ**:—અરેરે!! મ્હારા આત્માને આ કેટલો બધો મોહ થયો છે કે, જે વડે હું રાજાધિરાજ અને આસામુદ્રાંત પૃથ્વીનો રાજા, તથા રાજાઓના મુકુટરૂપ હોવા છતાં પણ મ્હારા દેહને મ્હેં ક્રીડામૃગની માફક સ્રીને આધીન કર્યો છે. ૩.

**સપરિચ્છદમાત્માનં, હિત્વા તૃણમિવેશ્વરમ્ ।**
**યાન્તીં સ્રિયં ચાન્વગમં, નગ્ન ઉન્મત્તવદ્રુદન્ ॥ ૪ ॥**

**ભાવાર્થ**:—રાજ્યસહિત મ્હારા ચક્રવર્તી શરીરની એક તૃણની માફક અવગણના કરીને, ગાંડાની પેઠે રડતો રડતો, અને નગ્નદશામાં હું સ્રીની પાછળ દોડ્યો. ૪.

**કુતસ્તસ્યાનુભાવઃ સ્યાત્, તેજ ઈશત્વમેવ વા ।**
**યોઽન્વગચ્છન્સ્રિયં યાન્તીં, ખરવત્પાદતાડિતઃ ॥ ૫ ॥**

**ભાવાર્થ**:—ગધેડીના પગનો પ્રહાર સહન કરીને પણ, ગધેડો જેમ ગધેડીની પાછળ જાય છે, તેમ હું પણ દોડી જતી સ્રીની પાછળ દોડ્યો હતો તો એમ કરનાર મનુષ્યમાં (મ્હારામાં) પ્રભાવ, તેજ કે ઐશ્વર્ય ક્યાંથી રહે? ૫.

**કિં વિદ્યયા કિં તપસા, કિં ત્યાગેન શ્રુતેન વા ॥**
**કિં વિવિક્તેન મૌનેન, સ્ત્રીભિર્યસ્ય મનો હૃતમ્ ॥ ૬ ॥**

**ભાવાર્થ:**—જેનું મન સ્ત્રીઓથી હરાઇ જાય છે, તેને વિદ્યા, તપ, સંન્યાસ, શાસ્ત્રશ્રવણ, એકાંતમાં વાસ, અથવા તો મૌનથી શું ફળ છે? કંઇજ નહીં. ૬,

**સ્વાર્થસ્યાઽકોવિદં ધિઙ્ માં, મૂર્ખં પંડિતમાનિનમ્ ।**
**યોઽહમીશ્વરતાં પ્રાપ્ય, સ્ત્રીભિર્ગોખરવજ્જિતઃ ॥ ૭ ॥**

**ભાવાર્થ:**—મ્હારા પોતાના સ્વાર્થને ન જાણનાર, તથા મૂર્ખ છતાં પંડિતનું અભિમાન રાખનારા મ્હને ધિક્કાર છે. કારણકે રાજ્યનું ઐશ્વર્ય પ્રાપ્ત કર્યા છતાં પણ બળદ અને ગધેડાઓની માફક હું સ્ત્રીઓથી જીતાઈ ગયો. ૭.

**સેવતો વર્ષપૂગાન્મે, ઉર્વશ્યા અધરાસવમ્ ।**
**ન તૃપ્યત્યાત્મભૂઃ કામો, વહ્નિરાહુતિભિર્યથા ॥ ૮ ॥**

**ભાવાર્થ:**—ઉર્વશીના અધરામૃતનું પાન કરતાં કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં છતાં પણ આહુતિઓથી જેમ અગ્નિ તૃપ્ત થતો નથી, તેમ મ્હારો કામ પણ તૃપ્ત થયો નહીં. ૮.

**પુંશ્ચલ્યાપહૃતં ચિત્તં, કોઽન્વન્યો મોચિતું પ્રભુઃ ।**
**આત્મારામેશ્વરમૃતે, ભગવન્તમધોક્ષજમ્ ॥ ૯ ॥**

**ભાવાર્થ:**—વ્યભિચારિણી સ્ત્રીએ હરી લીધેલા મનને. આત્મામાં જ આરામવાળા, ઈશ્વર, ભગવાન્ વિષ્ણુ સિવાય બીજો કોણ છોડાવી શકે છે? ૯.

**બોધિતસ્યાપિ દેવ્યા મે, સૂક્તવાક્યેન દુર્મતેઃ ।**
**મનોગતો મહામોહો, નાપયાત્યજિતાત્મનઃ ॥ ૧૦ ॥**

**ભાવાર્થ**:—ઉર્વશી દેવીએ મધુર વચનોથી, મને દુષ્ટબુદ્ધિને સમજાવ્યો તોપણ મ્હારૂં મન, ઇન્દ્રિયોને આધીન થઇ ગયેલું હોવાથી તેમાં પ્રવેશેલો મારો મહાન્ મોહ દૂર થયો નથી. ૧૦.

**કિમેતયા નોપકૃતં, રજ્જવા વા સર્પચેતસઃ ।**
**રજ્જુસ્વરૂપાઽવિદુષો, યોઽહં યદજિતેન્દ્રિયઃ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ**:—ઉર્વશીએ મ્હારૂં શું અશુભ કર્યું? હુંજ મ્હારા અજિતેન્દ્રિયપણાથી મોહ પામ્યો છું; દોરીના સ્વરૂપને ન જાણનાર મનુષ્યને દોરીમાં સર્પની ભ્રાંતિ થાય તો તેમાં દોરીનો શો અપરાધ? ૧૧

**ક્વાયં મલીમસઃ કાયો, દૌર્ગન્ધ્યાદ્યાત્મકોઽશુચિઃ ।**
**ક્વ ગુણાઃ સૌમનસ્યાદ્યા, હ્યધ્યાસોઽવિદ્યયા કૃતઃ ॥ ૧૨ ॥**

**ભાવાર્થ**:—મલીન, દુર્ગંધ ઇત્યાદિથી ભરેલો અને અપવિત્ર એવો સ્ત્રીનો દેહ ક્યાં અને સુગંધ, કોમળતા, વિગેરે ગુણો ક્યાં? સ્ત્રીઓના ગંદા દેહમાં, ઉત્તમ ગુણોનું આરોપણ અજ્ઞાનથીજ થયું છે. ૧૨.

**પિત્રોઃ કિં સ્વં નુ ભાર્યાયાઃ, સ્વામિનોઽગ્નેઃ શ્વગૃધ્રયોઃ ।**
**કિમાત્મનઃ કિં સુહૃદામિતિ યો નાવસીયતે ॥ ૧૩ ॥**

**ભાવાર્થ**:—માતાપિતા દેહને ઉત્પન્ન કરે છે, તેથી આ દેહ શું માતાપિતાનો છે? સ્ત્રી આ દેહને ભોગવે છે, તેથી શું આ દેહ સ્ત્રીનો છે? ધણી આ દેહનું પાલન કરે છે. માટે શું તેનો છે? અન્તે આ દેહને અગ્નિથી બાળવામાં આવે છે, તેથી શું તેનો છે? અથવા તો છેવટે આ દેહને કૂતરાં, ગીધપક્ષીઓ વિગેરે ખાઇ જાય છે, તેથી આ દેહ શું

તેમનો છે? આત્મા સુખદુઃખનો ભોક્તા છે, તેથી આ દેહ શું આત્માનો છે? અથવા તો આ દેહ, ઇષ્ટમિત્રોનું કલ્યાણ કરતો હોવાથી, શું ઇષ્ટ મિત્રોનો છે? વિચાર કરતાં, કંઇપણ નિશ્ચય થતો નથી. ૧૩.

**તસ્મિન્કલેવરેઽમેધ્યે, તુચ્છનિષ્ઠે વિષજ્જતે ।**
**અહો સુભદ્રં સુનસં, સુસ્મિતં ચ મુખં સ્ત્રિયઃ ॥ ૧૪ ॥**

**ભાવાર્થ**:—અરેરે! તે અપવિત્ર અને તુચ્છ પરિણામવાળા કલેવર વિષે, મનોહર, સુંદર નાસિકાવાળા, તથા મંદમંદ હસતાં સ્ત્રીનાં મુખને જોઇનેજ, પુરુષ તેમાં આસક્ત થાય છે. ૧૪.

**ત્વઙ્માંસરુધિરસ્નાયુમેદોમજ્જાસ્થિસંહતૌ ।**
**વિણ્મૂત્રપૂયે રમતાં, કૃમીણાં કિયદન્તરમ ॥ ૧૫ ॥**

**ભાવાર્થ**:—ત્વચા, માંસ, રુધિર, નસો, મેદ, મજ્જા, તથા હાડકાંઓથી ભરેલા, એક સ્ત્રીના શરીરમાં વિહાર કરનારા પુરુષો અને વિષ્ઠા, મૂત્ર તથા પરુમાં વિહાર કરનાર કીડાઓ વચ્ચે કેટલું અંતર છે? ૧૫

**અથાપિ નોપસજ્જેત, સ્ત્રીષુ સ્ત્રૈણેષુ ચાર્થવિત્ ।**
**વિષયેન્દ્રિયસંયોગાન્, મનઃ ક્ષુભ્યતિ નાન્યથા ॥ ૧૬ ॥**

**ભાવાર્થ**:—વિવેકી પુરુષે, સ્ત્રીઓનો જેમ અંગથી સંગ કરવો નહીં, તેમ સ્ત્રીલંપટ પુરુષોનો દર્શનાદિકથી પણ સંગ કરવો નહીં, કારણકે વિષયોના તથા ઇન્દ્રિયોના સંયોગથી મન ક્ષોભ પામે છે, બીજી કોઈ પણ રીતથી મન ક્ષોભ પામતું નથી. ૧૬.

**અદૃષ્ટાદશ્રુતાદ્ ભાવાન્, ન ભાવ ઉપજાયતે ।**
**અસંપ્રયુંજતઃ પ્રાણાન્, શામ્યતિ સ્તિમિતં મનઃ ॥૧૭॥**

**ભાવાર્થઃ**—જે વસ્તુ જોવામાં કે સાંભળવામાં ન આવી હોય, તે વસ્તુની ઇચ્છા થતી નથી, માટે ઇન્દ્રિયોને વિષયો તરફ જતી અટકાવનાર પુરુષનું મન પણ, સ્થિર થઇને શાંત થઇ જાય છે. ૧૭.

**તસ્માત્સંગો ન કર્તવ્યઃ, સ્ત્રીષુ સ્ત્રૈણેષુ ચેન્દ્રિયૈઃ ।**
**વિદુષાં ચાપ્યવિશ્રબ્ધઃ, ષડ્વર્ગઃ કિમુ માદૃશામ્ ॥ ૧૮ ॥**

**ભાવાર્થઃ**—માટે વિવેકી પુરુષે, સ્ત્રીઓનો, સ્ત્રીઓમાં લોલુપ એવા પુરુષોનો, તથા ઇન્દ્રિયોનો સંગ કરવો ઉચિત નથી, કારણ કે વિદ્વાનોને પણ ઇન્દ્રિયોપર વિશ્વાસ કરવો યોગ્ય નથી, તો મ્હારા જેવાને તો ક્યાંથી વિશ્વાસ કરવો યોગ્ય હોય? ૧૮.

## શ્રી ભગવાનુવાચ ।

**એવં પ્રગાયન્નૃપદેવદેવઃ, સ ઉર્વશીલોકમથો વિહાય ।**
**આત્માનમાત્મન્યવગમ્ય માં વૈ, ઉપારમજ્જ્ઞાનવિધૂતમોહઃ ॥ ૧૯ ॥**

**ભાવાર્થઃ**—શ્રી ભગવાન્ બોલ્યાઃ–હે ઉદ્ધવ! એ પ્રમાણે ગાતો રાજાઓનો પણ રાજા મહારાજા પુરૂરવા, ઉર્વશીના લોકનો ત્યાગ કરી, મને–પરમાત્માને, પોતાના સ્વરૂપમાં જાણીને જ્ઞાનથી મોહરહિત થઈ, ઉપરામ–શાંતિ–પામ્યો હતો. ૧૯.

**ઇતિ શ્રીમદ્ભાગવતાન્તર્ગત એકાદશસ્કંધે, અધ્યાય ૨૬ મો, "શ્રી ઐલગીત" સમાપ્તમ્ ॥**



## श्री कृष्ण जन्म.



दुर्लभं दर्शनं येषां तेषां जन्म मम गृहे ।
हेतुस्तच्च यशोदायाः क्षोणीभार क्षयस्ततः ॥

# अथ "श्रीरुद्रगीतम्"

## અથ "શ્રીરૂદ્રગીત" (ગીત ૧૧ મું)*

### શ્રીમદ્‌ભાગવત સ્કન્ધ ૪ થો, અધ્યાય ૨૪ મો, શ્લોક ૩૩ થી ૬૮.

### શ્રીરૂદ્ર ઉવાચ ।

**જિતં ત આત્મવિદ્ધુર્ય ! સ્વસ્તયે સ્વસ્તિરસ્તુ મે ।**
**ભવતા રાધસારાદ્ધં, સર્વસ્મા આત્મને નમઃ ॥ ૩૩ ॥**

**ભાવાર્થઃ**—શ્રી સદાશિવ બોલ્યા કેઃ–" હે પરમેશ્વર ! વિષ્ણો ! આપની મોટાઇ મોટા આત્મજ્ઞાનીઓને સ્વરૂપાનંદ આપે છે, તો મને પણ એ આનંદ મળવો જોઇએ. જે નિરંતર પરમાનંદ રૂપથીજ રહ્યા છે અને સર્વરૂપ છે તેમને હું પ્રણામ કરૂં છું. ૩૩.

**નમઃ પંકજનાભાય, ભૂતસૂક્ષ્મેન્દ્રિયાત્મને ।**
**વાસુદેવાય શાન્તાય, કૂટસ્થાય સ્વરોચિષે ॥ ૩૪ ॥**

**ભાવાર્થઃ**—તમે કે જે નાભિમાં કમળ ધરનાર, પંચભૂત, વિષયો તથા ઇન્દ્રિઓના નિયંતા, વાસુદેવરૂપે ચિત્તના નિયંતા, શાન્ત, કૂટસ્થ, અને સ્વયંપ્રકાશ છો તથા ૩૪.

**સંકર્ષણાય સૂક્ષ્માય, દુરંતાયાન્તકાય ચ ।**
**નમો વિશ્વપ્રબોધાય, પ્રદ્યુમ્નાયાન્તરાત્મને ॥ ૩૫ ॥**

---

* આ "રૂદ્રગીત" ચોથા સ્કંધનું હોવાથી સૌથી પ્રથમ મૂકવું જોઇએ, પરંતુ પાછળથી તે યાદ આવવાથી વચ્ચે મૂકવું અયોગ્ય ધારી છેવટે મૂક્યું છે.

**ભાવાર્થ:**—સંકર્ષણરૂપે અહંકારના નિયંતા, સૂક્ષ્મ, અનંત અને મોઢાના અગ્નિથી પ્રલયમાં જગતને બાળી નાખનાર, પ્રદ્યુમ્નરૂપે બુદ્ધિના નિયંતા અને જગતને બોધ આપનાર, એવા આપને મારા પ્રણામ હો ! ૩૫.

**નમો નમોઽનિરૂદ્ધાય, હૃષીકેશેન્દ્રિયાત્મને ।**
**નમઃ પરમહંસાય, પૂર્ણાય નિભૃતાત્મને ॥ ૩૬ ॥**

**ભાવાર્થ:**—અનિરૂદ્ધસ્વરૂપે મનના નિયંતારૂપને વારંવાર હું પ્રણામ કરૂં છું: તેમ ઇન્દ્રિયાત્મા, સૂર્યરૂપ કે જે તેજથી જગતમાં વ્યાપી રહેનાર, ક્ષય તથા વૃદ્ધિથી રહિત, પૂર્ણ તથા એકાત્મારૂપ આપ છો તેમને હું પ્રણામ કરૂં છું. ૩૬.

**સ્વર્ગાપવર્ગદ્વારાય, નિત્યં શુચિષદે નમઃ ।**
**નમો હિરણ્યવીર્યાય, ચાતુર્હોત્રાય તન્તવે ॥ ૩૭ ॥**

**ભાવાર્થ:**—સ્વર્ગ તથા મોક્ષના દ્વારરૂપ પવિત્ર એવા અંતઃકરણમાં વાસ કરનારા, સુવર્ણને ઉત્પન્ન કરનારા, અગ્નિરૂપ, યજ્ઞાદિક કર્મોનાં સાધનરૂપ અને યજ્ઞાદિક કર્મોનો વિસ્તાર કરનારા આપને હું નમસ્કાર કરૂં છું. ૩૭.

**નમ ઊર્જં ઇષે ત્રય્યાઃ, પતયે યજ્ઞરેતસે ।**
**તૃપ્તિદાય ચ જીવાનાં, નમઃ સર્વરસાત્મને ॥ ૩૮ ॥**

**ભાવાર્થ:**—તમે સોમરૂપ છો અને તેટલા માટે જ પિતૃઓના તથા દેવતાઓના અન્નરૂપ છો, ત્રણ વેદના પતિ છો, પ્રાણીમાત્રને જળસ્વરૂપે તૃપ્તિ આપનારા છો અને તેથી સર્વ રસરૂપ એવા આપને હું નમસ્કાર કરૂં છું. ૩૮.

**સર્વસત્ત્વાત્મદેહાય, વિશેષાય સ્થવીયસે ।**
**નમસ્ત્રૈલોક્યપાલાય, સહઓજોબલાત્મને ॥ ૩૯ ॥**

**ભાવાર્થ:**—પૃથ્વીરૂપે સર્વ પ્રાણીઓના દેહરૂપ છો, તથા વિરાટ્ રૂપ, વાયુરૂપે ત્રણુલોકનું પાલન કરનારા અને મનના, ઇન્દ્રિયના તથા દેહના બળરૂપ એવા આપને નમસ્કાર કરૂં છું. ૩૯.

**અર્થલિંગાય નભસે, નમોઽન્તર્બહિરાત્મને ।**
**નમ: પુણ્યાય લોકાય, અમુષ્મૈ ભૂરિવર્ચસે ॥ ૪૦ ॥**

**ભાવાર્થ:**—આપ આકાશરૂપે શબ્દરૂપી ગુણથી અર્થોને જણાવનારા, તથા અંદરનો અને બહારનો વ્યવહાર કરવાનું એક સ્થાન છો, વળી આપ ઘણા તેજસ્વી તથા પવિત્ર છો, એવા આપને હું નમસ્કાર કરૂં છું. ૪૦.

**પ્રવૃત્તાય નિવૃત્તાય, પિતૃદેવાય કર્મણે ।**
**નમો ધર્મવિપાકાય, મૃત્યવે દુ:ખદાય ચ ॥ ૪૧ ॥**

**ભાવાર્થ:**—વળી તમે પ્રવૃત્તિકર્મથી પિતૃલોકને અને નિવૃત્તિકર્મથી મોક્ષને આપનારા છો તથા અધર્મના ફળરૂપ મૃત્યુમૂર્તિ અને દુ:ખ દેનારા છો એવા આપને મ્હારા નમસ્કાર હો! ૪૧.

**નમસ્ત આશિષામીશ ! મનવે કારણાત્મને ।**
**નમો ધર્માય બૃહતે, કૃષ્ણાયાકુંઠમેધસે ।**
**પુરુષાય પુરાણાય, સાંખ્યયોગેશ્વરાય ચ ॥ ૪૨ ॥**

**ભાવાર્થ:**—હે ઈશ્વર! સર્વ કામના ફળને આપનારા આપ મંત્રમૂર્તિને હું નમસ્કાર કરૂં છું. પરમધર્મમૂર્તિ, અખંડજ્ઞાનવાળા, પુરાણ પુરુષ અને સાંખ્યયોગના આચાર્યરૂપ આપ શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું. ૪૨

**શક્તિત્રયસમેતાય, મીઢૂષેઽહંકૃતાત્મને ।**
**ચેત આકૂતિરૂપાય, નમો વાચો વિભૂતયે ॥ ૪૩ ॥**

**ભાવાર્થઃ**—ગોલોક, ઇંદ્રિઓ તથા તેમના દેવતાઓને ઉત્પન્ન કરનારા, જ્ઞાન તથા ક્રિયારૂપ, વિવિધ પ્રકારની વાણીને ઉત્પન્ન કરનારા, અને અહંકારરૂપ, આપને હું નમસ્કાર કરૂં છું. ૪૩.

**દર્શનં નો દિદૃક્ષૂણાં, દેહિ ભાગવતાર્ચિતમ્ ।**
**રૂપં પ્રિયતમં સ્વાનાં, સર્વેન્દ્રિયગુણાઞ્જનમ્ ॥ ૪૪ ॥**

**ભાવાર્થઃ**—ભક્તજનોને અત્યંત વ્હાલા, ગુણોવડે સર્વ ઇન્દ્રિયોને સ્વરૂપનું રંજન કરનારા તથા વૈષ્ણવોએ પૂજેલા આપ, આપના અમને દર્શન કરાવો; કારણકે અમે આપના રૂપના દર્શનની ઇચ્છાવાળા છીએ. ૪૪.

**સ્નિગ્ધપ્રાવૃડ્ઘનશ્યામં, સર્વસૌંદર્યસંગ્રહમ્ ।**
**ચાર્વાયતચતુર્બાહું, સુજાતરુચિરાનનમ્ ॥ ૪૫ ॥**

**ભાવાર્થઃ**—તમે વર્ષાઋતુના ઘેરા મેઘની પેઠે શ્યામ કાન્તિવાળા સર્વ સુંદરતાના સંગ્રહરૂપ, સુંદર તથા ચાર વિશાળ બાહુવાળા, સર્વ અવયવોથી મનોહર મુખવાળા છો. ૪૫.

**પદ્મકોશપલાશાક્ષં, સુંદરભ્રૂ સુનાસિકમ્ ।**
**સુદ્વિજં સુકપોલાસ્યં, સમકર્ણવિભૂષણમ્ ॥ ૪૬ ॥**

**ભાવાર્થઃ**—કમળના કોશ સરખા આંખોવાળા, સુંદર ભ્રુકુટી તથા નાસિકાવાળા, સારા દાંતવાળા, સુંદર કપોલવાળા છો અને સરખાં કાનનાં આભૂષણોથી શોભી રહ્યા છો. ૪૬.

**પ્રીતિપ્રહસિતાપાંગ, મલકૈરુપશોભિતમ્ ।**
**લસત્પંકજકિંજલ્ક, દુકૂલં મૃષ્ટકુંડલમ્ ॥ ૪૭ ॥**

**ભાવાર્થ**:—આપનાં કટાક્ષો પ્રેમથી જાણે હસતાં હોય તેવાં દેખાય છે, માથાના કેશ શોભાયમાન દેખાય છે; વસ્ત્રો કમળનાં કેસર સરખાં શોભે છે, અને કુંડળ સ્વચ્છ દેખાય છે. ૪૭.

**સ્ફુરત્કિરીટવલયહારનૂપુરમેખલમ્ ।**
**શંખચક્રગદાપદ્મમાલામણ્યુત્તમર્દ્ધિમત્ ॥ ૪૮ ॥**

**ભાવાર્થ**:—શરીર ઉપર રહેલાં મુકુટ, કડાં, હાર, ઝાંઝર તથા કટીમેખલા શોભી રહેલાં છે; શંખ, ચક્ર, ગદા, કમળની માળા તથા મણિવડે તમે સારી રીતે શોભી રહ્યા છો. ૪૮.

**સિંહસ્કંધત્વિષો બિભ્રત્, સૌભગગ્રીવકૌસ્તુભમ્ ।**
**શ્રિયાઽનપાયિન્યા ક્ષિપ્તનિકષાશ્મોરસોલ્લસત્ ॥ ૪૯ ॥**

**ભાવાર્થ**:—કંઠમાં પહેરેલા કૌસ્તુભમણિની પ્રભાથી સિંહની કાંધ ઉપર ફેલાયેલી કેશવાળીની શોભાને આપ ધારણ કરો છો, અને લક્ષ્મી, નિરંતર સ્થિરતાથી રહેવાને લીધે, જેના ઉપર સુવર્ણ ઘસાયેલું હોય એવા કસોટીના પત્થરની પેઠે આપનું વક્ષઃસ્થળ નિત્ય દીપી રહેલું છે. ૪૯.

**પૂરરેચકસંવિગ્નવલિવલ્ગુદલોદરમ્ ।**
**પ્રતિસંક્રામયદ્વિશ્વં, નાભ્યાઽઽવર્તગભીરયા ॥ ૫૦ ॥**

**ભાવાર્થ**:—પીંપળાના પાંદડાના જેવું આપનું મનોહર પેટ, પૂરક તથા રેચકવડે શ્વાસોચ્છ્વાસ થવાથી હાલતી ત્રિવલિઓ વડે સુંદર દેખાય છે, જળની ઘુમરીની પેઠે ગંભીરનાભી, જાણે તેમાંથી બહાર નીકળેલા જગતને પાછું તેમાં પ્રવેશ કરી દેતી હોય તેમ દેખાય છે. ૫૦.

**શ્યામશ્રોણ્યધિરોચિષ્ણુદુકૂલસ્વર્ણમેખલમ્ ।**
**સમચાર્વંઘ્રિજંઘોરુનિમ્નજાનુસુદર્શનમ્ ॥ ૫૧ ॥**

**ભાવાર્થ**:—કાળા નિતંબભાગ ઉપર ધારણ કરેલા શોભાયમાન પીતામ્બરની ઉપર આપે સોનાનો કંદોરો ધારણ કર્યો છે, અને સરખા અને મનોહર એવાં ચરણ, જંઘા, સાથળ તથા નમતા ગોઠણોથી આપ સુંદરરૂપધારી છો. આવા આપનાં સ્વરૂપનાં અમને દર્શન કરાવો. ૫૧.

**પદ્મા શરત્પદ્મપલાશરોચિષા,**
**નખદ્યુભિર્નોઽન્તરઘં વિધુન્વતા ।**
**પ્રદર્શય સ્વીયમપાસ્તસાધ્વસં,**
**પદં ગુરો! માર્ગગુરુસ્તમોજુષામ્ ॥ ૫૨ ॥**

**ભાવાર્થ**:—હે ગુરુ! શરદ્ ઋતુના કમળપત્રની કાંતિ જેવી કાન્તિવાળા અને નખની પ્રભાથી અમ ભક્તજનોના અજ્ઞાનને ટાળનારાં-ચરણવડે ભક્તોના ભયનો નાશ કરનારા એવા આપનો માર્ગ અમને દેખાડો; કારણકે અમ જેવા અજ્ઞાનીઓને તમે માર્ગ દેખાડનારા ગુરુ છો. ૫૨

**એતદ્રૂપમનુધ્યેયમાત્મશુદ્ધિમભીપ્સતામ્ ।**
**યદ્ભક્તિયોગોઽભયદઃ, સ્વધર્મમનુતિષ્ઠતામ્ ॥ ૫૩ ॥**

**ભાવાર્થ**:—મનની શુદ્ધિ કરવાની ઇચ્છાવાળા પુરુષે ઉપર કહેલાં ભગવાનનાં રૂપનું ધ્યાન કરવું જોઇએ; કારણકે સ્વધર્મની ઇચ્છા રાખનારાઓને ભગવાનની ભક્તિ કરવાથી અભય મળે છે. ૫૩.

**ભવાન્ ભક્તિમતા લભ્યો, દુર્લભઃ સર્વદેહિનામ્ ।**
**સ્વારાજ્યસ્યાપ્યભિમત, એકાન્તેનાત્મવિદ્ગતિઃ ॥ ૫૪ ॥**

**ભાવાર્થ**:—વળી સ્વર્ગનો રાજ્યકર્તા પણ જેને ચાહે છે, જે ખરેખરા આત્મજ્ઞાનીની ગતિ છે તથા જે સર્વ પ્રાણીઓને દુર્લભ છે તેવા આપને ભક્તિમાન્ પુરુષ મેળવી શકે છે. ૫૪.

તં દુરારાધ્યમારાધ્ય, સતામપિ દુરાપયા ।
એકાન્તભક્ત્યા કો વાંછેત્, પાદમૂલં વિના બહિઃ ॥૫૫॥

**ભાવાર્થઃ**—આરાધી શકાય નહિં એવા આપને, સત્પુરુષોને પણ દુર્લભ એવી ખરી ભક્તિથી આરાધીને કયો પુરુષ આપના ચરણમૂલને છોડીને બીજા સ્વર્ગાદિક સુખની વાંછા કરે? ૫૫.

યત્ર નિર્વિષ્ટમરણં, કૃતાન્તો નાભિમન્યતે ।
વિશ્વં વિધ્વંસયન્વીર્યશૌર્યવિસ્ફૂર્જિતભ્રુવા ॥ ૫૬ ॥

**ભાવાર્થઃ**—જે કાળ, પોતાના પ્રભાવથી તથા ઉત્સાહથી ભમર ફેરવીને આખા વિશ્વનો સંહાર કરે છે, તે કાળ પણ આપના ચરણમાં શરણે આવેલાં પ્રાણીના ઉપર, "આ પ્રાણી, મારી સત્તા તળે છે" એવું અભિમાન કરી શકતો નથી. ૫૬.

ક્ષણાર્ધેનાપિ તુલયે, ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।
ભગવત્સંગિસંગસ્ય, મર્ત્યાનાં કિમુતાશિષઃ ॥ ૫૭ ॥

**ભાવાર્થઃ**—હું ભગવાનના ભક્તના અર્ધા ક્ષણના સમાગમની સાથે સ્વર્ગને અથવા તો મોક્ષને પણ સમાન ગણતો નથી, ત્યારે રાજ્યાદિકને તો કેમ જ સમાન ગણું? ૫૭.

અથાનઘાંઘ્રેસ્તવ કીર્તિતીર્થયો-
રન્તર્બહિઃસ્નાનવિધૂતપાપ્મનામ્ ।
ભૂતેષ્વનુક્રોશસુસત્ત્વશીલિનાં,
સ્યાત્સંગમોઽનુગ્રહ એષ નસ્તવ ॥ ૫૮ ॥

**ભાવાર્થઃ**—માટે પાપને હરણ કરનારાં આપનાં ચરણના યશની સેવાથી અને તીર્થ (ગંગાદિક)માં સ્નાન કરવાથી અંદરના અને બહારનાં

પાપ જેનાં નાશ થયેલાં છે એવા તથા પ્રાણીઓ ઉપર દયા રાખનારા, સારા, શુદ્ધ અંતઃકરણવાળા વૈષ્ણવોનો અમોને સમાગમ થાય, એજ આપનો અમારા પર અનુગ્રહ છે. ૫૮.

**ન યસ્ય ચિત્તં બહિરર્થવિભ્રમં,**
**તમોગુહાયાં ચ વિશુદ્ધમાવિશત્ ।**
**યદ્ભક્તિયોગાનુગૃહીતમંજસા,**
**મુનિર્વિચષ્ટે નનુ તત્ર તે ગતિમ્ ॥ ૫૯ ॥**

**ભાવાર્થ**:—એવા વૈષ્ણવોની સેવા કરવાથી અનુગ્રહને પાત્ર બનેલું યોગીનું ચિત્ત, વિષયોમાં આસક્ત થતું નથી; તેમજ અજ્ઞાનમાં પણ પ્રવેશ કરતું નથી, પણ વિશુદ્ધ થાય છે અને પછી યોગી તે શુદ્ધ મન-વિષે પ્રયત્ન વિના આપનાં સ્વરૂપનાં દર્શન કરે છે. ૫૯.

**યત્રેદં વ્યજ્યતે વિશ્વં, વિશ્વસ્મિન્નવભાતિયત્ ।**
**તત્વં બ્રહ્મ પરંજ્યોતિરાકાશમિવ વિસ્તૃતમ્ ॥ ૬૦ ॥**

**ભાવાર્થ**:—જે સ્વરૂપમાં આ આખું વિશ્વ દેખાય છે, અને આખા જગત્માં જે સ્વરૂપ દેખાય છે, તે સ્વરૂપે તમે આકાશની પેઠે વ્યાપક, પ્રકાશમાન તથા પરબ્રહ્મમૂર્તિ છો. ૬૦.

**યો માયયેદં પુરુરૂપયાસૃજદ્,**
**બિભર્તિ ભૂયઃ ક્ષયપત્યવિક્રિયઃ ।**
**યદ્ભેદબુદ્ધિઃ સદિવાત્મદુઃસ્થયા,**
**તમાત્મતંત્રં ભગવન્! પ્રતીમહિ ॥ ૬૧ ॥**

**ભાવાર્થ**:—હે મહારાજ! અનેક રૂપવાળી, બીજાઓને ભેદબુદ્ધિ કરાવનારી તથા આત્મા ઉપર પોતાની સત્તા નહિં ચલાવી શકનારી માયાવડે તમે આ જગતને પરમાર્થની પેઠે સરજો છો, પાળો છો તથા પાછો તેનો સંહાર કરો છો, છતાં નિર્વિકાર રહો છો: તે સર્વતંત્ર-સ્વતંત્ર આપને, અમે પરબ્રહ્મરૂપ જાણીએ છીએ. ૬૧.

**ક્રિયાકલાપૈરિદમેવ યોગિનઃ,**
**શ્રદ્ધાન્વિતાઃ સાધુ યજન્તિ સિદ્ધયે ।**
**ભૂતેન્દ્રિયાન્તઃકરણોપલક્ષિતં,**
**વેદે ચ તંત્રે ચ ત એવ કોવિદાઃ ॥ ૬૨ ॥**

**ભાવાર્થ**:—આપ જો કે નિરાકાર છો, તોપણ યોગીઓ પંચભૂત, ઇન્દ્રિયો તથા અંતઃકરણ વડે જાણવામાં આવતાં આપનાં સાકાર રૂપનું, શ્રદ્ધા સાથે નાના પ્રકારની ક્રિયાઓથી મુક્તિ માટે સારી રીતે યજન કરે છે અને અમે પણ, તેઓ જ, વેદશાસ્ત્રમાં તથા તંત્રશાસ્ત્રમાં નિપુણ છે, એમ માનીએ છીએ. ૬૨.

**ત્વમેક આદ્યઃ પુરૂષઃ સુપ્તશક્તિ-**
**સ્તયા રજસ્સત્વતમો વિભિદ્યતે ।**
**મહાનહં ખં મરુદગ્નિવાર્ધરાઃ,**
**સુરર્ષયો ભૂતગણા ઇદં યતઃ ॥ ૬૩ ॥**

**ભાવાર્થઃ**—તમે એકજ આદિ પુરૂષ છો અને તમારી જે માયા-શક્તિ પ્રલયકાળમાં લય થઇને રહે છે તે માયાશક્તિ સૃષ્ટિકાળમાં જાગૃત થઇને સત્વ, રજ તથા તમ એવા વિભાગ પાડે છે અને તેમાંથી

મહતત્ત્વ, અહંકાર, આકાશ, પવન, અગ્નિ, પાણી, પૃથ્વી, દેવતાઓ, ઋષિઓ, તથા પ્રાણીઓના સમૂહરૂપ આ વિશ્વ ઉત્પન્ન થાય છે. ૬૩

સૃષ્ટ્વા સ્વશક્ત્યેદમનુપ્રવિષ્ટ-
શ્ચતુર્વિધં પુરમાત્માંશકેન ।
અથો વિદુસ્તં પુરુષં સંતમંત-
ર્ભુંક્તે હૃષીકૈર્મધુ સારઘં યઃ ॥ ૬૪ ॥

**ભાવાર્થ:**—પોતાની માયા વડે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ રૂપ ચાર પ્રકારનું જગત નિર્માણ કરીને તમે તેમાં પોતાના અંશ વડે (જીવરૂપે) પેઠા છો, એટલા માટે મુનિઓ તે પુરમાં રહેનારા ચિદાભાસને પુર (દેહ)માં શયન કરનારા હોવાથી પુરુષને નામે જાણે છે. અવિદ્યાથી વિંટાયેલો જે પુરુષ, મધમાખીઓ જેમ પોતે ઉત્પન્ન કરેલા મધને ખાય છે, તેમ ક્ષુલ્લક એવા સાંસારિક વિષયોને ભોગવે છે, એટલા માટે જ તેને જીવ કહેવામાં આવે છે. ૬૪.

સ એષ લોકાનતિચંડવેગો,
વિકર્ષસિ ત્વં ખલુ કાલયાનઃ ।
ભૂતાનિ ભૂતૈરનુમેયતત્ત્વો,
ઘનાવલીર્વાયુરિવાઽવિષહ્યઃ ॥ ૬૫ ॥

**ભાવાર્થ:**—જે તમે પોતાની માયાશક્તિથી આ જગતને નિર્માણ કરો છો તેજ તમે મહાપ્રચંડ તથા અસહ્ય વેગવાળા છો અને અસહ્ય વેગવાળો પવન જેમ મેઘની પંક્તિઓને ચલાયમાન કરીને, ખેંચી જાય છે, તેમ તમે પણ પ્રાણીઓ દ્વારા પ્રાણીઓને ચલાયમાન

કરીને આખા વિશ્વનો ખરેખર સંહાર કરો છો; આપના આ કાળ સ્વરૂપને જ્ઞાનીઓ જાણે છે. ૬૫.

પ્રમત્તમુચ્ચૈરિતિકૃત્યચિંતયા,
પ્રવૃદ્ધલોભં વિષયેષુ લાલસમ્ ।
ત્વમપ્રમત્તઃ સહસાભિપદ્યસે,
ક્ષુલ્લેલિહાનોઽહિરિવાખુમન્તકઃ ॥ ૬૬ ॥

**ભાવાર્થ:**—"આ કામ આ પ્રમાણે કરવું અને આ કામ આ પ્રમાણે કરવું." આવી ચિંતાથી અત્યંત મદમત્ત રહેનારા, વિષયોમાં અતિ લાલસાવાળા તથા વિષયો મળ્યા છતાં પણ વધારે લોભવાળા પ્રાણીને તમે કાળમૂર્તિ, સાવધ થઇને, ક્ષુધાથી ગલોફાંને ચાટતો સર્પ જેમ ઉંદરને ચડપ દઇને પકડી પાડે છે, તેમ ચડપ લઇને પકડી પાડો છો. ૬૬.

કસ્ત્વત્પદાબ્જં વિજહાતિ પંડિતો,
યસ્તેઽવમાનવ્યયમાનકેતનઃ ।
વિશંકયાઽસ્મદ્ગુરુરર્ચતિ સ્મ યદ્,
વિનોપપત્તિં મનવશ્ચતુર્દશ ॥ ૬૭ ॥

**ભાવાર્થ:**—તમારૂં સ્મરણ કરતાં જેનું શરીર ક્ષીણ થાય છે એવો, કયો પંડિત તમારા ચરણ કમળનો ત્યાગ કરે? મૃત્યુના ભયથી અમારા ગુરૂ બ્રહ્મા તથા ચૌદ મનુઓ દૃઢ વિશ્વાસથી તમારા ચરણનું સેવન કરે છે. ૬૭.

અથ ત્વમસિ નો બ્રહ્મન્!, પરમાત્મન્! વિપશ્ચિતામ્ ।
વિશ્વં રુદ્રભયધ્વસ્તમકુતશ્ચિદ્ભયા ગતિઃ ॥ ૬૮ ॥

**ભાવાર્થઃ**—હે બ્રહ્મન્! હે પરમાત્મન્! 'આખું વિશ્વ રુદ્રના ભયથી ત્રાસ પામે છે', આમ જાણુનારા અમોને તમે અભયગતિરૂપ છો. ૬૮

× × × × ×

આવી રીતે પ્રજા ઉત્પન્ન કરવાને પોતાના પિતા પ્રાચીનબર્હિ-રાજા તરફથી થયેલી આજ્ઞાને માથે ચઢાવી તપ કરવા જતા, એકજ મનવાળા દશ પ્રચેતાઓને રસ્તામાં શ્રી સદાશિવજી મળ્યા હતા, તેમણે ઉપદેશેલું આ શ્રીભગવાન્‌નું સ્તોત્ર 'રુદ્રગીત' નામે કહેવાય છે. જે મનુષ્ય ઉપર કહેલા રુદ્રગીતનો–ધ્યાન ધરીને પાઠ કરે કે સાંભળે છે તેની દરેક મનઃકામનાઓ પૂર્ણ થાય છે, તેને સન્તતિની પણ પ્રાપ્તિ થાય છે અને તે કર્મના બંધનથી મુક્ત થઇ પરમપદને પામે છે. આ "રુદ્રગીત" "યોગાદેશ" ને નામે પણ ઓળખાય છે.

॥ ઇતિ શ્રીમદ્‌ભાગવતાન્તર્ગત "રુદ્રગીતં" સમાપ્તમ્ ॥



# गजेन्द्रमोचन.



ઇન્ડિયન આર્ટ પ્રેસ. મથુરા ૭.

# "સ્તુતિ સંગ્રહ વિભાગ."

## ॥ अथ श्रीना ायणकवचप्रारंभः ॥

## અથ શ્રીનારાયણકવચ પ્રારંભ.

શ્રીમદ્‌ભાગવતસ્કન્ધ ૬, અધ્યાય ૮, વિશ્વરૂપે ઇંદ્રને કહેલું નારાયણકવચ.

॥ રાજોવાચ ॥

યેન ગુપ્તઃ સહસ્રાક્ષઃ, સવાહાન્ રિપુસૈનિકાન્ ।
ક્રીડન્નિવ વિનિર્જિત્ય, ત્રિલોક્યા બુભુજે શ્રિયમ્ ॥ ૧ ॥

**ભાવાર્થઃ**—પરીક્ષિત રાજા પૂછે છેઃ—હે મહારાજ! જે કવચ વડે રક્ષાયલા ઇંદ્રે વાહનો સહિત શત્રુના યોદ્ધાઓને, જાણે રમતા હોય તેમ હરાવીને ત્રણેય લોકની લક્ષ્મીને ભોગવી હતી. ૧.

ભગવંસ્તન્મમાખ્યાહિ, વર્મ નારાયણાત્મકમ્ ।
યથાઽઽતતાયિનઃ શત્રૂન્, યેન ગુપ્તોઽજયન્મૃધે ॥ ૨ ॥

**ભાવાર્થઃ**—હે ભગવન્! નારાયણ નામનું કવચ મને કહો, તથા કવચવડે રક્ષાયલા ઇંદ્રે આતતાયી શત્રુઓને રણમાં જે પ્રમાણે હરાવ્યા હતા તે પણ મને કહો. ૨.

વૃતઃ પુરોહિતસ્ત્વાષ્ટ્રો, મહેંદ્રાયાઽનુપૃચ્છતે ।
નારાયણાખ્યં વર્માહ, તદિહૈકમનાઃ શૃણુ ॥ ૩ ॥

**ભાવાર્થ:**—શ્રી શુકદેવજી કહે છે:—પુરોહિત ઠરાવેલા ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપે ઇંદ્રના પ્રશ્ન ઉપરથી તેને નારાયણકવચ કહ્યું હતું, તે તમે અત્રે એકમન થઇને સાંભળો. ૩.

**॥ વિશ્વરૂપ ઉવાચ ॥**

**ધૌતાંઘ્રિપાણિરાચમ્ય, સપવિત્ર ઉદઙ્મુખ: ।**
**કૃતસ્વાંગકરન્યાસો, મંત્રાભ્યાં વાગ્યતઃ શુચિઃ ॥ ૪ ॥**
**નારાયણમયં વર્મ, સન્નહ્યેદ્ ભય આગતે ।**
**પાદયોર્જાનુનોરૂર્વો, રુદરે હૃદ્યથોરસિ ॥ ૫ ॥**
**મુખે શિરસ્યાનુપૂર્વ્યાદોંકારાદીનિ વિન્યસેત્ ॥**
**ૐ નમો નારાયણાયેતિ, વિપર્યયમથાપિ વા ॥ ૬ ॥**

**ભાવાર્થ:**—વિશ્વરૂપ કહે છે:—કોઈ ભયનો સમય પાસે આવ્યો હોય, ત્યારે મનુષ્યે હાથ પગ ધોઇ, આચમન કરી, પવિત્રી ધારણ કરી ઉત્તર દિશા તરફ મુખ રાખી, અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર મંત્રથી અંગન્યાસ કરી, વાણીને નિયમમાં રાખી, પવિત્રતાથી નારાયણકવચને ધારણ કરવું. '**ૐ નમો નારાયણાય**' એ અષ્ટાક્ષર મંત્રના ઓંકારાદિક અક્ષરોનો અનુક્રમે બે પગ, બે ગોઠણ, બે સાથળ, પેટ, હૃદય, વક્ષ:સ્થલ, મુખ તથા મસ્તક એમ આઠ અંગમાં ન્યાસ કરવો. અથવા તો અવળા અનુક્રમે એટલે 'ય' થી માંડીને એક એક અક્ષરનો અંગોમાં ન્યાસ કરવો. ૪-૬.

**કરન્યાસં તતઃ કુર્યાદ્, દ્વાદશાક્ષરવિદ્યયા ॥**
**પ્રણવાદિયકારાન્તમંગુલ્યંગુષ્ઠપર્વસુ ॥ ૭ ॥**

**ભાવાર્થ:**—ત્યારપછી '**ૐ નમો ભગવતે વાસુદેવાય**' એ દ્વાદશાક્ષર મંત્ર વડે આંગળીઓના તથા અંગુઠના પર્વોમાં ન્યાસ

કરવો. તેનો ક્રમ એવો છે કે મંત્રના પ્રત્યેક અક્ષરને ૐકારથી સંપુટ કરીને જમણા હાથની તર્જનીથી લઇને ડાબા હાથની તર્જની સુધીની આઠ આંગળીઓમાં આઠ અક્ષરનો ન્યાસ કરવો, અને બે અંગુઠાનાં ઉપરનાં બે પર્વમાં તથા નીચેનાં બે પર્વમાં બાકીના ચાર અક્ષરનો ન્યાસ કરવો. ૭.

**ન્યસેદ્ધૃદય ૐકારં, વિકારમનુમૂર્ધનિ ।**
**ષકારં તુ ભ્રુવોર્મધ્યે, ણકારં શિખયા ન્યસેત્ ॥ ૮ ॥**
**વેકારં નેત્રયોર્યુંજ્યાન્નકારં સર્વસંધિષુ ।**
**મકારમસ્ત્રમુદ્દિશ્ય, મંત્રમૂર્તિર્ભવેદ્ બુધઃ ॥ ૯ ॥**
**સવિસર્ગં ફડંતં તત્સર્વદિક્ષુ વિનિર્દિશેત્ ॥**
**ૐ વિષ્ણવે નમ ઇતિ ॥ ૧૦ ॥**

**ભાવાર્થ**:—ત્યાર પછી '**ૐ વિષ્ણવે નમઃ**' એ મંત્રથી અંગન્યાસ કરવો. તેમાં ૐકારનો હૃદયમાં ન્યાસ કરવો, વિકારનો મસ્તકમાં ન્યાસ કરવો, ષકારનો ભ્રકુટિની વચ્ચે ન્યાસ કરવો, ણકારનો શિખામાં ન્યાસ કરવો, વેકારનો નેત્રોમાં ન્યાસ કરવો, નકારનો સર્વ સંધિઓમાં ન્યાસ કરવો અને મકારનો '**મઃ અસ્ત્રાય ફટ્**' એમ કહીને સર્વ દિશાઓમાં ન્યાસ કરવો, એટલે દિગ્બંધન કરવું. આ પ્રમાણે મંત્રવેત્તા પુરૂષે મંત્રમૂર્તિ (મંત્રરૂપ) થવું. ૮–૧૦.

**આત્માનં પરમં ધ્યાયેદ્, ધ્યેયં ષટ્શક્તિભિર્યુતમ્ ।**
**વિદ્યાતેજસ્તપોમૂર્તિમિમં મંત્રમુદાહરેત્ ॥ ૧૧ ॥**

**ભાવાર્થ**:—ત્યાર પછી ધ્યાન કરવા યોગ્ય, છ શક્તિઓવાળા, વિદ્યા, તેજ અને તપઃસ્વરૂપ એવા પરમાત્માનું ધ્યાન કરીને નીચે પ્રમાણે નારાયણકવચનો પાઠ કરવો. ૧૧

ૐ હરિર્વિદધ્યાન્મમ સર્વરક્ષાં,
ન્યસ્તાઙ્ઘ્રિપદ્મઃ પતગેંદ્રપૃષ્ઠે ।
દરારિચર્માસિગદેષુચાપ-
પાશાન્ દધાનોઽષ્ટગુણોઽષ્ટબાહુઃ ॥ ૧૨ ॥

**ભાવાર્થઃ**—ૐ ગરૂડની પીઠ ઉપર ચરણકમળને ધારણ કરનારા, આઠ સિદ્ધિઓવાળા, આઠ બાહુવાળા, અને તે આઠ બાહુઓ વિષે શંખ, ચક્ર, ઢાલ, તરવાર, ગદા, બાણ, ધનુષ્ય તથા પાશને ધારણ કરનારા શ્રી હરિ મ્હારી સર્વ પ્રકારે રક્ષા કરો. ૧૨.

જલેષુ માં રક્ષતુ મત્સ્યમૂર્તિ-
ર્યાદોગણેભ્યો વરુણસ્ય પાશાત્ ।
સ્થલેષુ માયાબટુવામનોઽવ્યાત્,
ત્રિવિક્રમઃ ખેઽવતુ વિશ્વરૂપઃ ॥ ૧૩ ॥

**ભાવાર્થઃ**—જળમાં મત્સ્યાવતારધારી ભગવાન્ જળજંતુરૂપ વરુણના પાશથી મ્હારી રક્ષા કરો, માયાવડે બટુક બનેલા વામનજી સ્થળમાં મ્હારી રક્ષા કરો, અને આખા વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન્ આકાશમાં મ્હારી રક્ષા કરો. ૧૩.

દુર્ગેષ્વટવ્યાજિમુખાદિષુ પ્રભુઃ,
પાયાન્નૃસિંહોઽસુરયૂથપારિઃ ।
વિમુંચતો યસ્ય મહાટ્ટહાસં,
દિશો વિનેદુર્ન્યપતંશ્ચ ગર્ભાઃ ॥ ૧૪ ॥

**ભાવાર્થ**:—અસુરના અધિપતિઓના શત્રુ ભગવાન્ નૃસિંહ, સંકટના કારણ રણવગડાઓમાં તથા સંગ્રામ વગેરેમાં મ્હારી રક્ષા કરો, કે જે નૃસિંહ ભગવાન્ ખડખડાટ હસ્યા હતા ત્યારે તેમના શબ્દથી દિશાઓ ગાજી ઉઠી હતી, અને ગર્ભિણીઓના ગર્ભ પડી ગયા હતા. ૧૪.

**રક્ષત્વસૌ માઽધ્વનિ યજ્ઞકલ્પઃ,**
**સ્વદંષ્ટ્રયોન્નીતધરો વરાહઃ ॥**
**રામોઽદ્રિકૂટેષ્વથ વિપ્રવાસે,**
**સલક્ષ્મણોઽવ્યાદ્ ભરતાગ્રજોઽસ્માન્ ॥ ૧૫ ॥**

**ભાવાર્થ**:—પોતાની દાઢવડે પાતાળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનારા ભગવાન્ યજ્ઞમૂર્તિ વરાહજી, માર્ગમાં મ્હારી રક્ષા કરો; પરશુરામ પર્વતોના શિખરો ઉપર મ્હારી રક્ષા કરો. અને ભરતજીના વડા ભાઇ રામ તથા લક્ષ્મણ પ્રવાસમાં અમારી રક્ષા કરો. ૧૫.

**મામુગ્રધર્માદખિલાત્પ્રમાદા-**
**ન્નારાયણઃ પાતુ નરશ્ચ હાસાત્ ।**
**દત્તસ્ત્વયોગાદથ યોગનાથઃ,**
**પાયાદ્ ગુણેશઃ કપિલઃ કર્મબન્ધાત્ ॥ ૧૬ ॥**

**ભાવાર્થ**:—અવિચાર વગેરે સર્વ ઉગ્રધર્મથી તથા પ્રમાદથી નારાયણ ભગવાન્ મ્હારી રક્ષા કરો; નર ભગવાન્ ગર્વથી મ્હારી રક્ષા કરો; યોગના સ્વામી દત્તાત્રય યોગના વિનાશથી મ્હારી રક્ષા કરો અને ગુણના સ્વામી કપિલદેવ કર્મના બંધનથી મ્હારી રક્ષા કરો. ૧૬.

સનત્કુમારોઽવતુ કામદેવાદ્,
ધયશાનનો માં પથિ દેવહેલનાત્ ॥
દેવર્ષિવર્યઃ પુરૂષાર્ચનાન્તરાત્,
કૂર્મો હરિર્માં નિરયાદશેષાત્ ॥ ૧૭ ॥

**ભાવાર્થઃ**—સનત્કુમાર કામદેવથી મ્હારી રક્ષા કરો; હયગ્રીવ ભગવાન્ રસ્તામાં જતા દેવતાઓને પ્રણામ ન કરવારૂપી અપરાધ થાય તે અપરાધોથી મ્હારી રક્ષા કરો; દેવર્ષિઓમાં વડા મુનિ નારદ, ભગવાનની પૂજામાં જે કાંઇ વિઘ્ન નડે તેમાંથી મ્હારી રક્ષા કરો અને કચ્છપ અવતારી શ્રીહરિ સર્વ પ્રકારના નરકમાંથી મ્હારી રક્ષા કરો. ૧૭.

ધન્વંતરિર્ભગવાન્ પાત્વપથ્યાત્,
દ્વંદ્વાદ્ ભયાદૃષભો નિર્જિતાત્મા ।
યજ્ઞશ્ચ લોકાદ્દવતાજ્જનાંતાદ્,
બલો ગણાત્ ક્રોધવશાદહીંદ્રઃ ॥ ૧૮ ॥

**ભાવાર્થઃ**—ભગવાન્ ધન્વંતરિ કુપથ્યમાંથી મ્હારી રક્ષા કરો; જીતેંદ્રિય ભગવાન્ ઋષભદેવ, કામ–ક્રોધાદિકના ભયમાંથી મ્હારી રક્ષા કરો; યજ્ઞાવતારી ભગવાન્ લોકાપવાદથી મ્હારી રક્ષા કરો; બલભદ્ર, મનુષ્ય તરફથી થનારા ઉપદ્રવોમાંથી મ્હારી રક્ષા કરો અને શેષનાગ, ક્રોધવશ નામના સર્પગણોથી મ્હારી રક્ષા કરો. ૧૮.

દ્વૈપાયનો ભગવાનપ્રબોધાદ્,
બુદ્ધસ્તુ પાખંડગણાત્પ્રમાદાત્ ।
કલ્કિઃ કલેઃ કાલમલાત્પ્રપાતુ,
ધર્માવનાયોરુકૃતાવતારઃ ॥ ૧૯ ॥

ભાવાર્થ:—ભગવાન્ વેદવ્યાસ, અજ્ઞાનથી મ્હારી રક્ષા કરો; ભગવાન્ બુદ્ધ, પ્રમાદવાળા પાખંડીઓનાં ટોળાંથી મ્હારી રક્ષા કરો અને ધર્મની રક્ષા કરવા માટે અવતાર લેનારા ભગવાન્ કલ્કિ કાળના મળરૂપ કલિયુગથી મ્હારી રક્ષા કરો. ૧૯.

માં કેશવો ગદયા પ્રાતરવ્યાદ્,
ગોવિંદ આસંગવમાત્તવેણુ: ।
નારાયણઃ પ્રાહ્ણ ઉદાત્તશક્તિ-
र्मध्यंदिने વિષ્ણુરરીંદ્રપાણિઃ ॥ ૨૦ ॥

ભાવાર્થ:—કેશવ ભગવાન્ પ્રભાતમાં ગદાવડે મ્હારી રક્ષા કરો; બંસી ધારણ કરનારા ભગવાન્ ગોવિંદ સંગવ—( પ્રાતઃકાળથી લઇને ત્રણ મુહૂર્ત સુધીનો સમય તે સંગવકાળ કહેવાય છે )—કાળમાં મ્હારી રક્ષા કરો; સાંગને ધારણ કરનારા નારાયણ ભગવાન્ પૂર્વાહ્ણ કાળમાં મ્હારી રક્ષા કરો અને ચક્રધારી ભગવાન્ વિષ્ણુ મધ્યાહ્નકાળમાં મ્હારી રક્ષા કરો. ૨૦.

દેવો પરાહ્ણે મધુહોગ્રધન્વા,
સાયં ત્રિધામાઽવતુ માધવો મામ્ ।
દોષે હૃષીકેશ ઉતાર્ધરાત્રે,
નિશીથ એકોઽવતુ પદ્મનાભઃ ॥ ૨૧ ॥

ભાવાર્થ:—ઉગ્ર ધનુષ્યધારી મધુ દૈત્યને મારનારા ભગવાન્, અપરાહ્ણકાળમાં મ્હારી રક્ષા કરો. બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર એ ત્રણ મૂર્તિવાળા ભગવાન્ માધવ, સાયંકાળમાં મ્હારી રક્ષા કરો; ઇંદ્રિઓના સ્વામી ભગવાન્, પ્રદોષકાળમાં મ્હારી રક્ષા કરો અને પદ્મનાભ ભગવાન્, એકલાજ અર્ધરાત્રિ સુધી મારી રક્ષા કરો. ૨૧.

**શ્રીવત્સધામાઽપરરાત્ર ઈશઃ,**
**પ્રત્યૂષ ઈશોઽસિધરો જનાર્દનઃ ।**
**દામોદરોઽવ્યાદનુસંધ્યં પ્રભાતે,**
**વિશ્વેશ્વરો ભગવાન્ કાલમૂર્તિઃ ॥ ૨૨ ॥**

**ભાવાર્થ**:—શ્રીવત્સનું જેને ચિન્હ છે એવા ભગવાન્ પાછલી રાત્રે મ્હારી રક્ષા કરો; તરવારધારી ભગવાન્ જનાર્દન, મળસ્કામાં મારી રક્ષા કરો અને દામોદર ભગવાન્, પ્રભાતમાં મ્હારી રક્ષા કરો. ૨૨.

**ચક્રં યુગાંતાનલતિગ્મનેમિ,**
**ભ્રમત્સમંતાદ્ ભગવત્પ્રયુક્તમ્ ।**
**દંદગ્ધિ દંદગ્ધ્યરિસૈન્યમાશુ,**
**કક્ષં યથા વાતસખો હુતાશઃ ॥ ૨૩ ॥**

**ભાવાર્થ**:—હે પ્રલય સમયના અગ્નિ જેવી તીક્ષ્ણ ધારવાળા ભગવાને મૂકેલાં ચક્ર ! તું ચારે તરફ ફરીને વાયુસહિત અગ્નિ જેમ ખડની ગંજીને તુરત બાળી નાંખે તેમ શત્રુના સૈન્યને તુરત બાળી નાંખ, બાળી નાંખ. ૨૩.

**ગદેઽશનિસ્પર્શનવિસ્ફુલિંગે,**
**નિષ્પિંઢિ નિષ્પિંઢ્યજિતપ્રિયાસિ ।**
**કૂષ્માંડવૈનાયકયક્ષરક્ષો-**
**ભૂતગ્રહાંશ્ચૂર્ણય ચૂર્ણયાઽરીન્ ॥ ૨૪ ॥**

**ભાવાર્થ**:—હે વજ્રના જેવા તીક્ષ્ણ સ્પર્શવાળા તણખાઓથી ભરેલી ગદા ! તું ભગવાનને વહાલી છે, તું કુષ્માંડ, વૈનાયક, યક્ષ, રાક્ષસ ભૂત, તથા ગ્રહોને ભાંગીને ભૂકો કરી નાખ તથા શત્રુઓના ચુરેચુરા કરી નાખ. ૨૪.

**ત્વં યાતુધાનપ્રથમપ્રેતમાતૃ-**
**પિશાચવિપ્રગ્રહઘોરદૃષ્ટીન્ ।**
**નરેંદ્ર ! વિદ્રાવય કૃષ્ણપૂરિતો,**
**ભીમસ્વનોઽરેર્હૃદયાનિ કંપયન્ ॥ ૨૫ ॥**

**ભાવાર્થ:**—હે પાંચજન્ય શંખ ! શ્રીકૃષ્ણ ભગવાને ફૂંકવાથી મહાભયંકર શબ્દ કરનારો તું, ભયંકર શબ્દોથી શત્રુઓના હૃદયોને કંપાવતો થકો રાક્ષસો, પ્રમથો, પ્રેતગણ, માતૃકાગણ, પિશાચ, બ્રહ્મરાક્ષસ તથા બીજા ઘોર દૃષ્ટિવાળાઓને નસાડી મૂક. ૨૫.

**ત્વં તિગ્મધારાસિવરારિસૈન્ય-**
**મીશપ્રયુક્તો મમ છિંધિ છિંધિ ।**
**ચક્ષૂંષિ ચર્મન્ ! શતચંદ્ર ! છાદય,**
**દ્વિષામઘોનાં હર પાપચક્ષુષામ્ ॥ ૨૬ ॥**

**ભાવાર્થ:**—હે તીખી ધારવાળી તરવાર ! તું ભગવાનના હસ્તદ્વારા પ્રેરાઈને મારા શત્રુઓનાં સૈન્યને કાપી નાખ, કાપી નાખ. હે ચંદ્રના જેવી સો ફુદડીવાળી ઢાલ ! તું પાપી શત્રુઓની આંખોને ઢાંકી દે, તથા પાપી નજરવાળાઓની પાપી દૃષ્ટિને હરી લે. ૨૬.

**યન્નો ભયં ગ્રહેભ્યોઽભૂત્, કેતુભ્યો નૃભ્ય એવ ચ ।**
**સરીસૃપેભ્યો દંષ્ટ્રિભ્યો, ભૂતેભ્યોંઽહોભ્ય એવ વા ॥૨૭॥**
**સર્વાણ્યેતાનિ ભગવન્નામરૂપાસ્ત્રકીર્તનાત્ ।**
**પ્રયાન્તુ સંક્ષયં સદ્યો, યે નઃ શ્રેયઃપ્રતીપકાઃ ॥ ૨૮ ॥**

**ભાવાર્થ:**—અમને ગ્રહોથી, કેતુઓથી, મનુષ્યોથી, સર્પોથી, દાઢવાળાં પશુઓથી, તથા પાપોથી જે ભય થાય છે, તે સર્વ તથા

જેઓ અમારા સુખમાં વિઘ્ન કરનારા છે તે સર્વ ભગવાનના નામરૂપી અસ્ત્રના કિર્તનથી તુરતજ ક્ષય પામો. ૨૭-૨૮.

**ગરૂડો ભગવાન્સ્તોત્રસ્તોભશ્છંદોમયઃ પ્રભુઃ ।**
**રક્ષત્વશેષકૃચ્છ્રેભ્યો, વિષ્વક્સેનઃ સ્વનામભિઃ ॥ ૨૯ ॥**

**ભાવાર્થઃ**—બૃહદ્રથતર વિગેરે સામનાં સ્તોત્રોથી સ્તુતિ કરતા વેદમય તથા સમર્થ એવા ગરૂડભગવાન્, સર્વ સંકટોમાંથી મ્હારી રક્ષા કરો, તથા વિશ્વક્સેન ભગવાન્ પણ પોતાના નામો લેવા વડે સર્વ સંકટોમાંથી મ્હારી રક્ષા કરો. ૨૯.

**સર્વાપદ્ભ્યો હરેર્નામરૂપયાનાયુધાનિ નઃ ।**
**બુદ્ધીંદ્રિયમનઃપ્રાણાન્, પાંતુ પાર્ષદભૂષણાઃ ॥ ૩૦ ॥**

**ભાવાર્થઃ**—શ્રીહરિનાં નામ, રૂપ તથા નાના પ્રકારનાં આયુધો સર્વ આપત્તિઓમાંથી અમારી રક્ષા કરો; ભગવાનના મુખ્ય પાર્ષદો અમારી બુદ્ધિ, ઇંદ્રિય, મન તથા પ્રાણની રક્ષા કરો. ૩૦.

**યથા હિ ભગવાનેવ, વસ્તુતઃ સદસચ્ચ યત્ ।**
**સત્યેનાનેન નઃ સર્વે, યાંતુ નાશમુપદ્રવાઃ ॥ ૩૧ ॥**

**ભાવાર્થઃ**—આ સાકાર, નિરાકાર જે કાંઇ જગત્ છે, તે સર્વ ખરેખર ભગવાનનું જ સ્વરૂપ છે. આ સત્ય વાર્તાથી અમારા ઉપદ્રવો નાશ પામો. ૩૧.

**યથૈકાત્મ્યાનુભાવાનાં, વિકલ્પરહિતઃ સ્વયમ્ ।**
**ભૂષણાયુધલિંગાખ્યા, ધત્તે શક્તીઃ સ્વમાયયા ॥ ૩૨ ॥**

**ભાવાર્થઃ**—ભગવાન પોતે, અભેદ દૃષ્ટિવાળા મનુષ્યોને ભેદ રહિતજ જોવામાં આવે છે, તો પણ તે પોતાની માયાવડે આભૂષણો, આયુધો તથા ચિહ્ન નામની શક્તિઓને ધારણ કરે છે. ૩૨.

**તેનૈવ સત્યમાનેન, સર્વજ્ઞો ભગવાન્ હરિઃ ।**
**પાતુ સર્વૈઃ સ્વરૂપૈર્નઃ, સદા સર્વત્ર સર્વગઃ ॥ ૩૩ ॥**

**ભાવાર્થ:**—તે સત્ય વાર્તા છે, તો તે સત્ય પ્રમાણવડેજ સર્વજ્ઞ, તથા સર્વવ્યાપક ભગવાન્ શ્રીહરિ સર્વ પ્રકારનાં રૂપો વડે સર્વ ઠેકાણે, સર્વદા મ્હારી રક્ષા કરો. ૩૩.

**વિદિક્ષુ દિક્ષૂર્ધ્વમધઃ સમંતા-**
**દંતર્બહિર્ભગવાન્નારસિંહઃ ।**
**પ્રહાપયંલ્લોકભયં સ્વનેન,**
**સ્વતેજસા ગ્રસ્તસમસ્તતેજાઃ ॥ ૩૪ ॥**

**ભાવાર્થ:**—નૃસિંહના નામની ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનારા તથા પોતાના પ્રભાવથી દિગ્ગજ, ઝેર, શસ્ત્ર, પાણી, વાયુ, અગ્નિ વિગેરેના પ્રભાવને ગળી જનારા પ્રભાવશાલી પ્રહ્લાદજી, દિશાઓમાં, ખુણાઓમાં, ઉંચે, નીચે, અંદર, બહાર તથા ચોતરફ અમારી રક્ષા કરો. ૩૪.

**મઘવન્નિદમાખ્યાતં, વર્મ નારાયણાત્મકમ્ ।**
**વિજેષ્યસ્યંજસા યેન, દંશિતોઽસુરયૂથપાન્ ॥ ૩૫ ॥**

**ભાવાર્થ:**—વિશ્વરૂપ કહે છેઃ—હે ઇંદ્ર ! આ નારાયણકવચ તમારી આગળ કહ્યું, જે ધારણ કરવાથી તમે શ્રમ વિના અસુરોના અધિપતિઓને જીતશો. ૩૫.

**એતદ્ ધારયમાણસ્તુ, યં યં પશ્યતિ ચક્ષુષા ।**
**પદા વા સંસ્પૃશેત્સદ્યઃ, સાધ્વસાત્સ વિમુચ્યતે ॥૩૬॥**

**ભાવાર્થ**:—આ નારાયણકવચને ધારણ કરનારો મનુષ્ય નેત્રથી જેના જેના તરફ જુએ, અથવા તો ચરણવડે જેને જેને અડકે તે તે ભયમાંથી તુરત મુકત થાય છે. ૩૬.

**ન કુતશ્ચિદ્ ભયં તસ્ય, વિદ્યાં ધારયતો ભવેત્ ।**
**રાજદસ્યુગ્રહાદિભ્યો, વ્યાઘ્રાદિભ્યશ્ચ કર્હિચિત્ ॥ ૩૭ ॥**

**ભાવાર્થ**:—આ નારાયણકવચની વિદ્યા ભણનારા પુરુષને કોઇ દિવસ રાજાઓ તરફથી, ચોર તરફથી, ગ્રહાદિક તરફથી, વ્યાઘ્ર આદિક તરફથી, તથા બીજા કોઈ તરફથી ભય રહેતો નથી. ૩૭.

**ઇમાં વિદ્યાં પુરા કશ્ચિત્, કૌશિકો ધારયન્ દ્વિજઃ ।**
**યોગધારણયા સ્વાંગં, જહૌ સ મરુધન્વનિ ॥ ૩૮ ॥**

**ભાવાર્થ**:—પૂર્વે કોઇ એક કૌશિક ગોત્રના બ્રાહ્મણે આ યોગ-વિદ્યા સિદ્ધ કરી હતી અને તેણે યોગધારણાથી નિર્જળ દેશમાં પોતાના દેહનો ત્યાગ કર્યો હતો. ૩૮

**તસ્યોપરિ વિમાનેન, ગંધર્વપતિરેકદા ।**
**યયૌ ચિત્રરથઃ સ્ત્રીભિર્વૃતો યત્ર દ્વિજક્ષયઃ ॥ ૩૯ ॥**
**ગગનાન્ન્યપતત્સદ્યઃ, સવિમાનો હ્યવાક્શિરાઃ ।**
**સ વાલખિલ્યવચનાદસ્થીન્યાદાય વિસ્મિતઃ ।**
**પ્રાસ્ય પ્રાચીસરસ્વત્યાં, સ્નાત્વા ધામ સ્વમન્વગાત્ ॥૪૦॥**

**ભાવાર્થ**:—ત્યાર પછી એક વખતે ગંધર્વનો રાજા ચિત્રરથ સ્ત્રીઓથી વીંટાઇ વિમાનમાં બેસીને આકાશ માર્ગે ફરતો ફરતો જ્યાં આગળ પેલો બ્રાહ્મણ મરી ગયો હતો, તે સ્થાનક ઉપર જેવો આવ્યો કે તુરતજ વિમાન સાથે ઉંધે માથે આકાશમાંથી નીચે પડ્યો. ત્યારપછી તેણે

તેનું કારણ પૂછતાં વાલખિલ્ય ઋષિએ વિશ્વરૂપની વાત કહી, તે ઉપરથી તેણે તેનાં હાડકાંઓને લઇને પૂર્વમુખી સરસ્વતીમાં નાખ્યાં, અને તેમાં સ્નાન કરીને મનમાં આશ્ચર્ય પામતો પોતાના લોકમાં ગયો. ૩૯-૪૦.

**ય ઇદં શૃણુયાત્કાલે, યો ધારયતિ ચાદૃતઃ ।**
**તં નમસ્યંતિ ભૂતાનિ, મુચ્યતે સર્વતો ભયાત્ ॥ ૪૧ ॥**

**ભાવાર્થઃ**—શ્રીશુકદેવજી કહે છેઃ-હે પરીક્ષિત્ રાજા ! જે મનુષ્ય આદર સાથે આ નારાયણકવચને બરાબર સમયે સાંભળે છે, અથવા તો કંઠે કરે છે તેને પ્રાણીઓ નમે છે, અને તે સર્વભયમાંથી મુક્ત થાય છે. ૪૧.

**એતાં વિદ્યામધિગતો, વિશ્વરૂપાચ્છતક્રતુઃ ।**
**ત્રૈલોક્યલક્ષ્મીં બુભુજે, વિનિર્જિત્ય મૃધેઽસુરાન્ ॥૪૨॥**

**ભાવાર્થઃ**—ઇંદ્રે વિશ્વરૂપ પાસેથી આ નારાયણકવચ ભણીને રણમાં અસુરોને જીતી લઇને ત્રણ લોકની રાજ્યલક્ષ્મી ભોગવી હતી. ૪૨.

**ઇતિ શ્રીમહાપુરાણભાગવત વિષે ષષ્ઠસ્કંધમાં 'નારાયણકવચ' નામનો અધ્યાય આઠમો સંપૂર્ણ ॥**



# અથ "શ્રીભીષ્મસ્તુતિઃ"

**શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧, અધ્યાય ૯, શ્લોક ૩૨ થી ૪૨.**
**ભીષ્મપિતામહે કરેલી શ્રીકૃષ્ણભગવાનની સ્તુતિ.**

**ભીષ્મ ઉવાચ ।**

**ઇતિ મતિરુપકલ્પિતા વિતૃષ્ણા,**
**ભગવતિ સાત્વતપુંગવે વિભૂમ્નિ ।**
**સ્વસુખમુપગતે ક્વચિદ્વિહર્તું,**
**પ્રકૃતિમુપેયુષિ યદ્‌ભવપ્રવાહઃ ॥ ૩૨ ॥**

**ભાવાર્થ**:—ભીષ્મ કહે છે કેઃ—જે પોતાના પરમાનંદરૂપ સ્વરૂપને પ્રાપ્ત થયેલાજ છે તો પણ કોઇ સમયે ક્રીડા કરવા માટે જે યોગમાયાથી સંસારની પરંપરા ચાલે છે તે યોગમાયાનો આશ્રય કરે છે એવા તે યાદવોમાં શ્રેષ્ઠ સમર્થ ભગવાન્‌માં નાના પ્રકારના ધર્માદિક ઉપાયોથી મ્હેં મારી નિષ્કામ મતિ અર્પણ કરી છે. ૩૨.

**ત્રિભુવનકમનં તમાલવર્ણં,**
**રવિકરગૌરવરાંબરં દધાને ।**
**વપુરલકકુલાવૃતાનનાબ્જં,**
**વિજયસખે રતિરસ્તુ મેઽનવદ્યા ॥ ૩૩ ॥**

**ભાવાર્થ**:—આખા ત્રૈલોક્યમાં સુંદર જેનો તમાલના સરખો નીલવર્ણ છે એવા અને સૂર્યના કિરણ સરખાં પીળાં વસ્ત્રો તથા કેશના સમૂહથી ઘેરાઇ ગયેલા મુખવાળા શરીરને ધારણ કરતા એવા અર્જુનના સારથી શ્રીભગવાન્‌માં મ્હારી નિષ્કામ પ્રીતિ રહેજો. ૩૩.

યુધિ તુરગરજો વિધૂમ્રવિષ્વક્,
કચલુલિતશ્રમવાર્યલંકૃતાસ્યે ।
મમ નિશિતશરૈર્વિભિદ્યમાન-
ત્વચિ વિલસત્કવચેઽસ્તુ કૃષ્ણ આત્મા ॥ ૩૪ ॥

**ભાવાર્થ**:—યુદ્ધને વિષે ઘોડાની ખરીઓની રજવડે ભુરા થયેલા અને આમતેમ ઉડતા કેશથી વિખરાઇ ગયેલા પરસેવાનાં બિંદુઓએ કરીને જેનું મુખ શોભતું હતું, અને મ્હારાં તીક્ષ્ણ બાણોથી જેના શરીરની ચામડી વીંધાઇ જતી હતી તથા જેનું કવચ એટલે બખ્તર તૂટી જતું હતું એવા શ્રીકૃષ્ણને વિષે મ્હારૂં મન રહેજો. ૩૪.

સપદિ સખિવચો નિશમ્ય મધ્યે,
નિજપરયોર્બલયો રથં નિવેશ્ય ।
સ્થિતવતિ પરસૈનિકાયુરક્ષ્ણા,
હતવતિ પાર્થસખે રતિર્મમાઽસ્તુ ॥ ૩૫ ॥

**ભાવાર્થ**:—પોતાના મિત્ર અર્જુનનાં વચન સાંભળીને તત્કાળ પોતાના અને શત્રુના સૈન્યના મધ્યમાં રથને ઉભો રાખી ઉભેલા અને શત્રુની સેનાના લડવૈયાના આયુષ્યને કાળદૃષ્ટિથી હરી લેતા એવા અર્જુનના સખા શ્રીકૃષ્ણમાં મ્હારી મતિ રહેજો. ૩૫.

વ્યવહિતપૃતનામુખં નિરીક્ષ્ય,
સ્વજનવધાદ્વિમુખસ્ય દોષબુદ્ધ્યા ।
કુમતિમહરદાત્મવિદ્યયા ય-
શ્ચરણરતિઃ પરમસ્ય તસ્ય મેઽસ્તુ ॥ ૩૬ ॥

**ભાવાર્થ:**—દૂર ઉભેલી સેનાને મોઢે મોવડી થઇ ઉભેલા ભીષ્માદિકને જોઇને દોષબુદ્ધિવડે સ્વજનોનો વધ કરવાથી નિવૃત્ત થયેલા અર્જુનની કુમતિને આત્મવિદ્યાવડે જેણે કાપી નાખી તે પરમાત્માના ચરણમાં મ્હારી પ્રીતિ થજો. ૩૬.

**સ્વનિગમમપહાય મત્પ્રતિજ્ઞા-**
**મૃતમધિકર્તુમવપ્લુતો રથસ્થઃ ।**
**ધૃતરથચરણોઽભ્યયાચ્ચલદ્ગુ-**
**ર્હરિરિવ હન્તુમિભં ગતોત્તરીયઃ ॥ ૩૭ ॥**

**ભાવાર્થ:**—"હું શસ્ત્ર ધારણ નહિ કરૂં" એવો પોતાનો બોલ પડતો મૂકીને "શ્રીકૃષ્ણના હાથમાં શસ્ત્ર લેવડાવીશ" એવી મ્હારી પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે રથમાં બેઠા હતા ત્યાંથી ઉતરીને હાથમાં રથનું ચક્ર ધારણ કરી પૃથ્વીને ચળાવતા, ઉત્તરીય વસ્ત્ર નીચે નાખી દઇને, સિંહ જેમ હાથીને મારવા દોડે તેમ દોડ્યા. ૩૭.

**શિતવિશિખહતો વિશીર્ણદંશઃ,**
**ક્ષતજપરિપ્લુત આતતાયિનો મે ।**
**પ્રસભમભિસસાર મદ્વધાર્થં,**
**સ ભવતુ મે ભગવાન્ ગતિર્મુકુન્દઃ ॥ ૩૮ ॥**

**ભાવાર્થ:**—અને હાથમાં ધનુષબાણ લઇ મારવા ઉભેલો એવો જે હું તેના તીક્ષ્ણ બાણોથી હણાયેલા અને એજ કારણથી કવચ જેનું તૂટી ગયું છે એવા લોહીથી ખરડાયેલા થકા, રોકી રાખતા અર્જુનનું બળાત્કારથી ઉલ્લંઘન કરીને મ્હને મારવા માટે આવ્યા તે મુકુન્દ ભગવાન્ મ્હારી ગતિરૂપ હોજો. ૩૮.

વિજયરથકુટુંબ આત્તતોત્રે,
ધૃતહયરશ્મિનિ તચ્છ્રિયેક્ષણીયે ।
ભગવતિ રતિરસ્તુ મે મુમૂર્ષો-
ર્યમિહ નિરીક્ષ્ય હતા ગતાઃ સ્વરૂપમ્ ॥ ૩૯ ॥

**ભાવાર્થ:**—અર્જુનના રથનું રક્ષણ કરનારા, ચાબખો જેણે ગ્રહણ કરેલો છે, ઘોડાની રાશ જેણે હાથમાં ઝાલી છે અને સારથીપણાની શોભાથી શોભતા એવા ભગવાનને વિષે મરવા ઇચ્છનાર એવો જે હું તેની પ્રીતિ હજો; જે ભગવાનને જોઇને આ લડાઇમાં મુવેલા સર્વે, તેના સરખા રૂપને પામેલા છે. ૩૯.

લલિતગતિવિલાસવલ્ગુહાસ-
. પ્રણયનિરીક્ષણકલ્પિતોરુમાનાઃ ।
કૃતમનુકૃતવત્ય ઉન્મદાન્ધાઃ,
પ્રકૃતિમગન્ કિલ યસ્ય ગોપવધ્વઃ ॥ ૪૦ ॥

**ભાવાર્થ:**—સુંદર ગતિ, વિલાસ, મનોહર હસવું અને પ્રેમથી જોવું, તે વડે ઘણા માનને પામેલી અને તેથી અત્યંત મદથી અંધ થએલી, પરવશ થએલી અને તેથી જ ગોવર્ધનપર્વત ધારણ કરવા આદિ તેનાં કરેલાં કાર્યોનું અનુકરણ કરતી ગોપની સ્ત્રીઓ પ્રસિદ્ધરીતે જે ભગવાનનાં સ્વરૂપને પામી તે ભગવાનને વિષે મ્હારી પ્રીતિ રહેજો. ૪૦

મુનિગણનૃપવર્યસંકુલેઽન્તઃ-
સદસિ યુધિષ્ઠિરરાજસૂય એષામ્ ।
અર્હણમુપપેદ ઈક્ષણીયો,
મમ દૃશિગોચર એષ આવિરાત્મા ॥ ૪૧ ॥

**ભાવાર્થ**:—યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં મુનિગણો અને ઉત્તમ રાજાઓથી ભરાઇ ગયેલી સભાના મધ્યમાં એ મુનિગણોને "શું રૂપ? શો મહિમા?" એમ આશ્ચર્યથી જોવા લાયક એવા જે ભગવાન્ પૂજનને પામ્યા, એ ભગવાન્ મ્હારી નજરે આવી ઉભા છે. ૪૧.

**તમિમમહમજં શરીરભાજાં,**
**હૃદિ હૃદિ ધિષ્ઠિતમાત્મકલ્પિતાનામ્ ।**
**પ્રતિદૃશમિવ નૈકધાર્કમેકં,**
**સમધિગતોઽસ્મિ વિધૂતભેદમોહઃ ॥ ૪૨ ॥**

**ભાવાર્થ**:—જેમ સર્વપ્રાણીઓની પ્રત્યેક દૃષ્ટિમાં સૂર્ય એક છતાં અનેકરૂપે રહેલો જણાય છે તેમ પોતે નિર્માણ કરેલાં પ્રાણીઓનાં દરેક હૃદયમાં અધિષ્ઠાનરૂપે રહેલા છતાં અનેક રૂપે જણાય છે, તે આ અજન્મા ઇશ્વરને, ભેદને મોહ જેનો ટળી ગયો છે એવો હું પ્રાપ્ત થયેલો છું. ૪૨.

**ઇતિ શ્રીમદ્ભાગવતાન્તરગત "શ્રીભીષ્મસ્તુતિ" સમાપ્ત ॥**



# અથ "શ્રીવૃત્રાસુરસ્તુતિ."

**શ્રીમદ્‌ભાગવત સ્કન્ધ ૬, અધ્યાય ૧૧, શ્લોક ૨૪ થી ૨૭.**

**અવતરણિકાઃ**—ઇન્દ્ર સાથે થયેલ યુદ્ધમાં છેવટે વૃત્રાસુર, શ્રી ભગવાનની પ્રાર્થના નીચેના શ્લોકોથી કરે છેઃ—

**અહં હરે ! તવપાદૈકમૂલ-**
**દાસાનુદાસો ભવિતાઽસ્મિ ભૂયઃ ।**
**મનઃ સ્મરેતાસુપતેર્ગુણાંસ્તે,**
**ગૃણીત વાક્કર્મ કરોતુ કાયઃ ॥ ૨૪ ॥**

**ભાવાર્થઃ**—વૃત્રાસુર ભગવાનની પ્રાર્થના કરે છે કેઃ—હે ભગવન્! હું ફરીવાર તમારા ચરણારવિંદના આશ્રયમાં રહેનારા દાસોનો દાસ થાઉં, મ્હારૂં મન આપ કે જે પ્રાણ—જીવન છો તેમના ગુણોનું સ્મરણ કરે; મ્હારી વાણી આપના ગુણ ગાય; અને મ્હારૂં શરીર આપની સેવા કરે એવી કૃપા કરો. ૨૪.

**ન નાકપૃષ્ઠં ન ચ પારમેષ્ઠ્યં,**
**ન સાર્વભૌમં ન રસાધિપત્યમ્ ।**
**ન યોગસિદ્ધીરપુનર્ભવં વા,**
**સમંજસ ! ત્વા વિરહય્ય કાંક્ષે ॥ ૨૫ ॥**

**ભાવાર્થઃ**—હે સર્વ સૌભાગ્યના ભંડારરૂપ ! આપને મૂકીને હું સ્વર્ગલોક, બ્રહ્મલોક, ચક્રવર્તી રાજ્ય, પાતાળનું રાજ્ય, અણિમા વિગેરે અષ્ટ સિદ્ધિઓને કે મોક્ષને પણ ઇચ્છતો નથી. ૨૫.

અજાતપક્ષા ઇવ માતરં ખગાઃ,
સ્તન્યં યથા વત્સતરાઃ ક્ષુધાર્તાઃ ।
પ્રિયં પ્રિયેવ વ્યુષિતં વિષણ્ણા,
મનોઽરવિંદાક્ષ ! દિદૃક્ષતે ત્વામ્ ॥ ૨૬ ॥

**ભાવાર્થઃ**—ક્ષુધા વિગેરેથી પીડા પામતાં, પાંખો આવ્યા વગરનાં પક્ષિનાં બચ્ચાં જેમ માને જોવાની ઇચ્છા કરે; અને મુંઝાયેલી સ્ત્રી જેમ પરદેશમાં ગયેલા પતિને જોવાની ઇચ્છા કરે તેમ હે પરમેશ્વર ! મ્હારૂં મન આપને જોવાની ઇચ્છા કરે છે. ૨૬.

મમોત્તમશ્લોકજનેષુ સખ્યં,
સંસારચક્રે ભ્રમતઃ સ્વકર્મભિઃ ।
ત્વન્માયયાત્માઽઽત્મજદારગેહે-
ષ્વાસક્તચિત્તસ્ય ન નાથ ! ભૂયાત્ ॥ ૨૭ ॥

**ભાવાર્થઃ**—હે નાથ ! હું કે જે સંસારરૂપી ચક્રમાં પોતાના કર્મથી ફર્યા કરૂં છું અને તમારી માયાને લીધે દેહ, છોકરાં, સ્ત્રીઓ અને ઘરમાં આસક્ત થઇ રહ્યો છું તેને હવે આપના ભક્તલોકોની સાથેજ મૈત્રી થજો; પણ ફરીવાર દેહાદિકમાં આસક્તિ થજો નહિં. ૨૭.

ઇતિ શ્રીમદ્ભાગવતાન્તર્ગત ષષ્ઠસ્કંધમાં "વૃત્રાસુરસ્તુતિ" સમાપ્તા ॥



## "રૂક્મિણીએ શ્રીકૃષ્ણ ઉપર લખેલો પત્ર."

### શ્રીમદ્‌ભાગવતદશમસ્કંધ, ઉત્તરાર્દ્ધ, અધ્યાય પર, શ્લોક ૩૭ થી ૪૩.

અવતરણિકા:—શ્રીકૃષ્ણ ભગવાનને જ વરવાની ઇચ્છાથી રૂક્મિણીએ ભગવાન્ પર લખેલો પત્ર કોઇ એક બ્રાહ્મણદ્વારા મોકલ્યો છે તે પત્ર ભગવાનને દેખાડતાં ભગવાનની આજ્ઞાથી બ્રાહ્મણ વાંચી સંભળાવે છે:—

શ્રુત્વા ગુણાન્ ભુવનસુંદર! શૃણ્વતા તે,
નિર્વિશ્ય કર્ણવિવરૈર્હરતોઽઙ્ગતાપમ્ ।
રૂપં દૃશાં દૃશિમતામખિલાર્થલાભં,
ત્વય્યચ્યુતાવિશતિ ચિત્તમપત્રપં મે ॥ ૩૭ ॥

ભાવાર્થ:—હે ત્રૈલોક્ય-સુંદર! હે પ્રભુ! સાંભળનારાઓના કાનના છિદ્રોથી તેઓના તાપને હરનારા આપના ગુણો; અને દૃષ્ટિવાળાઓની દૃષ્ટિઓને સર્વ મનોરથોના લાભરૂપ આપનું રૂપ સાંભળીને લાજ વગરનું મ્હારૂં ચિત્ત આપમાં જ લાગી રહ્યું છે. ૩૭.

કા ત્વા મુકુન્દ! મહતી કુલશીલરૂપ-
વિદ્યાવયોદ્રવિણધામભિરાત્મતુલ્યમ્ ।
ધીરા પતિં કુલવતી ન વૃણીત કન્યા,
કાલે નૃસિંહ! નરલોકમનોભિરામમ્ ॥ ૩૮ ॥

**ભાવાર્થ**:—હે મુકુન્દ! હે મનુષ્યોમાં સિંહરૂપ! આપ કે જે કુળ, શીલ, રૂપ, વિદ્યા, અવસ્થા, ધન અને પ્રભાવથી પોતા તુલ્યજ છો; અને મનુષ્ય લોકના મનને પ્યારા લાગો એવા છો તેમને સારા કુળની, ઉંચા ગુણવાળી અને બુદ્ધિવાળી કઇ કન્યા વિવાહના અવસરમાં ન વરે? ૩૮.

**તન્મે ભવાન્ ખલુ વૃતઃ પતિરંગ જાયા-**
**માત્માર્પિતશ્ચ ભવતોઽત્ર વિભો! વિધેહિ ।**
**મા વીરભાગમભિમર્શતુ ચૈદ્ય આરાદ્,**
**ગોમાયુવન્મૃગપતેર્બલિમંબુજાક્ષ! ॥ ૩૯ ॥**

**ભાવાર્થ**:—એટલા માટે હે પ્રભુ! હે કમળ સરખાં નેત્રવાળા! હું તમને પતિ માનીને વરી ચુકી છું અને મ્હારો દેહ આપને અર્પણ કરેલો છે, અહિં પધારીને મારો સ્ત્રીતરીકે સ્વીકાર કરો; સિંહના ભાગને શિયાળીઆની પેઠે હું કે જે આપ મહાવીરના ભાગરૂપ છું તેને શિશુપાળ આવીને સ્પર્શ ન કરે એમ થવું જોઇએ. ૩૯.

**પૂર્તેષ્ટદત્તનિયમવ્રતદેવવિપ્ર-**
**ગુર્વર્ચનાદિભિરલં ભગવાન્ પરેશઃ ।**
**આરાધિતો યદિ ગદાગ્રજ એત્ય પાણિં,**
**ગૃહ્ણાતુ મે ન દમઘોપસુતાદયોઽન્યે ॥ ૪૦ ॥**

**ભાવાર્થ**:—જલાશયાદિકનું નિર્માણ, અગ્નિહોત્રાદિક યજ્ઞ, દાન, નિયમ, વ્રત અને દેવ, બ્રાહ્મણ તથા ગુરુના પૂજનાદિકથી પરમેશ્વર ભગવાનની જો મ્હેં પૂર્વજન્મમાં પણ આરાધના કરી હોય તો આપ આવીને મ્હારૂં પાણિગ્રહણ કરજો; શિશુપાલ આદિ બીજા કોઇ કરશો નહિ. ૪૦.

શ્વો ભાવિનિ ત્વમજિતોદ્વહને વિદર્ભાન્,
ગુપ્તઃ સમેત્ય પૃતનાપતિભિઃ પરીતઃ ।
નિર્મથ્ય ચૈદ્યમગધેન્દ્રબલં પ્રસહ્ય,
માં રાક્ષસેન વિધિનોદ્વહ વીર્યશુલ્કામ્ ॥ ૪૧ ॥

**ભાવાર્થ**:—હે અજીત ! વિવાહને આગલે દિવસે આપ પ્રથમ ગુપ્તરીતે વિદર્ભ દેશમાં આવી પછી સેનાપતિઓથી વીંટળાઇને શિશુપાલ તથા જરાસંધના સૈન્યનું મથન કરી નાખતાં, બળાત્કારથી હું કે જેનું મૂલ્ય ( દેય ) પરાક્રમ જ છે તેને રાક્ષસવિવાહની રીતીથી પરણો. ૪૧.

અંતઃપુરાંતરચરીમનિહત્ય બંધું-
સ્ત્વામુદ્વહે કથમિતિ પ્રવદામ્યુપાયમ્ ।
પૂર્વેદ્યુરસ્તિ મહતી કુલદેવિયાત્રા,
યસ્યાં બહિર્નવવધૂર્ગિરિજામુપેયાત્ ॥ ૪૨ ॥

**ભાવાર્થ**:—"તું કે જે અંતઃપુરની અંદર રહેનારી છે, તેને તારા બંધુઓને માર્યા વિના શી રીતે પરણી શકું?" એમ તમોને શંકા આવશે માટે તેનો ઉપાય કહું છું કેઃ-વિવાહથી પહેલે દીવસે અમારા કુળમાં કુલદેવિની યાત્રા કરવાની રીતી છે કે જે યાત્રામાં લગ્ન લીધેલી કન્યાને ગામ બહાર પાર્વતીના દર્શન કરવા જવું પડે છે. (તો ત્યાં માતાજીના મંદિરમાંથી મ્હારૂં હરણ કરવું સ્હેલું પડશે). ૪૨.

યસ્યાંઘ્રિપંકજરજઃ સ્નપનં મહાન્તો,
વાંછંત્યુમાપતિરિવાત્મતમોઽપહત્યૈ ।
યર્હ્યંબુજાક્ષ ! ન લભેય ભવત્પ્રસાદં,
જહ્યામસૂન્વ્રતકૃશાન્ શતજન્મભિઃ સ્યાત્ ॥૪૩॥

**ભાવાર્થ**:—હે કમળ સરખા નેત્રવાળા! સદાશિવની પેઠે બીજા મહાત્મા લોકો પણ જેના ચરણારવિંદની રજમાં ન્હાવાને ઇચ્છે છે એવા જે આપ તેમની કૃપા મ્હને નહિં મળે તો મ્હારા પ્રાણને વ્રતોથી દુબળા કરી નાખી, તેઓનો ત્યાગ કરી દઇશ; એમ વારંવાર કરતાં સેંકડો જન્મથી પણ આપની કૃપા મેળવવી છે. ૪૩.

**॥ ઇતિ શ્રીમદ્‌ભાગવતાન્તર્ગત "રૂક્મિણીપત્ર" સમાપ્ત ॥**



## "વિવિધગ્રંથભગવત્સ્તુતિસંગ્રહ."



શાન્તાકારં ભુજગશયનં, પદ્મનાભં સુરેશં,
વિશ્વાધારં ગગનસદૃશં, મેઘવર્ણં શુભાંગમ્ ।
લક્ષ્મીકાન્તં કમલનયનં, યોગિભિર્ધ્યાનગમ્યં,
વંદે વિષ્ણું ભવભયહરં, સર્વલોકૈકનાથમ્ ॥ ૧ ॥

નમોઽસ્ત્વનંતાય સહસ્રમૂર્તયે,
સહસ્રપાદાક્ષિશિરોરુબાહવે ।
સહસ્રનામ્ને પુરુષાય શાશ્વતે,
સહસ્રકોટીયુગધારિણે નમઃ ॥ ૨ ॥

નમઃ કમલનાભાય, નમસ્તે જલશાયિને ।
નમસ્તે કેશવાનન્ત !, વાસુદેવ ! નમોસ્તુ તે ॥ ૩ ॥

વાસનાદ્વાસુદેવસ્ય, વાસિતં ભુવનત્રયમ્ ।
સર્વભૂતનિવાસોઽસિ, વાસુદેવ ! નમોઽસ્તુ તે ॥ ૪ ॥

નમો બ્રહ્મણ્યદેવાય, ગોબ્રાહ્મણહિતાય ચ ।
જગદ્ધિતાય કૃષ્ણાય, ગોવિન્દાય નમો નમઃ ॥ ૫ ॥

નમઃ પંકજનાભાય, નમઃ પંકજમાલિને ।
નમઃ પંકજનેત્રાય, નમસ્તે પંકજાંઘ્રિણે ॥ ૬ ॥

યં બ્રહ્માવરુણેન્દ્રરુદ્રમરુતઃ, સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈ-
ર્વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા, પશ્યંતિ યં યોગિનો,
યસ્યાન્તં ન વિદુઃ સુરાઽસુરગણા, દેવાય તસ્મૈ નમઃ ॥૭॥

કરારવિન્દેન પદારવિન્દં, મુખારવિન્દે વિનિવેશયન્તમ્ ।
વટસ્ય પત્રસ્ય પુટે શયાનં, બાલં મુકુન્દં મનસા સ્મરામિ ॥૮॥

ધ્યેયં સદા પરિભવઘ્નમભીષ્ટદોહં,
તીર્થાસ્પદં શિવવિરિઞ્ચિનુતં શરણ્યમ્ ।
ભૃત્યાર્તિહં પ્રણતપાલ ! ભવાબ્ધિપોતં,
વંદે મહાપુરુષ ! તે ચરણારવિન્દમ્ ॥ ૯ ॥

ધ્યાનાભ્યાસવશીકૃતેન મનસા, તન્નિર્ગુણં નિષ્ક્રિયં,
જ્યોતિઃ કિંચન યોગિનો યદિ પરં, પશ્યન્તિ પશ્યન્તુ તે ।
અસ્માકં તુ તદેવ લોચનચમત્કારાય ભૂયાચ્ચિરમ્,
કાલિન્દીપુલિનેષુ યત્કિમપિ તન્નીલં તમો ધાવતિ ॥ ૧૦ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ ! ॥૧૧॥

યં શૈવાઃ સમુપાસતે શિવ ઇતિ, બ્રહ્મેતિ વેદાન્તિનો,
બૌદ્ધા બુદ્ધ ઇતિ પ્રમાણપટવઃ, કર્તેતિ નૈયાયિકાઃ ।
અર્હન્નિત્યથ જૈનશાસનરતાઃ, કર્મેતિ મીમાંસકાઃ,
સોઽયં વો વિદધાતુ વાંછિતફલં, ત્રૈલોક્યનાથો હરિઃ ॥૧૨॥

નિગમકલ્પતરોર્ગલિતં ફલં, શુકમુખાદમૃતદ્રવસંયુતમ્ ।
પિબત ભાગવતં રસમાલયં, મુહુરહો રસિકા ! ભુવિ ભાવુકાઃ
॥ ૧૩ ॥

અપરાધસહસ્રભાજનં, પતિતં ભીમભવાર્ણવોદરે ।
અગતિં શરણાગતં હરે ! કૃપયા કેવલમાત્મસાત્કુરુ ॥૧૪॥

ન ધર્મનિષ્ઠોઽસ્મિ ન ચાત્મવેત્તા,
ન ભક્તિમાંસ્ત્વચ્ચરણારવિન્દે ।
અકિંચનોઽનન્યગતિઃ શરણ્યં,
ત્વત્પાદમૂલં શરણં પ્રપદ્યે ॥ ૧૫ ॥

કૃષ્ણ ! ત્વદીયપદપંકજપંજરાન્ત-
મદ્યૈવ મે વિશતુ માનસરાજહંસઃ ।
પ્રાણપ્રયાણસમયે કફવાતપિત્તૈઃ,
કંઠાવરોધનવિધૌ સ્મરણં કુતસ્તે ॥ ૧૬ ॥

વસુદેવસુતં દેવં, કંસચાણૂરમર્દનમ્ ।
દેવકીપરમાનન્દં, કૃષ્ણં વન્દે જગદ્ગુરુમ્ ॥ ૧૭ ॥

પ્રપન્નપારિજાતાય, તોત્રવેત્રૈકપાણયે ।
જ્ઞાનમુદ્રાય કૃષ્ણાય, ગીતામૃતદુહે નમઃ ॥ ૧૮ ॥

મૂકં કરોતિ વાચાલં, પંગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે, પરમાનન્દમાધવમ્ ॥ ૧૯ ॥

સર્વોપનિષદો ગાવો, દોગ્ધા ગોપાલનંદનઃ ।
પાર્થો વત્સઃ સુધીર્ભોક્તા, દુગ્ધં ગીતામૃતં મહત્ ॥૨૦॥

કૃષ્ણાય વાસુદેવાય, દેવકીનંદનાય ચ ।
નંદગોપકુમારાય, ગોવિંદાય નમો નમઃ ॥ ૨૧ ॥

## "આચાર્યકૃતષટ્પદી."

અવિનયમપનય વિષ્ણો! દમય મનઃ શમય વિષયમૃગતૃષ્ણામ્ ।
ભૂતદયાં વિસ્તારય, તારય સંસારસાગરતઃ ॥ ૧ ॥

દિવ્યધુનીમકરન્દે, પરિમલપરિભોગસચ્ચિદાનન્દે ।
શ્રીપતિપદારવિન્દે, ભવભયખેદચ્છિદે વન્દે ॥ ૨ ॥

સત્યપિ ભેદાઽપગમે, નાથ! તવાહં ન મામકીનસ્ત્વમ્ ।
સામુદ્રો હિ તરંગઃ, ક્વચન સમુદ્રો ન તારંગઃ ॥ ૩ ॥

ઉદ્ધૃતનગ! નગભિદનુજ!, દનુજકુલામિત્ર! મિત્રશશિદૃષ્ટે ।
દૃષ્ટે ભવતિ પ્રભવતિ, ન ભવતિ કિં ભવતિરસ્કારઃ ॥ ૪ ॥

મત્સ્યાદિભિરવતારૈરવતારવતાવતા વસુધામ્ ।
પરમેશ્વર! પરિપાલ્યો, ભવતા ભવતાપભીતોઽહમ્ ॥ ૫ ॥

દામોદર! ગુણમંદિર!, સુંદરવદનારવિન્દ! ગોવિન્દ! ।
ભવજલધિમથનમન્દર!, પરમં દરમપનય ત્વં મે ॥ ૬ ॥

નારાયણ! કરુણામય!, શરણં કરવાણિ તાવકૌ ચરણૌ ।
ઇતિ ષટ્પદી મદીયે, વદનસરોજે સદા વસતુ ॥ ૭ ॥

॥ ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિતં ષટ્પદીસ્તોત્રં સંપૂર્ણમ્ ॥

# "શ્રીમદ્‌ભાગવતનાં ધોળ ભાગ ૩ જો."

## ધોળ ૧ લું.

## વિનંતિ.

**શ્રીવલ્લભજી** કરૂં વિનંતિ, મારા પ્રાણ આધાર,
દીન જાણીને દયા કરો પ્રભુ કીજીએ સાર. શ્રીવલ્લભજી કરૂં વિનંતિ.
અનુક્રમ કરીને વરણવું શ્રીમદ્‌ભાગવત રૂપ,
દ્વાદશ અંગ પ્રભુજી તણાં શોભા પરમ અનૂપ. શ્રીવલ્લભજી૦
શ્રીવિઠ્ઠલવરને વારણે, જાઉં વારંવાર,
નિજજનને હિત કારણે, ધર્યો ઉત્તમ અવતાર. શ્રીવલ્લભજી૦
અધિકાર લીલા રે પ્રથમ સ્કંધ છે, દક્ષિણ ચરણનું ધ્યાન,
વામ ચરણનું ધામ છે, દ્વિતીય સ્કંધ લીલાગાન. શ્રીવલ્લભજી૦
સર્ગલીલા તૃતીયસ્કંધ છે, હરિની એક બાહુ જોહ.
વિસર્ગલીલા ચતુર્થસ્કંધ છે, હરિની બીજી બાહુ જોહ. શ્રીવલ્લભજી૦
સ્થાનલીલા પંચમસ્કંધ છે, પાછલો ભાગ કટિ જાણ,
પોષણલીલા છઠ્ઠો સ્કંધ છે, કરી ઉદર વખાણ. શ્રીવલ્લભજી૦
ઊતિલીલા સપ્તમસ્કંધ છે, એ વામહસ્ત કહેવાય,
દક્ષિણ હસ્ત અષ્ટમસ્કંધ છે, મન્વંતર લીલા ગાય. શ્રીવલ્લભજી૦
નવમસ્કંધ ઇશાનુ કથા રે, બીજું સ્થાન જોહ,
દશમ નિરોધ લીલા હૃદયે ધરો, સમરો ધરી નેહ. શ્રીવલ્લભજી૦
મુક્તિલીલા એકાદશસ્કંધ છે, એ તો હરિનું મસ્તક,
આશ્રયલીલા દ્વાદશસ્કંધ છે, બ્રહ્મરંધ્ર કહેવાય. શ્રીવલ્લભજી૦
**હરિદાસ** પ્રભુ શોભા નિરખીને, ધરિ લીજીએ ચિત્ત,
ક્ષણ ક્ષણ હરિ ન વિસારિયે, ગુણગાન કીજે નિત. શ્રીવલ્લભજી૦

## ધોળ ૨ જું.

### પ્રથમસ્કંધ.

**શ્રીમદ્વલ્લભ** ચરણે લાગુંજી, ગુણ ગાઉં વાણી એવી માગુંજી,
**શ્રીવિઠ્ઠલનાથજી** પૂરોને આશજી, જનમોજનમનો જાણો દાસજી.
અનુક્રમ શ્રીભાગવતનું કહીએજી, સ્કંધ દ્વાદશ એના લહિએજી,
અધ્યાય ત્રણસોને બત્રિસજી, પ્રાકૃત અધ્યાય મળી ત્રણસોપાંત્રિસજી.
શ્લોક અઢાર હજારનું પ્રમાણજી, પ્રકરણ ત્રૈંતાલીસ નિરવાણજી,
અક્ષર પોણા છ લાખ કહેવાયજી, વરણવ કેમ કરીને થાયજી.
ઓગણિશ અધ્યાયે પ્રથમસ્કંધજી, તેમાં પ્રકરણ ત્રણ કહ્યાં પદબંધજી,
હિત પ્રકરણ ત્રણ અધ્યાયલગી થાયજી, પહેલે આધ્યે **શૌનકપ્રશ્ન** પૂછાયજી.
બીજે આધ્યે **સુતપુરાણીએ** ઉત્તર દીધાજી, ભક્તિયોગ તે ઉત્કૃષ્ટ કીધાજી.

ત્રીજે આધ્યે કથા અવતાર ચોવિસજી,
બીજું પ્રકરણ મધ્યમ કહું નામી શીષજી.
ચોથે ચિંતા **વ્યાસજી**ને થઈ **નારદ** આવ્યાજી,
ઉપદેશ કરી પાંચમે સમજાવ્યાજી.
છટ્ઠે પોતાનું વૃત્તાંત નારદે કહ્યુંજ,
આગલા જન્મનું સુખ દુઃખ લહ્યુંજી.
કીજે શ્રીભાગવતનો પાઠ,
જેથી થાય તાપ ત્રિવિધનો નાશજી.
ત્રીજું પ્રકરણ ઉત્તમ તેહ જાણોજી,
તેર અધ્યાય લગી એને વખાણોજી.
સાતમે આધ્યે **અશ્વત્થામા**યે બાણ મેલ્યાંજી,
રક્ષા કરી સર્વેને રાખ્યાં છે રાજી.

આઠમે ઉત્તરાગર્ભ રક્ષા કરી લીધીજી,
કુંતાજીએ પ્રભુજીની સ્તુતિ કીધીજી.
ભીષ્મપિતાએ યુધિષ્ઠિરને રાજ્ય બેસાર્યાજી,
પછે શ્રીજી પોતે શ્રીદ્વારકાં પધાર્યાજી.
એકાદશ આધ્યે સગાં સંબંધી સર્વે મળિયાંજી,
માંહોમાંહે મળી પરસ્પર ભળિયાંજી.
ભગવદ્ ભક્ત પરીક્ષિતરાયજી,
જન્મ વરણવ્યો દ્વાદશ અધ્યાયેજી.
ત્રયોદશે વિદુરજી હસ્તિનાપુર આવ્યાજી,
તીર્થયાત્રા કરી સરવ મન ભાવ્યાજી.
ધૃતરાષ્ટ્ર ગાંધારીને લઇ સાથજી,
વિદુરજી ચાલ્યા ઉત્તરા પાથજી.
ચૌદમે આધ્યે દ્વારકાંથી અર્જુન આવ્યા ઘેરજી,
મુખ જોઇ યુધિષ્ટિરે પ્રશ્ન પૂછ્યા તેહજી.
પંદરમે આધ્યે યાદવ કુળક્ષય થયોજી,
પરિક્ષિતને રાજ દૈ પાંડવ ઉત્તરે ગયાજી.
સોળમે આધ્યે પરિક્ષિતે દિગ્વિજય કર્યોજી,
પૃથ્વી ધર્મે કલિયુગનાં સુખ કહ્યાંજી.
ધર્મરક્ષા સત્તરમે કીધીજી,
કલિયુગને ધર્મની ઉત્તમ શિખ દીધીજી.
પરીક્ષિતને વિપ્રશાપ થયો અઢારમેજી,
ઓગણિસ આધ્યે જૈ બેઠા ગંગા કિનારેજી.
સરવ રાજ્યનો ત્યાગજ કીધોજી,
શુકદેવજીને પૂછીને વ્રતજ લીધાંજી.

અધિકારલીલા એહ કહેવાયજી,
એક રસના કેમ કરી ગુણ ગાયજી.
હરિદાસ પ્રભુ ગોવર્ધનધારીજી,
શોભા નિરખી નિત્ય પ્રતિ જાઉં બલિહારીજી.

## ધોળ ૩ જું.

## દ્વિતીય સ્કંધ.

જ્ઞાનલીલા રે દ્વિતીય સ્કંધ છે,
અધ્યાય દશ માંહે પ્રકરણ એનાં ત્રણ છે.
તત્વધ્યાન પેલું ત્યાંહે પહેલા અધ્યાય માંહે,
કહ્યું સાક્ષાત્ યોગનું જ્ઞાન.
પોતાના જન કારણે સ્થૂલ સ્વરૂપનું ધ્યાન,
સૂક્ષ્મ સ્વરૂપનું ધ્યાન છે તે તો અધ્યાય બીજે.
ઈ પ્રસાદ પ્રકરણ બીજું એનું વર્ણન ત્રીજે,
ઋષિ, પિતૃ, દેવતા સર્વની ભક્તિ છે સકામી,
સર્વ તજીને પ્રભુ ભજો એ છે અંતર્જામી.
મનવાંછિત ફળ આપશે પૂરણ કામ એહ.
મંગલાચરણ શુકજીએ કર્યું ચોથે અધ્યાય જેહ,
તેમાં શ્રીજીની સ્તુતિ કરી, તે કયાં લગી કહીએ.
ત્રીજું મનનું પ્રકરણ છે તે ૭ અધ્યાયમાં લહીએ.
એક ઉત્પત્તિ, બીજો ઉપપતિ, એના છે બે પ્રકાર,
પ્રથમ ઉત્પતિ પ્રકારનો કીધો છે ઉચ્ચાર,
નારદે પૂછ્યું. બ્રહ્માજીને કહ્યું, પાંચમે કરી માન.
અધ્યાત્મજ્ઞાન, પંચીકરણ, સ્થૂલ સૂક્ષ્મનું જ્ઞાન,
આઠ સ્વરૂપ વિરાટનાં, છઠે અધ્યાયે જાણો.

સર્વ ઉત્પત્તિ પ્રભુથી થઇ કહી તેજ વખાણો,
સાતમે અધ્યાયે વર્ણવ્યા ચોવિશ અવતાર.
આઠમે અધ્યાયેથી જાણી એ ઉપપતિ પ્રકાર,
નારદજીએ બ્રહ્માજીને પૂછિયું તે એમાં કહિએ.
પોતાની ઉત્પતિ કહી નવમાં અધ્યાયમાં લહીએ,
ચતુઃશ્લોક શ્રીભાગવતનો બ્રહ્માજીએ ઉપદેશ કીધો.
નારદજીએ હૃદયે ધરી શ્રવણે રસ પીધો,
એ ઉપદેશ શુકદેવજીએ પરીક્ષિતને કહ્યો.
શ્રીભાગવતરસ સાંભળી કૃતારથ થયો,
દશમે આધ્યે તે જાણીએ યોગનું સ્વરૂપ.
આધિભૂત આધ્યાત્મિક, આધિદૈવિક, સરૂપ,
શ્રવણે સુધારસ પીજીએ હૃદયા માંહે ધારી.
હરિદાસ પ્રભુ શોભા નિરખિએ શ્રી કુંજવિહારી.

## ધોળ ૪ થું.

## તૃતીય સ્કંધ.

સર્ગલીલા તે તૃતીયસ્કંધ કહીએ,
અધ્યાય તેંત્રીસ પ્રકરણ છય લહીએ.
પહેલું અધિકાર પ્રકરણ કહ્યું અધ્યાય ચારે.
વિદુરજી તીર્થયાત્રા કરી આવ્યા ત્યારે.
વિદુરજી ઓધવજી યમુનાતટ મળ્યા સહી,
બીજે અધ્યાયે બાળ ચરિત્ર લીલા કહી.
ત્રીજે રાસલીલા, ચોથે પ્રભાસલીલા કહેવાય,
પછે ઓધવજી ઉત્તરા પંથ જાય.

બીજું પ્રકરણુ ગુણાતીત પાંચમેથી જે,
વિદુરે મૈત્રેયને પૂછ્યું ભગવત માયા તત્વ તે.
છઠ્ઠે માયાનું નિરૂપણુ મૈત્રેયે કીધું,
ત્રીજું સગુણુ પ્રકરણુ અધ્યાય ત્રણુમાં સીધું.
સાતમે ભગવત્ચરિત્રકથા પ્રશ્ન પૂછ્યા જે,
આઠમે મૂળ પૂરૂષથી બ્રહ્માની ઉત્પત્તિ કહી તે.
નવમે આધ્યે બ્રહ્માએ પ્રભુની સ્તુતિ કીધી,
દર્શન થયાં સૃષ્ટિ કરવાની આજ્ઞા દીધી.
ચોથું કાળ પ્રકરણુ અધ્યાય દશમેથી જે,
કાળક્રમે દશ પ્રકારે પ્રાકૃત સૃષ્ટિ થઇ તે,
પરમાણું કાળ ગતિ અધ્યાય અગિયારે,
પાંચમું જીવ પ્રકરણુ કહ્યું, અધ્યાય બારે.
બ્રહ્માજીએ અંગથી સૃષ્ટિ સનકાદિકની કરી,
સરસ્વતી સ્વાયંભૂ મનુ શતરૂપા ધરી.
તેરમે અધ્યાયે વરાહજીનો જન્મ થયો,
ચૌદમે કશ્યપ અદિતિ સંવાદ કહ્યો.
પંચદશમે જયવિજયને સનકાદિકનો શ્રાપ,
સોળમે સનકાદિકને દર્શન દીધાં વૈકુંઠનાથે આપ.
સત્તરમે હિરણ્યાક્ષ વરાહ યુદ્ધ થાય,
અઢારમા લગી એ લીલા કહેવાય.
ઓગણીશમે હિરણ્યાક્ષ મારી પૃથ્વી લીધી,
વીસમે અધ્યાયે વરાહની સ્તુતિ કીધી.
છઠ્ઠું તત્વ પ્રકરણુ તેના ભેદ છે બેય,
તેર અધ્યાય વરણુવ થાય છે તેહ.

એકવીશમે સ્વાયંભૂમનુ આવ્યા,
કર્દમઋષિની પ્રાર્થના કરી મન ભાવ્યા.
કર્દમઋષિએ દેવહુતિનો વિવાહ કરી,
બાવીસમે સ્વાયંભૂમનુ આવ્યા ફરી.
ત્રેવીસમે કર્દમઋષિએ વિમાન રચ્યું,
યોગઅભ્યાસના બળે રત્નથીજ જડયું.
વૈભવ સુખ ભોગ દેવહુતિના નવ જાય કહ્યા,
નવ કન્યાના ત્યાં જન્મ થયા.
કપિલદેવનો જન્મ ચોવિસમે કહ્યો,
નવ કન્યાનો ત્યાં વિવાહ થયો.
પછી કર્દમઋષિએ વન જઇ સાધન કીધાં,
પચીસમે કપિલદેવજીએ માતાને ઉપદેશ દીધા,
છવીસમે તત્વ સંખ્યા વરણવી જેહ,
સત્તાવીસમાં લગી વરણવ થયો તેહ.
અઠ્ઠાવીસમે યોગ ધ્યાન સ્વરૂપ કહ્યું.
ઓગણત્રીસમે ભક્તિયોગનું વર્ણન કર્યું.
ત્રીસમે વર્ણવ કર્મ વિપાક લહ્યો,
નર્કલોકમાં યમદુતોનો માર કહ્યો.
એકત્રીસમે આખ્યે જીવની અવસ્થા કહી,
ગર્ભ સ્થિતિ જન્મ મરણ પર્યંત સહી.
જ્ઞાન ભક્તિનું નિરુપણ અધ્યાય બત્રીસે,
દેવહુતી પરમપદ પામ્યા અધ્યાય તેત્રીસે.
માતાએ જ્ઞાન ભક્તિ ઉપદેશ ચિત્ત ધર્યા,
પછી કપિલદેવજી ઉત્તરાપંથ પધાર્યા.

તેર અધ્યાયમાં તત્વ પ્રકરણ કહ્યું,
તેનાં બે પ્રકરણ તે માંહે લહ્યું.
છેલ્લા ચાર અધ્યાય મુક્તિ પ્રકરણ જાણો,
હરિદાસ પ્રભુ શોભા નિત્ય વખાણો.

## ધોળ ૫ મું.

### ચતુર્થ સ્કંધ.

ચતુર્થ સ્કંધમાં વિસર્ગ લીલા કહીએરે,
પ્રકરણ ચાર અધ્યાય એકત્રીસમાં સહીરે.
ધર્મ, અર્થ, કામ, મોક્ષ પ્રકરણ ચાર છે રે,
પ્રથમ સાત અધ્યાયમાં ધર્મનો વિસ્તાર છે રે.

એના અધિકારી તે દક્ષપ્રજાપતિરે,
પહેલા અધ્યાયમાં મનુકન્યાની સંતતિરે
તેમાં સોમ દત્તાત્રય દુર્વાસા જાણિયેરે,
નારદ નારાયણ ઇત્યાદીક વખાણીએરે.

વિશ્વસૃજાના યજ્ઞમાં દક્ષપ્રજાપતિ આવીયારે,
બીજા અધ્યાયમાં સર્વને આદર કરી બોલાવીયારે.
શિવજી બોલ્યા નહિ તે દક્ષપ્રજાપતિએ ક્રોપ કીધોરે,
વાદવિવાદ કરતાં એક બીજાને શ્રાપ દીધોરે.

ત્રીજે દક્ષના યજ્ઞમાં જાવા શીખ માગી સતીરે,
ત્યારે તે સમે ના કીધી પતિરે,
ચોથે આજ્ઞા ઉલંઘન કરી સતી ગયાંરે.
દેહ મૂકી પર્વતની પુત્રી થયાંરે.

પાંચમે શિવજી આગળ નારદે સર્વ વાત કરીરે,
　　ક્રોધે યજ્ઞનો વિધ્વંસ વાત હૃદે ધરીરે.
છઠે આધ્યે બ્રહ્માદિકે શિવની સ્તુતિ કરીરે,
　　સાતમે દક્ષનો યજ્ઞ સંપૂર્ણ થયોરે.
સરવે મળી શિવની સ્તુતિ કરી તે જાણિયેરે,
　　બીજું અર્થ પ્રકરણ પાંચ અધ્યાય વખાણીયેરે.
આઠમે અધ્યાયે ઉત્તાનપાદનો વંશ કહ્યોરે,
　　ધ્રુવજીએ અપરમાને વચને તપ આરાધિયુંરે.
નવમે પ્રભુ મળ્યા વરદાન લઇ આવ્યા ઘરભણીરે,
　　સર્વેને ધ્રુવજી સાથે પ્રીત તો વાધી ઘણીરે,
દશમે ઉત્તમનું મૃત્યુદુ:ખ હૃદે ધર્યુંરે.
　　ભ્રાતનું વેર લેવાની મતિએ ધ્રુવે યુદ્ધ કર્યુંરે.
એકાદશમે સ્વાયંભૂમનુ આવિયારે,
　　ધ્રુવજીનું સમાધાન કરી ઘેર વળાવિયારે.
ધ્રુવે રાજ્ય કર્યું સંપૂર્ણ દ્વાદશમે કહ્યુંરે,
　　પુત્રને રાજ સોંપી અવિચળ પદ ગ્રહ્યુંરે,
ધ્રુવની માતા પરમપદ પામી તે વારમાંરે,
　　ત્રીજું કામ પ્રકરણ અધ્યાય અગીયારમાંરે.
એના અધિકારી તે પૃથુરાજા કહીએરે,
　　તેના ચરિત્રની કથા હવે વર્ણવીએરે,
ધ્રુવના વંશમાં વેન થયા તેરમેરે,
　　રાજા વેન બ્રહ્મ શ્રાપે મર્યા ચૌદમેરે.

પંચદશમે પૃથુની જન્મપત્રિ વંચાય છે રે,
સોળથી પૃથુ-ચરિત્ર એકવીસે કહેવાય છે રે.
સનત્કુમારથી આત્મયોગ પામ્યા બાવીસમેરે,
ચોથું મોક્ષ પ્રકરણ આઠ અધ્યાયમાં કહ્યુંરે,
તેના ભેદ છે બેય તે એ માંહે લહ્યુંરે,
બ્રહ્મ તત્વદર્શી ત્રણ અધ્યાયમાં થાય છે રે.
મુક્તિ સાયુજ્ય પાંચ અધ્યાય કહેવાય છે રે,
અનુક્રમે પૂર્વ ઉત્તર રીતે જાણીએરે.
ચોવિશ અધ્યાયે પૃથુવંશ વખાણીએરે,
પ્રચેતાને શ્રીમહાદેવજી મળિયારે.
"રુદ્રગીત" વરણવ કરી પાછા ફર્યારે,
પ્રાચીનબર્હિષને નારદજી મળ્યા પચીસમેરે.
પુરંજન આખ્યાન છવીસથી અઠ્ઠાવીસમેરે,
ઓગણત્રીસમે આત્મજ્ઞાન પામ્યા, દુઃખ વામીયારે.
કપિલાશ્રમ જઇ પ્રાચીનબર્હિષ સુખ પામીયારે,

રાગ ફેર.

ત્રીસમે પ્રચેતાને પ્રભુ પ્રસન્ન થયા કારજ સિધ્ધુંજી,
તમે કરજો દશહજાર વર્ષ રાજ એ વરદાન દીધુંજી.
એકત્રીસમે નારદજીએ પ્રચેતાને ભગવદ્વાર્તા કહીજી.
દક્ષને રાજ સોંપી પ્રચેતા મુક્તિપદ પામ્યા સહીજી.
એમનાં કરીએ ગુણગાન હૃદયમાં ધારીએજી.
હરિદાસ પ્રભુ શોભા નિરખી નિત્ય વિચારીયેજી.

## ધોળ ૬ ઠું.

### પંચમ સ્કંધ.

પંચમ સ્કંધ અધ્યાય છવિસ કહેવાય,
સ્થાન લીલાનું વર્ણન થાય.
ત્રણ પ્રકરણ દેશ, કાળ, સ્વપ્ન, જાણો,
પહેલું દેશ અધ્યાય ત્રણ વખાણે.
પ્રિયવ્રતનો વંશ કહ્યો પેલા અધ્યાય માંહે,
સપ્ત સમુદ્ર, સપ્ત દ્વીપ, વર્ણન થાયે.
બીજે આગ્નીધ્ર રાજાના નવ પુત્ર થયા.
તે નવખંડના રાજા થયા.
નાભી રાજાએ સુતને વરદાન દીધાં,
ત્રીજા અધ્યાય માંહે તેય પ્રસીધાં.
એકવીસ અધ્યાય લગી કાળ પ્રકરણ જાણો,
ચોથે ઋષભદેવજીનો જન્મ વખાણો.
ઋષભદેવને નાભી રાજાએ રાજ દીધું જ્યારે,
પછી પોતે પરમપદ પામ્યા તે વારે.
ઋષભદેવના સો પુત્ર બ્રાહ્મણ એકાશી,
નવ યોગેશ્વર દશ રાજ્ય સુખ વાસ્તે.
પાંચમે છઠે ઋષભદેવ ચરિત્ર લહીએ,
સાતમે ભરતના પુત્ર થયા તે કહીએ,
આઠમે જડભરત ચરિત્ર કહ્યાં પ્રકાશી,
મૃગસંગથી મૃગ થયા તે ગયા નાશી.

નવમે જડભરત મૂંગા થઇને ચાલ્યા,
દશમે રહુગણરાજાએ વેઠેજ ઝાલ્યા.
ભરતજીને રહુગણે બ્રહ્મજ્ઞાન પૂછયું,
તે સર્વ અગીયાર બારમે આપ્યે કહ્યું.
તેરમે જડભરત ચરિત્ર રહુગણે દઢ ગ્રહ્યાં,
ચૌદમે ભવાટીનાં વર્ણન કહ્યાં.
પંદરમે સુમતિનો વંશ કહેવાય,
તેમાં ગયરાજાનો જન્મ વખણાય.
સોળમે ભૂગોળ વર્ણન થાય,
જંબુદ્વીપ નવ ખંડ મેરુ પર્વત ગણાય.
સત્તરમે ઇલાવૃત શેષ સેવા કહી જેહ,
અઢારમે છ ખંડના ઇષ્ટદેવ કહ્યા તેહ.
ઓગણીસે ભરતખંડના ઇષ્ટદેવ કહીએ,
સ્વામિસેવા નિરુપણ કર્યું તે લહીએ.
વીસમે સપ્ત સમુદ્રનું કહ્યું છે પ્રમાણ,
એકવીસમે જ્યોતિશ્ચક્ર કેરૂં વખાણ,
બાવીસથી ત્રેવિસ લગણ એ ચરિત્ર કહ્યાં,
ચોવીસમે રાહુના પ્રમાણ વર્ણન લહ્યાં.
ત્રીજું સ્વપ્ન, પ્રકરણના ભેદ છેજ બેય,
એક છે જીવાત્મા બીજો પરમાત્મા તેહ.
પચીસમે પાતાળ લોક વર્ણન થાય,
નરકનું વરણન છવીસમે કહેવાય,
હરિદાસ પ્રભુ ગુણ ગાન કીજે નિત્ય,
શોભા નિરખી ધરી લીજીએ ચિત્ત.

## ધોળ સાતમું.

### ષષ્ટ સ્કંધ.

ષષ્ટસ્કંધ અધ્યાય ઓગણીસ કહીએ,
પોષણ લીલાનો વરણવ તે માંહે લહીએ.
નામ ધ્યાન અર્ચન ત્રણ પ્રકરણ જાણો,
પેલે આધ્યે અજામીલ આખ્યાન વખાણો.
બીજે વિષ્ણુદૂત સંવાદ કહ્યો,
દુષ્ટાચરણી નામપ્રતાપે વૈકુંઠ ગયો,
ત્રીજે ધરમે નામ માહાત્મજ કહ્યું હરિ,
પ્રભુ નામ સ્મરણ કરે ત્યાં રખે જાતા ફરી,
બીજું ધ્યાનપ્રકરણ ચોથે કહેવાય,
સત્તરમા અધ્યાય લગી વર્ણન થાય.
પ્રચેતાનો વંશ ચોથામાં કહ્યો,
દક્ષનો જન્મ પણ તેમાંજ થયો.
પ્રભુ પ્રસન્ન થાવા દક્ષે "હંસગુહ્ય" કહ્યું.
સંતાન થવાનું હરિએ વરદાન કહ્યું.
પાંચમે દક્ષના પુત્રને નારદે ઉપદેશ કીધો,
દક્ષે ક્રોધ કરી નારદને શ્રાપજ દીધો.
છઠે દક્ષ કન્યાની સંતતી વરણવીએ,
સાતમે ઇંદ્ર ગુરુ વિશ્વરૂપને જાણીએ.
આઠમે નારાયણકવચ વિશ્વરૂપે કહ્યું,
નવમે વિશ્વરૂપ મારી પાપ ઈંદ્રે ગ્રહ્યું.
વૃત્રાસુરનો જન્મ એ અધ્યાયમાં થાય,
દશમે દધિચિના અસ્થિનું વજ્ર કરાય,

ઈંદ્ર ને વૃત્રાસુરનું યુદ્ધ બહુ થાય,
એકાદશે ભક્તિજ્ઞાન વચન કહેવાય.
દ્વાદશમે વૃત્રાસુર મારી ઈંદ્ર જ જીત્યો,
ત્રયોદશે બ્રહ્મહત્યા જાવા યજ્ઞ જ કીધો.
ચૌદમે ચિત્રકેતુએ પુત્ર મરણ શોક કર્યો,
પંદરમે અંગિરા નારદના ઉપદેશે હર્યો.
સોળમે નારદ ઉપદેશે વૈરાગ્ય થયો,
સત્તરમે વિમાને બેસી કૈલાસે ગયો.
પાર્વતીજીના શ્રાપથી વૃત્રાસુર તે થયો,
પૂર્વજન્મે ચિત્રકેતુનો મોક્ષ જ થયો.
ત્રીજું અર્ચન પ્રકરણ અઢારમેથી થાય,
દિતી અદિતી વંશ વર્ણવ કહેવાય.
મરુતગણની ઉત્પત્તિ એ અધ્યાયમાં થઈ,
ઓગણીસમે પુંસવનવ્રત વિધિ કહી.
હરિદાસ પ્રભુ નિત્ય કીજે ગુણગાન,
શોભા નિરખિ હરિ હૃદયે ધરી ધ્યાન.

## ધોળ ૮ મું.

## સપ્તમ સ્કંધ.

સપ્તમસ્કંધ અધ્યાય પંદરમાં થાય રે,
એનાં પ્રકરણ ત્રણ કહેવાય રે.
સદસત્ વાસના અસત્ વાસના કહીએ રે,
સત્ વાસના પ્રકરણ ત્રીજું લહીએ રે.
પહેલું સદસત્ વાસના અધ્યાય પાંચ જાણો રે,
પહેલે જય વિજય શ્રાપનું કારણ વખાણો રે.

બીજે અધ્યાયે હિરણ્યાક્ષ વધ કર્યો રે.
માતાનું સુયજ્ઞાખ્યાનથી સમાધાન કર્યું રે.
ત્રીજે ભ્રાતનું વેર લેવાને નિમિત્તે રે,
હિરણ્યકશિપુએ તપ કર્યું ધરી ચિતે રે.
બ્રહ્માજીએ આવી વરદાન દીધું રે,
જે જે હિરણ્યકશિપુએ માગી લીધું રે.
ચોથે હિરણ્યકશિપુએ રાજ્ય કીધું જ્યારે રે,
દેવતા સરવે ભાગી ગયા ત્યારે રે.
ભગવદ્દભક્ત પ્રહ્લાદ પુત્ર થયા રે,
પાંચમે અધ્યાયે ભણવાને ગયા રે.
ભણ્યા ભગવન્નામ હરિ સાર રે,
બીજા કાંઈ તે ન કરે ઉચ્ચાર રે.
અસત્ વાસના પ્રકરણ બીજું કહીએ રે,
તે પણ પાંચ અધ્યાય માંહે લહીએ રે.
છઠે પ્રહ્લાદજીએ ભણાવી નિશાળ રે,
શ્રીહરિ નામ જપે સરવે બાળ રે.
સાતમે પ્રહ્લાદને બાપે પૂછ્યું જ્યારે રે,
તમે એ વિદ્યા ભણ્યા છો ક્યારે રે.
માતાજીને ઉપદેશ નારદજીએ કહ્યો રે,
ગર્ભવાસમાં તે સરવે અમે લહ્યો રે.
આઠમે પ્રહ્લાદને સ્થંભે બઝાડ્યો રે,
સ્થંભથી પ્રકટ થઇ હિરણ્યકશિપુ માર્યો રે.
દેવતાએ વળી પ્રભુની સ્તુતિ કીધી રે,
નવમે પ્રહ્લાદની સ્તુતિ હૃદય ધરી લીધી રે.

દશમે વરદાન દઇ પ્રભુએ રાજ દીધું રે,
ભક્તિ આપી દેવોનું કારજ કીધું રે.
મય નામે દૈત્યે ત્રિપુર બનાવ્યાં જેહ રે,
શિવે બાળી ભસ્મ કર્યાં'તાં તેહરે.
સદ્વાસના પ્રકરણ ત્રીજું થાય છે રે,
એકાદશમે ચાર વર્ણ ધર્મ કહેવાય છે રે.
દ્વાદશ આખ્યે બ્રહ્મચારીના કહ્યા ધર્મ રે,
વાનપ્રસ્થના કહ્યાંજ સરવે કર્મ રે.
ત્રયોદશે સંન્યાસીના ધર્મ કહ્યા રે,
અવધૂતને પ્રહ્લાદ સંવાદ થયા રે.
ચતુર્દશે પતિવ્રત ગૃહસ્થ ધર્મ કહેવાય રે,
પંચદશમે નિર્ગુણ ધર્મ વર્ણવાય રે.
ઉત્તમ મધ્યમ કનિષ્ઠ સર્વ પ્રકાર રે,
પ્રભુ અદ્ભુત લીલા કહી વિસ્તાર રે.
હરિદાસ પ્રભુ શોભા નિહાળી રે,
ગુણગાઉં નિત પ્રતિ જાઉં બલિહારી રે.

## ધોળ ૯ મું.

## અષ્ટમસ્કંધ.

અષ્ટમસ્કંધ મન્વંતર લીલા અધ્યાય છે ચોવીશજી,
પ્રકરણ એનાં ચારજ છે તે કહું નમાવી શિષજી
તામસ સાત્વિક રાજસ, ભક્તિ ચાર પ્રકરણનાં નામજી.
તામસ પ્રકરણ પહેલા અધ્યાયથી, વર્ણવું તજી સર્વ કામજી.
સ્વાયંભુવમનુ સ્વારોચિશ મનુ ઉત્તમ મનુ તામસ મનુ કહીએજી.

બીજે અધ્યાયે ગજેંદ્રને જળમાંથી ગ્રાહે ગ્રહિયોજી,
ત્રીજે શ્રીહરિની સ્તુતિ કરીને ગ્રાહથી મુકાવ્યો ગજેંદ્રજી.
ભક્તહેતે પ્રભુ પોતે પધાર્યા છબી પર વારૂં કોટી ચંદ્રજી.
ચોથે ગજ ગ્રાહ પૂર્વ જન્મ પામી મોક્ષ થયો તે કહીએજી.
પાંચમે રેવતમનુ ચક્ષુસમનુ થયા, તે સરવે મન લહીએજી.
દેવતા દૈત્ય ગયા ક્ષીર સાગર અમૃત મથન નિમિત્તજી.
સર્વે મળીને પ્રભુ સ્તુતિ કીધી નિર્મળ કરીને ચિત્તજી.
છઠે પ્રભુજીએ આજ્ઞા દીધી મંદરાચળ લેવા આવ્યાજી.
ઉપાડી ન શક્યા તે જોઇ પ્રભુજી ગરૂડે ચડીને લાવ્યાજી.
સાતમે કચ્છપ અવતાર ધરીને સમુદ્ર મંથન કીધુંજી.
મંથન કરતાં હળાહળ નિકળ્યું તે શિવજીએ પીધુંજી.
આઠમે ચૌદ રત્ન નિકળ્યાથી દેવ દાનવે યુદ્ધ કર્યુંજી.
દેવતાને અમૃત પાવાને કાજે, મોહિનીરૂપ પ્રભુજીએ ધર્યુંજી.
નવમે દેવતાને અમૃત પાયાં રાહુનું છેદ્યું શિષજી,
દેવતાને અમૃત દઇને અંતર્ધ્યાન થયા જગદીશજી.
દશમે દૈત્ય પરસ્પર વઢીઆ એકાદશે દેવાસુર સંગ્રામજી,
દ્વાદશમે પ્રભુએ મોહિની રૂપ ધર્યું મોહ્યા શિવ સહિત કોટી કામજી.
ત્રયોદશે વૈવસ્વતમનુના રાજમાં શ્રી વામનજી પ્રગટ થયાજી,
પછે ભવિષ્ય મન્વંતર આગળ થાશે તે પણ મેં સરવે કહ્યુંજી.
સાવર્ણિ મનુ દક્ષ સાવર્ણિ ધર્મ સાવર્ણિ કહીએ રે,
રૂદ્ર સાવર્ણિ દેવ સાવર્ણિ ઇંદ્ર સાવર્ણિ લહીએ રે.
ચતુર્દશે મનુના પુત્ર ઇત્યાદિક ભગવદંશ જાણીએ રે,
નવ અધ્યાય લગી પ્રકરણ રાજસ વખાણીએ રે.
પંચદશમે બલિરાજાએ રાજ્ય કીધું વિશ્વજિત્ યજ્ઞ કીધા જ્યારે રે,

ષોડશમે વિજ્ઞપ્તિ અદિતિએ પુત્ર કામના માટે કરી તે વારે રે.
પુત્ર થાશે પયોવ્રત કરો વિધિથી એક વર્ષ એક ચિત્તેજી,
અદિતિએ પયોવ્રત કર્યું તે સર્વ વિધિએ ધરી પ્રીતિજી.
સપ્તદશે પયોવ્રત કીધેથી પ્રભુ પ્રસન્ન થયા જાણીજી,
અષ્ટાદશે શ્રી વામનજી પ્રગટ્યા પધાર્યા બલિરાજાની પાસજી.
યજ્ઞશાળામાં સનમાન કરીને અવલોકયા અવિનાશજી,
ઓગણીસમે ત્રણ પદ પૃથ્વી સંકલ્પ કરાવી દાન બલિએ કીધુંજી.
વીસમે બલિ રાજાએ પ્રભુ કપટ જાણી ત્રણ પદનું દીધુંજી,
બે પદમાં સ્વર્ગ મૃત્યુલોક લીધાં એક પદની જગ્યા ન રહી જ્યારેજી.
એકવીસમે બ્રહ્માજીએ સ્વર્ગમાં શ્રીજીના ચરણ ગૃહ્યાંજી,
અંગુષ્ટ દેખી અભિષેક કીધો ગંગા પ્રવાહ થઇ વહ્યાંજી.
બલિરાજાને વરુણપાસથી બાંધ્યો ત્રીજું પદ પ્રભુએ માગ્યુંજી,
બાવીસમે બલિએ મસ્તક સમર્પણ કરી સત્ય વચન મુખે ભાંખ્યુંજી.
શિષ ધર્યું ત્યારે પ્રભુ પ્રસન્ન થયા રાજ્ય સુતળનું દીધુંજી,
ત્રેવીસમે બલિને જીતી લઇને દેવતાનું કારજ કીધુંજી.
સર્વે મળી સ્તુતિ કીધી પ્રભુની પ્રફુલ્લિત મન થયું તેનુંજી,
ભક્તિ પ્રકરણ ચોથું કહીએ અધ્યાયે ચોવીશજી.
વૈવસ્વત મનુના રાજ્યમાં મચ્છાવતાર થયો તે કહેવાયજી,
હરિદાસ પ્રભુ શોભા નિરખી નિશદિન હૈયું ટાઢું થાયજી.

## ધોળ ૧૦ મું.

## નવમસ્કંધ.

નવમસ્કંધ વર્ણવ કરૂં અધ્યાય ચોવીશ જાણી રે,
પ્રભુ કૃપાથી ઇશાનુ કથા પ્રકરણ બેય વખાણીરે.

સૂર્યવંશ મર્યાદા પ્રકરણ તે તો પેહેલું કહીએરે,
ચંદ્રવંશ પુષ્ટિ પ્રકરણ તે સાંભળી સુખ લહીએરે.
પહેલે અધ્યાયેથી પહેલાં સૂર્યવંશને વખાણો,
વિવસ્વત મનુના પુત્ર દશ થયા ઇક્ષ્વાકુને આદિ જાણોરે.
એક કન્યા થઈ તે કહ્યું એ તો અધ્યાય બીજે રે,
ત્રણ સુતને સંતાન થયાં નહીં તેનો વર્ણવ કીજે રે.
ચાર પુત્રનો વંશ થયો તે એમાં કહેવાય રે,
નૃગના સુમતિને ઓઘવને ઓઘવતી કન્યા રે.
ત્રીજે શર્યાતિના વંશમાં રેવતી કન્યા જેહ રે,
ચોથે નાભાગના વંશમાં રાજા અંબરિષ થયા તેહ રે.
ભક્તને દુર્વાસાએ દુઃખ દીધું પોતે દુઃખ પામ્યા રે,
પાંચમે દુર્વાસા સઘળે ફર્યા અંબરિષે દુઃખ વામ્યા રે.
ચક્ર સુદર્શનનું સમાધાન કરી ઋષિને સુખ દીધું રે,
છઠે અંબરિષના વંશનું વર્ણન એમાં કીધું રે.
ઇક્ષ્વાકુ નીમી વંશમાં રાજામાંધાતા થયા જેહ રે,
તેહના પુત્ર મુચકંદ થયા વર્ણવી કહું તેહ.
સાતમે માંધાતાના પુત્ર પુરૂકુત્સનો વંશ જાણો રે,
તેહના હરિશ્ચંદ્ર રાજા થયા આઠમે વંશ જાણો રે.
જેમાં સગર રાજા થયા નવમે તેનો વંશ કહીએ રે,
તેના ભગીરથ રાજા થયા ગંગાજી લાવ્યા જેહ રે.
ભગીરથ રાજાના વંશમાં રાજા ખટવાંગ થયોજી,
દશમ ખટવાંગના વંશમાં રઘુવંશ કહ્યોજી.
એકાદશે રામજીના રાજ્યનો દ્વાદશમે કુશનો વંશ કહ્યોજી,
પુષ્ટિ પ્રકરણ અધ્યાય બારનું તે તેરમે કહેવાય રે.

ઇક્ષ્વાકુ નીમી તેના વંશમાં જનક થયા જાણો રે,
ચૌદમે ચંદ્રમાથી બુધ થયા તેના પુરૂર્વા વખાણો રે.
પંચદશે પુરૂર્વાના વંશમાં પરશુરામ થયા જેહ રે,
સોળમે પરશુરામ ચરિત્ર કહ્યું વિશ્વામિત્ર જન્મ કહ્યો તેહરે.
સતરમે પુરૂર્વાના પુત્ર મોટા નહુષનો વંશ કહીએ રે,
તેના પુત્ર યયાતિ થયા તે અઢારમેય લહીએ રે.
ઓગણીસે યયાતિ પરમપદ પામ્યા વીસમે દુષ્યંત વંશ કયો રે,
એકવીશે ભરતના વંશમાં રતિદેવ રાજા થયો રે.
રતિદેવના વંશમાં ગર્ગાચાર્ય થયા તે કહીએ રે,
રાજા પંચાળી કૃપાચાર્યને દ્રોણાચાર્ય જ લહીએ રે.
બાવીસે દ્રુપદ અજમીઢવંશ કહ્યો જેમાં જરાસંઘ જાણો રે,
ત્રેવીસમે યયાતિના ચાર પુત્રનો વંશ વખાણો રે.
તેમાં યદુનાં વંશમાં મેધાવી ઋષિ થયા જેહ રે,
ચોવિસમે યદુવંશમાં વિદર્ભ રાજા થયા તેહ.
અક્રુરજીના વંશનું વર્ણન તેમાં કહીએ રે,
ઉગ્રસેન દેવકવંશમાં કંસ જન્મ થયો લહીએ રે.
સુરસેનનો વંશ કહ્યો જેના સુત વસુદેવ રે,
તેના સુત પ્રગટયા શ્રીકૃષ્ણજી મહાચંદ્રજી નિત કરીયે સેવ રે.
હદિદાસ પ્રભુ ગુણ ગાઇને ચિત્તમાં ધરી લીજે રે,
નિતપ્રતિ શોભા નીરખી નયણે રસ પીજે રે.

## ધોળ ૧૧ મું.

## દશમસ્કંધ.

લક્ષ્મણ સુત ગુણ ગાઇએ શ્રીવલ્લભ પરમ ઉદાર,
શ્રીવિઠ્ઠલવરને સમરિયે દ્વિજકુળ ધર્યો અવતાર.

એઉના પદ વંદન કરીને માગું તે વાણી સાર.
દશમસ્કંધ હ્રદયે ધરી અનુક્રમે કરૂં ઉચ્ચાર.
અધ્યાય સતાશી એહના ત્રણ મતાંતર કહેવાય,
સર્વે મળીને કહેવાય છે નેવું તે અધ્યાય માંહે.
નિરોધ લીલા નિરૂપણ કરી પ્રકરણ પાંચ તે જાણી,
જન્મ તામસ રાજસ સાત્વિક ગુણ પ્રકરણ વખાણી.
જન્મ પ્રકરણ પેલું પેલા અધ્યાયથી ચાર અધ્યાય લગી જેહ,
રાજાએ જ્યારે પ્રશ્ન પૂછ્યા ત્યારે શુકદેવજીએ ઉત્તર દીધો તેહ.
વસુદેવને શ્રીદેવકી પરણાવ્યાં કંસરાયે કરી પ્રીત,
બીજે અધ્યાયે કંસે દેવકીજીના પુત્ર માર્યાની કરી રીત.
પછે સંકર્ષણ ગર્ભમાં પધાર્યા દેવકીના ઉદર માંહે,
ત્યારે દેવતા સરવે મળીને સ્તુતિ કરે છે ત્યાંહે.
ત્રીજે શ્રીકૃષ્ણજી પ્રગટીયા મથુરામાં કાળાગ્રહ માંહે,
શ્રીવસુદેવજી ને દેવકીજી સ્તુતિ કરે ત્યાંહે.
પુત્ર લઇને શ્રીગોકુલ પધરાવ્યા યશોદાજીને અંક,
કન્યા લઇને આવિયા મનમાં થયા છે નિશંક.
ચોથે માયા ઉડી ગઈ આકાશે કંસને થયો પશ્ચાતાપ,
ત્યારે બેનનું સમાધાન કીધું તેના જોઇને સંતાપ.
દૈત્યોને તેડી એમ કહ્યું તમે મારોને દુઃખ દયો એહ,
બીજું તામસ પ્રકરણ છે અધ્યાય અઠાવીસ લગી જેહ.

રાગ ફેર.

એના ભેદ છે ચાર પ્રકાર પ્રમાણ પ્રમેય કર્યો વિસ્તાર.
સાધન ફળ સાર છે જાણો તેમાં પ્રમાણ પહેલે વખાણો.

## રાગ ફેર.

પાંચમે શ્રીજીના જન્મે વ્રજ ફુલ્યું,
અંગ ન માય પછે કંસને કર દઇને ઘેર પધાર્યા નંદરાય.
છઠે પુતના મોક્ષ સાતમે સંકટ ભંજન જાણી,
તૃણાવર્તને મારી વિશ્વરૂપ દર્શન લીલા એહ વખાણી.
આઠમે ગર્ગાચાર્યે નામ કર્મ કીધાં ચોરી લીલા મૃત્તિકાભક્ષ,
વિશ્વરૂપ દર્શન ફરી દેખાડયું જનનીને પ્રત્યક્ષ.
નવમે ઉલુખનુંબંધન દશમે નલકુબર મણિગ્રીવ ઉદ્ધાર,
એકાદશે નંદ ગામની લીલા વત્સરાસુર બકાસુર વધ થાય.
પક્ષાંતર કલમ સભેદના ત્રણ અધ્યાય વિરૂદ્ધ વાકય જેહ,
દ્વાદશે અઘાસુર વધ કર્યો તેરમે ગ્વાલ મંડલી થઇ તેહ.
ભોજન શિલાએ બેસી ભોજન કર્યાં બ્રહ્માએ હર્યાં વત્સ બાળ,
ચૌદમે પ્રભુ લીલા જોઇને બ્રહ્માએ સ્તુતિ કરી તત્કાળ.
બીજું પ્રમેય પ્રકરણ છે એહના તે સાત અધ્યાય,
વન ક્રીડા પ્રભુજીએ કરી ને વળી ચરાવી છે ગાય.
પંદરમે ધેનુકનો વધ કરી વિષ જળથી મુકાવ્યાં સર્વ,
ષોડશમે કાલિય નાગ નાથી પ્રભુએ ઉતાર્યો છે ગર્વ.
સતરમે દાવાગ્નિનું પાન કરી પ્રભુએ ફરી ચરાવી ગાય,
અઢારમે ગ્રીષ્મ ઋતુનું વણન કરી પ્રલંબવધ કહેવાય.
ઓગણીશમે દાવાનળ પાન કરી પ્રભુ વનથી પધાર્યા ઘેર,
વીસમે વર્ષા શરદ્‌ઋતુનું વર્ણન કર્યું બહુ પેર.
એકવીસે વેણુગીત વર્ણવી ત્રીજું પ્રકરણ સાત અધ્યાય,
બાવીસમે હેમંતઋતુ વર્ણવી કાત્યાયની વ્રત કહેવાય.

વ્રજ ભક્તને વરદાન દીધાં સર્વેને આપ્યાં વસ્ત્ર,
ત્રેવીસે ઋષિપત્નીનું અન્ન આરોગી ઇંદ્રનો ન કીધો યજ્ઞ.
ભોગ ધરાવી ગિરિરાજને પ્રભુજીએ કીધો અંગિકાર,
ગોવર્ધન ઉત્સવ કરીને વ્રજલીલા કરી વિસ્તાર.
અન્ય આશ્રય દૂર કરી પોતાનો આશ્રય કરાવ્યો વ્રજનાથ.
પચીસમે ઇંદ્ર કોપ કરી વૃષ્ટિથી રાખ્યો વ્રજ સર્વ સાથ.
છવ્વીસે પ્રભુ પરાક્રમ જોઇને વ્રજ ભક્તો વિસ્મય થાય,
સતાવીસે ઇંદ્રે સ્તુતિ અભિષેક કરી ગોવિંદ નામ ધર્યું તે કેવાય
અડાવીસમે શ્રીનંદજીને વરુણ પાસથી મુકાવ્યા વ્રજઇશ,
વ્રજ ભક્તને બ્રહ્મ હૃદયનાં નિજ ધામ દેખાડયું જગદીશ.
ફળ પ્રકરણ ચોથું કહ્યું સાત અધ્યાય માંહે જેહ,
ઓગણત્રીસમે વેણુનાદ કરી વ્રજભક્તને તેડ્યા તેહ.
રાસક્રીડા આરંભ કરી અંતર્ધાન થયા તે વખાણી,
ત્રીસમે વ્રજ ભક્ત લીલા સ્મરી દ્રુમને પૂછતા ફર્યાં જાણી.
એકત્રીસમે વ્રજ ભક્તો મહી સહુ કરે ગોપિકા ગીત ગાન,
બત્રીસમે દીન થઇ રૂદન કર્યું તત્કાળ પધાર્યા ભગવાન.
તેત્રીસમે રાસ રમણ કરી સુખ દીધું વ્રજભક્તને નાથ,
ચોત્રીસમે સર્પ ડંસથી નંદરાય મુકાવ્યા સર્વ સાથ.
બળદેવજીનો રાસ વર્ણવી શંખચૂડનો વધ કહેવાય,
પાંત્રીસમે દિવસ તાપ દૂર કરી વ્રજભક્ત યુગલગીત ગાય.
ગુણ ગાઉં નિશદિન પ્રભુનું એ સદાય મન હુલ્લાસ,
હરિદાસ પ્રભુ શોભા નિરખી માગે ચરણરજમાં વાસ.

## ધોળ ૧૨ સું.

બીજું પ્રકરણ તે રાજસ્ જાણો, અધ્યાય અઠ્ઠાવીશ માંહે પ્રમાણો.
તેના પણ ભેદ છે ચાર, પ્રમાણ પ્રમેય સાધન ફળ સાર.
પહેલું પ્રમાણ પ્રકરણ કહેવાય, તેના જાણીએ સાત અધ્યાય.
છત્રીસે અરિષ્ટાસુર વધ થયો, નારદે કંસને ઉપદેશ કહ્યો.
સાડત્રીસે કેશી દૈત વધ જાણી, નારદે નંદગ્રહે ભવિષ્ય વાર્તા વખાણી.
પછે વ્યોમાસુર વધ થયો જેહ, આડત્રીસે અક્રુર વ્રજ ગયા તેહ.
પછે કુશળ પ્રશ્ન પુછ્યા જ્યારે, ઓગણચાલીસે કૃષ્ણ મથુરાં પધારે.
સ્નાન સમે માર્ગમાં દર્શન દીધું, ચાલીસે અક્રુર સ્તુતિ કરી સુખ લીધું.
એકતાલીસ મથુરામાં કર્યો પ્રવેશ, રજક મારી સુંદર કર્યો વેશ.
વાયકને દીધી પ્રભુ મુક્તિ, આપી માળી સુદામાને ભક્તિ.
બેતાલીસે કુબજા કીધી સ્વરૂપ, ધનુષ્ય ભંગ સાંભળ્યો કંસ ભૂપ.
કંસને દુઃસ્વપ્ન થાય છે ભારી, રંગ મંડપમાં પધાર્યા ગિરિધારી.
સાત અધ્યાયમાં પ્રમય પ્રકરણ થાય, તેતાલીસે કુવલયા વધ કહેવાય.
રંગમંડપમાં પધાર્યા પ્રભુ અહીંઆં, જેને જેવી ભાવના તેવાં તેને દર્શન થયાં.
પરસ્પર મળી મહાત્મ્ય સહુ વખાણે, ચુમાલીસે મલ્લયુદ્ધ થયું તે ટાણે.
મામા કંસને મારીને દોડ્યા, માત પીતાનાં બંધન છોડ્યાં.
માત પિતાનું સમાધાન પીસતાલીસે કીધું, ઉગ્રસેનને રાજ સરવે દીધું.
નંદાદિકને વ્રજ મોકલ્યા સાથે, વસુદેવને ગૌદાન દેવરાવ્યાં છે હાથે.
જન્મ સમયે સંકલ્પ કીધેલો જેહ, વસુદેવજીએ ગૌદાન આપ્યાં છે તેહ.
અવંતિકા ગયા ભણવા વિદ્યા કાજ, ગુરૂપુત્ર આણી આપ્યા મહારાજ.
છેતાલીસે ઉદ્ધવજી વ્રજમાં આવ્યા, કુશળ વાર્તા કરી નંદ મન ભાવ્યા.
પ્રાતઃ વ્રજજનને ઉદ્ધવજી મળ્યા સહી, સડતાલીસે જ્ઞાન ઉપદેશ વારતા કહી.
વચન આસક્તિનાં કહ્યાં વ્રજજન, શુદ્ધ સત્વમય ઉપન્યું મન.

દૃષ્ટાંત ભ્રમરનું દઇને કહ્યું, તે સરવે ભ્રમરગીત માંહે લહ્યું.
અડતાલીસે કુબજા ઘેર પધાર્યા હરિ, પાછા ફરી મનોરથ પૂરણ કરી.
અક્રુર પાંડવોની શુદ્ધ લેવા ગયા, ઓગણપચાસે હસ્તિનાપુર અક્રુર આવ્યા.
પાંડવ સરવેની શુદ્ધિ ત્યાં લીધી, કુંતાજીએ દુઃખની વાતો કીધી.
તે સરવે પ્રભુજીને આવીને કહ્યું. દશમ પૂર્વાર્ધ સંપૂરણ થયું.
હરિદાસ પ્રભુ નિત ગુણ ગાઉં, શોભા નિરખી ફુલી અંગ ન સમાઉં.
સાધન પ્રકરણ અધ્યાય સાતનું, તેતો ઉત્તરાર્ધમાં કહેવાય છે,
પચાસમે અધ્યાયે જરાસંધ યુદ્ધ થયું તે સત્તરમી વારે થાય છે.
અઢારમી વારે યુદ્ધ લાવ્યો જરાસંધ કાળયવન આવ્યો સહી;
દ્વારકાં સમુદ્રમાં પ્રભુ પોતે વસાવી સર્વેને મોકલ્યા તહીં.
એકાવનમે ગુફામાં પ્રભુ પોતે પધાર્યા મુચકુંદને દર્શન દીધાં હરિ,
કાળયવનને ત્યાં ભસ્મજ કીધો મુચકુંદે પ્રભુજીની સ્તુતિ કરી.
બાવનમે મુચકુંદ બદરિકાશ્રમ ગયો બળદેવજી રેવતિજી પરણ્યા જાણિયે,
રૂકિમણીજીનો સંદેશો શ્રીકૃષ્ણને પોતો ત્રેપનમે રૂકિમણી હરણ વખાણીએ.
ચોપનમે યુદ્ધમાં શ્રી બળદેવજી જીત્યા ત્યાં હાર્યા તે રાજા સર્વ છે,
રૂકૂમૈયાની મૂછ મસ્તક મુંડી કૃષ્ણે બાંધ્યો નિવારી ગર્વ છે.
ત્યાંથી પ્રભુજી દ્વારકાં પધાર્યા વિધિપૂર્વક વિવાહ કર્યો,
પંચાવનમે પ્રદ્યુમનજી પ્રગટયા તેનું સંબરાસુર દૈતે હરણ કર્યું,
યુદ્ધ કરી સંબરાસુર દૈતને મારી રાણી રતિજી પરણી ઘેર આવિયા.
ત્યાં સરવે જન જોવા મળ્યા રૂકિમણીજીને મન ભાવિયા,
છપનમે મણિ પ્રસંગમાં જાંબુવંતિ સત્યભામા બે વર્યા.
ફળ પ્રકરણ અધ્યાય સાતમાં સત્તાવનથી વર્ણવ કર્યા,
પ્રભુ પાંડવની શુદ્ધ લેવા પોતે પધાર્યા શતધન્વાએ સત્રાજિત માર્યો સહી
સત્યભામાના આગ્રહથી કૃષ્ણ પધાર્યા શતધન્વાને માર્યો મણી મળ્યો નહીં

અપવાદ થયો અક્રુરજીને તેડાવ્યા અપવાદ ગયો મણિ મળી તહીં.
અઠાવનમે શ્રીકૃષ્ણ ઈંદ્રપ્રસ્થ પધાર્યા શ્રી કાલિંદ્રી પરણ્યાં તે જાણીએ,
ખાંડવ વનનો દાહ કીધો મિત્ર વૃંદાને પરણ્યા વખાણીએ.
સત્યા, ભદ્રાને શ્રીલક્ષ્મણા વર્યાં ઓગણસાઠમે ભોમાસુર માર્યો શ્રીહરિ,
સોળ સહસ્ત્ર ને સો કન્યા હતી તે સરવે શ્રી પ્રભુજીને વરી.
સાઠમે હાસ્ય યુક્ત વચન તો શ્રી રૂક્ષ્મણીજીને કહ્યાં,
પ્રતિ ઉત્તર દીધા ફરી એહના તે સરવે એ માંહે લહ્યા.
એકસઠમે સરવે સ્ત્રીને પુત્ર દશ દશ થય તે જાણીએ,
પટરાણી આઠે મુખ્ય છે તેના પુત્રના નામ વખાણીએ.
પ્રદ્યુમ્ન પુત્ર શ્રીરૂક્ષ્મણીના તેના સુત અનિરૂદ્ધ છે,
બાસઠમે આધ્યે અનિરૂદ્ધજીનાં ચિત્રલેખાએ હરણ કર્યાં.
શોણિતપુરમાં બાણાસુરની કન્યા સ્વમાંતર માંહે વર્યાં,
ઓખાહરણ કારણ યુદ્ધમાં બાણાસુરે અનિરૂદ્ધ બાંધિયા.
ત્રેસઠમે બાણાસુર સંગ્રામ થયો અનિરૂધ પરણ્યા તે જાણીયે,
અનિરૂધજી પરણી ઘેર પધાર્યા ગુણગાન કરીને વખાણીએ.
હરિદાસ પ્રભુજીની નિરખી શોભા તન મન ધન સરવે વારીએ,

ચોથું પ્રકરણ સાત્વિક એકવીસ અધ્યાયજી,
સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ કહેવાયજી.
ચોસઠે ઉપવેદી કૃકલાશનો ઓદ્ધાર કીધોજી,
નૃગરાજાના પૂર્વજન્મ વૃતાંત ફળ સીધાંજી.
બ્રહ્મસ્વ કઠણ ધર્મ ઘણું કહીએજી,
પાંસઠે બળદેવજી વ્રજ પધાર્યા તે લહીએજી.
સરવેને રાસ રમણ કરાવી સુખ દીધાંજી,
શ્રીજમનાજી નાવ્યાં તે અકર્ષિ લીધાંજી.

છાસઠે કાશીનો રાજા પૌંડ્રક કહીએજી
તેનો પુત્ર સુદક્ષિણ મારી સુખ લહીએજી,
કાશીને તો ભસ્મજ કીધી તે વારેજી.
સડસઠે બળભદ્રે કપટ દ્વિવિદ માર્યોજી,
અડસઠે દુર્યોધનની કન્યા લક્ષ્મણા જેહજી.
જાંબુવંતીજીના પુત્ર શાંબ પરણ્યા તેહજી,
બળદેવજીને કઠણ વચન ઘણાં કહ્યાંજી.
હળ ખેંચતા હસ્તિનાપુર વાંકા વળી ગયાંજી,
ઓગણોતેર નારદજી પધાર્યા કૃષ્ણ ઘેરજી.
ગૃહસ્થાશ્રમ જાતાં થાક્યા પેરજી,
સોળ સહસ્ત્ર સો અષ્ટ ઘેર ફરતા જાયજી.
ઘર ઘર પ્રત્યે નૌતમ લીલા થાયજી,
સિતેરે શ્રી પ્રભુજીનું આહ્નિક કહીએજી.
નારજીએ આવી કહ્યું ને મન લહીએજી,
પાંડવોએ યજ્ઞ મનોરથ કર્યો તે વારેજી.
દૂતે ને નારદજીએ કહ્યુ તે ચિત્ત ધારીજી.
પાંડવ પાસે ઈંદ્રપ્રસ્થ પધાર્યા શ્રીહરિજી,
એકોતેરે પ્રભુજીએ ઉદ્ધવને પૂછી વાતજી.
બૌતેરે યુધિષ્ઠિરને રાજસૂય દિક્ષા દીધીજી,
જરાસંધ મારી પુત્ર રાજ બેસાડી કરી પ્રીતિજી.
સર્વ રાજાઓને બંધનથી છોડાવ્યાજી,
તૌતેરે વસ્ત્રાભૂષણ આપી ભોજન કરાવ્યાંજી.
ચુમેતરે શિશુપાલ વધ કરી રાખ્યો ચરણ પાસજી,
પંચોતેરે દુર્યોધનના માનભંગ કારણ થયુંજી.

છૌતેરે શાલ્વને પ્રદ્યુમ્નનું યુદ્ધ થયુંજી,
સત્યોતેરે સાલ્વને મારી કર્યો ગદા પ્રહારજી.
અઠોતેરે વિદુરથને દંતવક્ત્રને માર્યાજી,
પછે પ્રભુજી મહાભારત યુદ્ધમાં પધાર્યાજી.
બળદેવજીએ સુત પુરાણીને દર્ભે મર્યોજી,
ઓગણ્યાએંસીએ તીર્થયાત્રા કરવા પધાર્યાજી.
બલ્વલ દૈત્યને મારીને યાત્રા કરી આવ્યાજી,
બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કરી લાવ્યાજી.
મહાભારત યુદ્ધ તો ત્યારે સંપૂર્ણ થયુંજી,
ઋષિઓને શુદ્ધ જ્ઞાન આપી સુખ લહ્યુંજી.

રાગ ફેર.

એંસીએ સુદામાએ સ્ત્રી આજ્ઞા થકી દ્વારકાં જઇને લાવં લીધોજી.
એકાસીએ પ્રભુએ પ્રસન્ન થઇને સુદામાને વૈભવ બહુ દીધોજી,
બ્યાસીએ સૂરજ ગ્રહણ જાણી કુરૂક્ષેત્ર પધાર્યા સહુજી.
સરવે પટરાણીએ દ્રૌપદીજીને પાણિગ્રહણની વાર્તા પૂછી લીધીજી,
ત્રાસીએ પાંડવોએ મળી કરી કુશળ વારતા પૂછીજી.
શ્રી વસુદેવજીને શ્રી નારદજી પાસે જ્ઞાન ઉપદેશ કરાવ્યાજી,
ચોરાસીએ ઋષિ સરવે મળીને પૂજા કરી મન ભાવ્યાજી.
પાંચમું ગુણ પ્રકરણ કહીએ તે ૭ અધ્યાય માંહે થાયજી,

રાગ ફેર.

યજ્ઞ કરાવીને સહુને શિક્ષા દીધીજી,
પછે પ્રભુજી પોતે શ્રીદ્વારકાં પધાર્યાજી.
પંચાસીએ દેવકીજીના પુત્ર માર્યાતા જેહજી,
કંસે ૭ પુત્ર માર્યાતા ત્યાં તેહજી.

પાતાળ જઇને બલિરાજા પાસેથી લાવ્યાજી,
 સ્તનપાન કરી પુત્ર સ્વર્ગે પહોંચાડયાજી.
છયાસીએ સુભદ્રાહરણ અર્જુને કીધુંજી,
 પ્રભુ શ્રુતદેવ જનક ઘેર જઈ સુખ દીધુંજી.
સત્યાસીએ ઋષિ મળી પરીક્ષા કીધીજી,
 બ્રહ્મા, વિષ્ણુ, શિવ, તેમાં મોટા શ્રીહરિજી.
અઠ્યાસીએ ભજન શ્રેષ્ટ કેનું કહીએજી,
 વૃકાસુરનું આખ્યાન એ માંહે લહીએજી.
લોકાલોક જઇ વિપ્રના પુત્ર લાવ્યા જેહજી,
 નેવ્યાસી અધ્યાય લગણ ચરિત્ર કહ્યું તેહજી.
નેવું અધ્યાયે રાજનીતિ ગૃહસ્થ ધર્મ પ્રકારજી,
 ગુણનીધિ યાદવકુળ કહ્યા વિસ્તારજી.
યાદવકુળના ચરણ કમળની મને આશજી,
 શોભા નિરખી ગુણ ગાય હરિદાસજી.

## ધોળ ૧૫ મું.

### એકાદશ સ્કંધ.

સ્કંધ એકાદશમાંહેરે લીલારસ મુક્તિ કહી,
 પ્રકરણ બેય એનાંરે જીવ મુક્તિ બ્રહ્મ મુક્તિ સહી.
જીવ મુક્તિ પ્રકરણ પેહેલુંરે ભેદ બે તેના જાણીએ,
 અધ્યાય ઓગણત્રીસ લગીરે કહ્યું તે વખાણીએ.
બ્રહ્મભાવના અધ્યાયરે બેય કહેવાય છે,
 એ તો સરવે સંપૂરણરે એકત્રીસ અધ્યાય છે.

પેહલા અધ્યાય માંહે રે યાદવકુળને બ્રહ્મનો શ્રાપ થયો,
બીજે વસુદેવજીનેરે નારદે જ્ઞાન ઉપદેશ કહ્યો.
નવ યોગેશ્વરનો સંવાદરે જનક ઘેર થાય છે,
કવિ હરિ યોગેશ્વરનેરે પ્રશ્નો બહુ પૂછાય છે.
ત્રીજે અંતરિક્ષ પ્રબુધેરે માયા તરવા વર્ણન કહ્યું,
પિપ્પલાયન આવિર્હોત્રેરે કહ્યું તે એમાં લહ્યું.
ચોથે દ્રુમિલ યોગેશ્વરરે ત્રિગુણ અવતાર કહ્યા,
ચોવિસ પ્રભુજીના અવતારરે વર્ણવીએ માંહે લહ્યા.
પાંચમે ચમસ કરભાજનનો સંવાદ થયો જાણીએ,
સાયુજ્ય મુક્તિ અધ્યાય એમાંરે કહી તે વખાણીએ.
છઠ્ઠે દેવતા સર્વ મળીરે, પ્રભુજીની સ્તુતિ કીધી,
પ્રભાસે જઇ યજ્ઞ કરવારે, યાદવકુળને આજ્ઞા દીધી.
ઉદ્ધવે આવી પ્રશ્ન કીધારે, સાતમે અવધુત તેનો ઇતિહાસ કહ્યો,
ચોવીસ ગુરુના ગુણ લીધા રે.
રાજા યદુનો સંવાદ કહ્યો આઠમે નવમે ચોવીસ ગુરુએ રે,
કહ્યું તે એમાં જાણી રે
દશમે ઉદ્ધવજીને રે, જ્ઞાન ઉપદેશ કહ્યો તે વખાણીએ,
એકાદશમે ભક્તિ સેવા
માયા તેને બાંધે નહિ દ્વાદશે સાધુ સત્સંગ કરે રે,
કર્મ ત્યાગ વ્યવસ્થા કહી.
ત્રયોદશે તત્વજ્ઞાને કરી રે સૌ વિષે સામાન્ય દ્રષ્ટિ રાખે,
ચતુર્દશે ભક્તિ યોગ ઉત્કૃષ્ટ રે.
પછી ધ્યાનનું સ્વરૂપ કહ્યું પંચદશ અષ્ટાદશ સુધી રે,
જ્ઞાન પ્રાપ્તિ થાય તેય લહ્યું.

વિભૂતિનું સ્વરૂપ રે, ષોડશમે અધ્યાયે જાણો,
 સપ્તદશે અષ્ટાદશે રે, વર્ણાશ્રમ ધર્મ વખાણો.
જ્ઞાનાદિકનો ત્યાગ કરવો રે, અધ્યાય ઓગણિસમે,
 જ્ઞાનયોગ કર્મયોગ ભક્તિયોગ રે, વિધિ લક્ષણ વીસમે.
વિધિ નિષેધ કર્ત્તવ્ય રે, વેર લક્ષણ એકવીસમે,
 તત્વ નિશ્ચયાત્મકાદિકરે, બાવિસમે થાય છે.
ભિક્ષુકગીતાનું વર્ણન રે, ત્રેવિસમે કહેવાય છે,
 સાંખ્ય યોગાદિક લક્ષણાદિક રે, અધ્યાય ચોવિસમે.
સત્વાદિક વૃત્તિ વિવેચન રે, અધ્યાય પચીસમે,
 છવીસે ઐલોપાખ્યાન કર્યું રે, પુરૂષારાધન સત્તાવીશે.
જ્ઞાનયોગ વર્ણવ કર્યો રે, અધ્યાય અઠ્ઠાવીશે,
 ઓગણત્રીસે ભક્તિ યોગ રે, ઉદ્ધવને શિક્ષા દીધી હરિ.
બ્રહ્મમુક્તિ પ્રકરણરે, કહ્યાં છે એ અધ્યાયે કરી,
 ત્રીસમે યાદવ સંહાર કર્યોરે, દ્વારકાંથી આવી પ્રભાસ લીલા કરી.
એકત્રિસમે અહંતા ત્યાગ રે, બ્રહ્માદિક સ્તુતિ કરી,
 હરિદાસ પ્રભુ શોભા નિરખિ રે, નિજધામ પધાર્યા હરિ.

## ધોળ ૧૬ મું

### દ્વાદશ સ્કંધ.

દ્વાદશ સ્કંધ અધ્યાય એના તેર છે,
 આશ્રય લીલારે, પ્રકરણ પાંચ વખાણ સદા ગુણ ગાઇએ રે–ટેક.
એક લોકાશ્રય બીજું વેદાશ્રય રે,
 ત્રીજું ભગવદાશ્રય પ્રકરણને જાણ સદા ગુણ ગાઇએ.

ચોથું શબ્દાશ્રય પાંચમું અર્થાશ્રય રે.
એ પાંચેમાં પહેલું લોકાશ્રય જેહ, સદા ગુણ ગાઇએ રે.
પહેલા અધ્યાયમાં રાજા જરાસંઘ થયા રે,
એના વંશમાં જે રાજા આગળ થાશે તેહ, સદા ગુણ ગાઇએ રે.
બીજે અધ્યાયે કલિયુગમાં અધર્મીનો રે,
નાશ કરવા ધર્યો પ્રભુએ કલ્કી અવતાર, સદા ગુણ ગાઇએ રે.
બીજું પ્રકરણ વેદાશ્રય અધ્યાય ત્રીજેથી રે,
તેમાં યુગના તે સરવે ધર્મ કહેવાય, સદા ગુણ ગાઇએ રે.
ચોથે યુગ યુગનાં પ્રમાણ લક્ષણ કહ્યાં રે,
પ્રલયકાળનોરે વર્ણવ એ માંહે થાય, સદા ગુણ ગાઇએ રે.
ત્રીજું પ્રકરણ અધ્યાય ત્રણમાં કહ્યું રે,
ભગવદાશ્રય ભગવદાશ્રયિણી પૂરણ, સદા ગુણ ગાઇએ રે.
પાંચમે પ્રમાણ લક્ષણ પરીક્ષિતને સર્પ ડંશ કહ્યો,
છઠ્ઠે પરીક્ષિતનો મોક્ષ થયો નિર્વાણ, સદા ગુણ ગાઇએ રે.
સર્પ યજ્ઞ વેદ સંખ્યા વર્ણવ કહ્યોરે,
સાતમે અથર્વ વેદ વર્ણન વિસ્તાર, સદા ગુણ ગાઇએ રે.
ચોથું પ્રકરણ શબ્દાશ્રય અધ્યાય ત્રણનું રે,
એનો શ્રીભાગવતનો આશ્રય કરવો એહ, સદા ગુણ ગાઇએ રે.
ભગવદ્રુપ શ્રીભાગવત છે સહી રે,
ભવે કરી કીજે નિત પ્રભુ ગુણ ગાન, સદા ગુણ ગાઇએ રે,
આઠમે અધ્યાયે માર્કંડ આખ્યાન કહ્યાં રે.
નવ દશ લગી કહેવાય છે તેહ, સદા ગુણ ગાઇએ રે,
એકાદશે મહાપુરુષ વર્ણન કહ્યું રે.
દ્વાદશે સૂર્યનું એ માંહે વર્ણવ થાય, સદા ગુણ ગાઇએ રે.

પાંચમું પ્રકરણ અર્થાશ્રય અધ્યાય બેયનું રે,
　　શ્રીમદ્‌ભાગવત અર્થ સંક્ષેપ કહેવાય, સદા ગુણ ગાઇએ રે.
દ્વાદશ અધ્યાયે શ્રીભાગવત સંક્ષેપ કહ્યું રે,
　　બારે સ્કંધનો સંક્ષેપ વર્ણવ થાય, સદા ગુણ ગાઇએ રે.
ત્રયોદશે પુરાણ સંખ્યા વર્ણવી કહી રે,
　　ફળશ્રુતિ શ્લોક સંખ્યા કહેવાય, સદા ગુણ ગાઇએ રે.
ભગવદ્રુપ શ્રીભાગવત છે સહી રે,
　　શ્રીમદ્‌ભાગવતનો મહિમા અપરંપાર, સદા ગુણ ગાઇએ રે.
હરિદાસ પ્રભુ શોભા નિરખીને,
　　ગુણ ગાઇને જઇએ બલિહારિ, સદા ગુણ ગાઇએ રે.



गीतं तु भागवतमध्यगतं दशैकं ।
भाषानुवादसहितं स्तुतिभिः समेतम् ॥
प्रेम्णा मया प्रकटितं जनताहिताय ।
क्षन्तव्यमत्र मम यत्स्खलनं सुधीभिः ॥

मेघजित्तनुजस्येयं, रेवाशंकर-शास्त्रिणः ।
कृतिः प्रीत्यै सतां भूयात्, प्रीयतां परमेश्वरः ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा,
बुद्ध्यात्मना वानुसृतस्वभावात् ।
करोति यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयेत्तत् ॥

**ભાવાર્થ:**—શાસ્ત્રોક્ત કર્મોજ કેવળ ભગવાનને અર્પણ કરવાં એવો કાંઇ નિયમ નથી, પરંતુ મનથી, વાણીથી, કાયાથી, ઇન્દ્રિઓથી, બુદ્ધિથી, અહંકારથી તથા અધ્યાસથી માનેલા બ્રાહ્મણપણાના સ્વભાવથી જે જે કાંઈ કર્મો કરવામાં આવે, તે તે સર્વ કર્મો પરમાત્મા નારાયણને અર્પણ કરવાં. શ્રીરસ્તુ. શુભં ભવતુ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

હાલ,
ઠે. ગુલાલવાડી સ્વ. શેઠ
શ્રી દેવીદાસ લલ્લુભાઇની
સંસ્કૃત પાઠશાળા,
કીકાસ્ટ્રીટ, મુંબઈ નં. ૪

લે. સંગ્રાહક અને પ્રકાશક,
**શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત.**
**દેલવાડા (કાઠીયાવાડ).**

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

૧ શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત, ઠે. દેવીદાસ લલ્લુભાઈ સંસ્કૃત પાઠશાળા, ગુલાલવાડી-મુંબઈ નં. ૪

૨ જોશી રણછોડ મેઘજી પુરોહિત, ઠે. ફણસવાડી, જોના મેરાજ પીરભાઈની વાડીમાં ચોથે માળે . . . મુંબઈ નં. ૨

૩ શાસ્ત્રી ગુલાબશંકર હીરજીરામ પંડ્યા, હિન્દુધર્મ કાર્યાલય, કાંદાવાડી, કલ્યાણજી મોતીની ચાલ, નં. ૧ બીજે માળે, ગીરગામ-મુંબઈ નં. ૪

૪ કે. કે. જોશી એન્ડ બ્રધર્સ, નં. ૮૪-૯૨, તંબાકુ વાળાનો જુનો માળો; કાંદાવાડી-મુંબઈ નં. ૪

૫ પંડિત નારાયણ મુળજી બુકસેલર, કાલબાદેવી રોડ, લોહારચાલીને નાકે-મુંબઈ નં. ૨

૬ સી. સી. શાહની કંપની બુકસેલર, કાલબાદેવી રોડ, નરનારાયણજીની બાજુમાં-મુંબઈ નં. ૨

૭ સી. ડાહ્યાભાઈની કું. પાંચકુવા ચારરસ્તા, અમદાવાદ.

આ સિવાય બીજા પણ મુંબઈના તેમજ બહાર-ગામના પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે.

આ પુસ્તકની ખપીઆ કે, જેઓ વધુ સામટી નકલો વેચાતી લેનારને સારૂં કમીશન આપવામાં આવશે. સામટાં પુસ્તક મંગાવનારે ઓર્ડરની સાથે અગાઉથી રૂ. ૫) પાંચ મનીઓર્ડરથી રવાના કરવા અને તે વી. પી. કરતી વખતે મજરે વાળી આપવામાં આવશે. (પોસ્ટેજ ખર્ચ જુદો ગણવામાં આવશે.)

—પ્રકાશકર્તા.